# કુમકુમ સિલ્ક મિલ્સ

આકર્ષક ડિઝાઇન અને સુમેળ રંગોવાળા
સુનદ્રી જાતોની અમારી વિશિષ્ટતાઓ

આર્ટ સિલ્ક, નાયલોનના ફેન્સી કાપડ બનાવનારા, નાયલોન શર્ટીંગ,
પાલવજરી સાડી, પ્રિન્ટેડ સાડી, ફેન્સી ક્રોક તથા નાયલોન ઓશે
અને બ્રોકેડ વગેરે.



## ધી કુમકુમ સિલ્ક મિલ્સ

સુદરબાગ. આગ્રારોડ, કુર્લા-૭૦ મુંબઈ

14300

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની ભૂકી ચામાં બિનહરીફ

આ ચા પીવામાં થોડા સમયમાં તમને પૂરું
સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ
પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત
માણી જુઓ. તમારા અતિથિઓને પણ આ ચાથી
સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મઝા
આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે.
તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની
હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અજોડ છે

લીપ્ટન એટલેજ સારી ચા






# કુમકુમ સિલ્ક મિલ્સ

આકર્ષક ડિઝાઇન અને સુમેળ રંગોવાળા
સુંદર જાતોની અમારી વિશિષ્ટતાઓ

આર્ટ સિલ્ક, નાઇલોનના ફેન્સી કાપડ બનાવનારા, નાયલોન શર્ટિંગ, પાલવજરી સાડી, પ્રિન્ટેડ સાડી, ફેન્સી ક્રોક તથા નાયલોન ઓચે અને બ્રોકેડ વગેરે.



## ધી કુમકુમ સિલ્ક મિલ્સ

સુદરબાગ, આગ્રારોડ, કુર્લા–૭૦ : મુંબઈ

14300


# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની ભૂકી ચામાં બિનહરીફ

આ ચા ઓછામાં ઓછા ખરચમાં તમને પૂરું સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓને પણ આ ચાથી સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મઝા આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અજોડ છે.

લીપ્ટન એટલેજ




સારી ચા




  

વસતિ નિયંત્રણના મર્યાદિત દૃષ્ટિબિંદુથી
તેને નહીં જોવાને બદલે આપણે માતાઓ
અને બાળકોની વધુ સારી તંદુરસ્તી
માટેના એક સાધન તરીકે આપણે તેને
જોઈએ છીએ.

ઇન્દિરા ગાંધી



એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## દરેક તેની જરૂરત પ્રમાણે

અમે રાજકારણની વાત નહિ પરંતુ બચત અને નાણાંના રોકાણ અંગે વાત કરીએ છીએ. નવા 7-વર્ષીય રાષ્ટ્રીય બચત સર્ટિફિકેટોમાં આપની બચતનું રોકાણ કરતી વખતે હાલ વેચાતી તેની ત્રણ શ્રેણીઓમાંથી આપ આપની જરૂરીયાત પ્રમાણે એક શ્રેણી પસંદ કરી શકો છો. બધી જ શ્રેણીઓ આકર્ષક વળતર, આવક વેરામાં છૂટછાટો અને સંપત્તિવેરામાં ફાયદાઓ આપાવે છે.

| | |
|---|---|
| 2જી શ્રેણી<br>[illegible]<br>5% [illegible] | 4થી શ્રેણી<br>[illegible] 7½%<br>[illegible] |
| 3જી શ્રેણી<br>[illegible]<br>5% [illegible] | • [illegible]<br>[illegible]<br>રૂ. 3000/- [illegible]<br>[illegible] |

રાષ્ટ્રીય બચત સંસ્થા

With The Compliment



# A B C Bragain Centre

DIRECT IMPORTERS : WHOLESALE & RETAIL MERCHANTS

*PROPRIETORS · L P. PATEL, C. N PATEL*

| *Telephone 2346*<br>*Telegrams : ABICI* | *P O Box 75*<br>*KABWE (Broken Hill)*<br>*BRANCH.* | *LUSAKA BARGAIN*<br>*CENTRE*<br>*LUSAKA* |
|---|---|---|

# જે ધૂપસળીની સૌરભે પરિવાર પમરી ઊઠયો

બાગનાં ફૂલો પરિતાપ ઓછો સહી શકે છે. ઉપવનનાં ફૂલોમાં પ્રકૃતિની ઉગ્રતા સામે ઝઝૂમવાનું જીવનબળ વિશેષ હોય છે. એથી જ ઉપવનનાં ફૂલોમાં પ્રાકૃતિક સૌંદર્ય અને સુગંધ પ્રતિકારની શક્તિ ધરાવીને સુદીર્ઘ સમય સુધી વાતાવરણને પોતાના મસ્ત પમરાટથી મહેકતાં રાખી શકે છે.

પૂ. કસ્તુરબા ગાંધી આવું એક ઉપવનનું પુષ્પ હતું. પૂ. ગાંધીજીના સત્વ–સંસર્ગે તે પમરી ઊઠયું અને એક આર્ય સન્નારીનું શ્રેષ્ઠત્વ પામી આદર્શ ગૃહિણીનું દૃષ્ટાંત આપતાં ગયાં. એ ફૂલ ખર્યું પણ ફોરમ એની - ફોરાતી જ રહીને અનેકોના જીવનનો આદર્શ બની રહી છે.

સ્વ. ગંગાબહેન એવું એક પ્રાકૃતિક રીતે વિકસેલ ઉપવનનું પુષ્પ હતાં. એને આધુનિક શિક્ષણના નહિ પણ આર્ય સંસ્કૃતિના પહેલ પડયા હતા. બીજા જ્યારે જીવન ગુમાવીને ભણતર ભણે છે ત્યારે સ્વ. ગંગાબહેને ભણતર ખોયું પણ જીવન સાધ્ય કરેલું. ભણેલાં તો અક્ષરજ્ઞાન પૂરતું જ, પણ જીવનમાં તે સાચાં સાક્ષર બની રહેલાં.

આર્ય સંસ્કારોમાં જ ગંગા યમુના સરસ્વતી ભાગીરથી જેવાં જ્વલંત સંસ્કારોથી સભર એવાં નામ પડે છે. ગંગાના નામ સાથે તો પાંચ હજાર વર્ષનો ઉજ્જવળ ઇતિહાસ ઝળહળી રહ્યો છે. કેટલાંક માનવી એને કારણે ધન્યનામ બને છે. ગંગાબહેન એવાં ધન્યનામ હતાં. જવાહર નેહરુ જેવા આધુનિક માનવી પણ પોતાનાં હાડ ગંગામાં પધરાવવા સ્વહસ્તે લખતા ગયેલા.

આ ગંગાના પ્રતાપે જ ભગીરથો પાકે છે જે ભગીરથે ગંગાનો



સ્વ. ગંગાબહેન બાબરભાઇ પરમારઃ લુસાકા (ઝાંબિયા)

પુણ્ય પ્રવાહ રેલાવી પોતાના કુળને જ નહિ પણ સમાજને પણ સુખદા વરદા બનાવી દીધો. સ્વ. ગંગા બહેનની કુખે એવા જ પુત્ર શ્રી છીટુભાઈનો ઉદય થયો, જેમનું જીવન પોતાના પરિવારમાં પર્યાપ્ત ન થતાં વસુધૈવ કુટુંબકમ્‌ની જેમ સમાજની સેવામાં નિરાભિમાની-પણાથી અંધકારમાં ઉજાસ ફેલાવી રહેલ છે. એ પુણ્ય સલીલા ગંગા બહેનની જ ધૂપસળીનો પવિત્ર પમરાટ છે.

જેનું જીવન એક સંસ્કાર-યાત્રા બની રહે છે તેને તમામ સ્થળો તીર્થરૂપ જ બની રહે છે. સુખમાં કે દુઃખમાં સદાય અડગ રહી માનવમાત્રમાં અતિથિ દેવો ભવની ભાવનાથી આદર સત્કાર કરતાં જ રહે છે. દીધું લીધું તો કોઈનું બેસી રહેતું નથી, પણ રહી જાય છે તે સ્નેહની માનવતાની સુવાસ જ. સ્વ ગંગાબહેન એવાં એક આદર્શ ગૃહિણી હતાં. એટલે જ એમના અતિથિ બનેલા સૌના હૃદયે એમના અવસાનનો આઘાત અનુભવીને એક અવિસ્મરણીય યાદ છોડતા ગયાં છે. એટલે જ સ્વ. ગંગાબહેન "બડભાગી" બની ગયાં છે

કવિઓએ સાચું જ ગાયું છે કે 'ભીતડિયું ચળશે ભવન, ચિતર ચળશેના' મોટા મહાલયોની ભીંતો–દીવાલો ચલાયમાન થશે, પડી જશે પણ એના ઉપર કોરેલાં ચિત્રો ચલાયમાન નહિ થાય. એવાં ચિત્રો પણ ચલાયમાન થશે, પણ માનવીના હૃદયની દીવાલો ઉપર જે ચિત્રો ઊઠયાં છે તે તો કદી ચલાયમાન નહિ થાય. એટલે જ સૌ સ્વજનો રહી રહીને સ્વ. ગંગાબહેનના ગૃહજીવનના અબોલ આદર્શને, એમના ઉષ્માભર્યા આદર આતિથ્યને અને એમની માયા મમતાને યાદ કર્યા કરે છે.

અનેક યુગો વહી ગયા અનેક અવતારો થયાં અને અલોપ પણ

થઇ ગયા છતાં ગંગાના નીરનો પુણ્ય પ્રવાહ વહ્યા જ કરે છે. એટલે કે જીવન વહ્યા કરે છે. ગંગાબહેન ગયાં પણ એમના જીવનનો પુણ્ય પ્રવાહ એમના ઉમદા પરિવારરૂપે અનેક પ્રકારે સમાજને સેવા આપી રહ્યો છે. મૃત્યુ પછી પણ જીવનનો પુણ્ય પ્રવાહ વહેતો રહે એ સદ્દભાગ્ય સ્વ. ગંગાબહેનને સાંપડયું છે, અને એ જ એમના જીવનની ધન્યતા અને સાર્થકતા છે.

ક્યાં લુસાકા અને ક્યાં દક્ષિણ ગુજરાતનું કોસ (મહુવા) ગામ! સને ૧૯૦૪માં કોસ ગામે માતા પ્રેમીબેન અને પિતા મકનભાઈને ત્યાં એમનો જન્મ થયો. આજથી ૬૦ વર્ષ પહેલાના લોકાચાર. ૧૯૧૪માં શ્રી બાબરભાઈ પ્રાગજીભાઇ પરમારની સાથે દસ વર્ષની વયે ગંગાબહેનનાં લગ્ન થયેલાં. શ્રી બાબરભાઈનું ગામ એંધળ. હજી પૂ. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ગુજરાતમાં આવી વસ્યા ને ગાંધી યુગની સ્થાપના. શ્રી બાબરભાઇ પણ ગાંધીજીની વિચારસરણીના પ્રભાવ નીચે આવ્યા. જીવન આખું સેવામય બની રહ્યું. સ્વદેશીના વ્રતધારી બન્યા અને વિવિધ રીતે સેવાકાર્ય કરતા થયા. આ તો ભાગીરથી અને શિવની જટા જેવો સંયોગ–સુયોગ પ્રાપ્ત થયો. જેમ સૂર્યના ઉદયથી એની કિરણકરાંગુલિથી કમળ ખીલી ઊઠે તેમ ગંગાબહેનનાં શીલ અને સંસ્કાર બાબરભાઈના સદાચારી અને સેવામય જીવનથી ખીલી ઊઠયા.

સને ૧૯૨૨માં સ્વ. ગંગાબહેન પોતાના પતિ સાથે બ્રહ્મદેશ સીધાવ્યાં, ત્યાં તા. ૩–૧–૨૩ ના રોજ એમને પુત્રરત્ન સાંપડયું. આ પુત્રરત્ન એટલે માતાપિતાના સંસ્કારોને વધુ જ્વલંત બનાવનાર શ્રી છોટુભાઇ જે હાલ અફ્રિકાના ઝાંબિયા દેશના લુસાકા શહેરના વાસી છે, ને જેમની સુવાસે એમનું નિવાસ સ્થાન મધપૂડાની જેમ સદાય ગુંજયા કરે છે.

સ્વ. ગંગાબહેન બ્રહ્મદેશમાંથી ૧૯૨૮માં દેશમાં પાછાં ફર્યાં. ૧૯૩૦માં ફરી બ્રહ્મદેશના ટોંગુ ગયા. અને ત્યાં સ્વાસ્થ્ય કથળવાથી ચાર વર્ષના ટોંગુવસવાટ પછી દેશમાં આવી રહ્યાં અને ખેતીવાડીની સાર સંભાળ લીધી.

બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રહ્મદેશ અને ભારતની સરહદો સળગી ઊઠી. ભારતીય જનો માટે કપરો કાળ આવ્યો. એથી બાબરભાઇ પણ ભયાનક જંગલો પસાર કરીને સ્વદેશ પાછા ફર્યા. થોડો સમય નવસારી ધંધો વ્યવસાય કરી પછી નિવૃત્તિ લઈને એંધળ જઈ વસ્યા.

સ્વ. ગંગાબહેનના પુત્ર શ્રી. છોટુભાઈએ ઝાંબિયામાં વસવાટ કરેલો. આથી સ્વ. ગંગાબહેન અને બાબરભાઈ ૧૯૬૨માં ઝાંબિયા ફરવા ગયાં પણ તબિયત સારી ન રહેતાં આઠેક માસ બાદ સ્વદેશ આવી રહ્યાં. સ્વદેશમાં એંધળ મહિલા મંડળને એમની સેવાઓ મળવા કરતી.

શ્રી. છોટુભા[illegible]ા આગ્રહથી ઉત્તર જીવન સુખ[illegible] ઝાંબિયામાં ગાળવાનું વિચા[illegible] ૧૯૬૯ના એપ્રિલની ૨૫મી [illegible]એ લુસાકા પહોંચ્યા. નિરાંતજીવે દસેક મહિના ગાળી ૧૯૭૦ ના ફેબ્રુઆરીમાં સહપરિવાર સફર આરંભી. દક્ષિણ આફ્રિકા અને રોડેશિયાની સફર કરી. દસેક હજાર માઇલનો પ્રવાસ કરી, બધાં સગાં સંબંધીઓ અને સ્વજનોને મળીને પાછા લુસાકા આવ્યાં.

સ્વ. ગંગા બહેનનું સ્વાસ્થ્ય કથળતાં તા. ૮–૪–૭૦ને સંવત ૨૦૨૬ના ચૈત્ર સુદ ત્રીજ ને બુધવારે ભર્યું ભાદર્યું ઘર છોડીને દેહત્યાગ કર્યો. ઝાંબિયામાં જાણે પરિવારને છેલ્લીવાર મળી લેવા જ આવ્યાં હોય તેમ પતિ શ્રી બાબરભાઈ, પુત્ર શ્રી છોટુભાઈ, પૌત્રવધુ શ્રી ગંગુબહેન અને એક માત્ર પૌત્ર શ્રી વાડીલાલ અને અન્ય સ્વજનોના સાન્નિધ્યે ચિરવિદાય લીધી.

એમના સ્મરણાર્થે શ્રી બાબરભાઈ તથા છોટુભાઈએ સુરત–વલસાડ જિલ્લા ક્ષત્રિય મો. જ્ઞા. પરિષદના રાહત ફંડમાં રૂ. ૫ હજાર, કેળવણી ફંડમાં રૂ. ૫ હજારના ટ્રસ્ટ વ્યાજ વાપરવાની શરતે આપ્યા અને રૂ. બે હજારનું ટ્રસ્ટ જ્ઞાતિ સામયિક હિતેચ્છુ માટે કર્યું.

ધૂપસળી જેવું અમોલ અને પોતે સળગીને અન્યને પમરાવતું જીવન એમના પરિવારની મધુર સૌરભે મધમધી રહ્યું છે. શ્રી છોટુભાઈ જેવા દાની, ઉદાર, સેવાભાવી અને નમ્ર ગંભીર પુત્રના જીવન ઉત્કર્ષ સાથે સ્વ. ગંગાબેન પોતાનાં અન્યને પવિત્ર કરતા પુણ્ય પ્રવાહથી ધન્ય બની ગયું છે.

ટેલીગ્રામ-ડિસ્ટકોબેન્ક ટેલીફોન નંબર-૨૪૯૭૦

ઓડીટ વર્ગ "અ"

# ધી રાજકોટ ડિસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેન્ક લી.

ઢેબરભાઇ રોડ, સહકાર ભવન, રાજકોટ

તા. ૨૫-૯-૧૯૭૦ ના રોજની પરિસ્થિતિ

ભરપાઇ થયેલ શેરભંડોળ : રૂા. એક કરોડ ઉપર
રીઝર્વ અને અન્ય ફંડો : રૂા તેત્રીસ લાખ ઉપર
થાપણો : રૂા. બે કરોડ નેવાસી લાખ ઉપર
કુલ ધીરાણ : રૂા. દસ કરોડ ઉપર-

વિશિષ્ટતાઓ :-

"૧" કોઇપણ વ્યાપારી બેન્ક કરતાં થાપણ પર વધુ વ્યાજ અને ઉદાર સવલતો આપે છે.
"૨" હુંડી, બીલો વિગેરે ઓછા દરે વસુલ કરી આપે છે.
"૩" આપના દરકોઇ પ્રકારના નાણાં કીય રોકાણોનો ઉપયોગ રાષ્ટ્રના અન્ય ઉત્પાદનના કાર્યમાં કરે છે

શાખાઓ : (૧) રાજકોટ (૨) ગોંડલ (૩) જેતપુર (૪) જસદણ (૫) ઉપલેટા (૬) ધોરાજી (૭) જામકંડોરણા (૮) પડધરી (૯) કોટડાસાંગાણી (૧૦) વીંછીયા (૧૧) વાંકાનેર (૧૨) ભાયાવદર (૧૩) મોરબી (૧૪) ટંકારા (૧૫) આળીયાબિંયાણા (૧૬) દેરડી કુંભાજી (૧૭) મોવિયા (૧૮) મોટીમારડ (૧૯) સુપેડી (૨૦) બેડીપરા : રાજકોટ (૨૧) સરધાર (૨૨) લોધીકા (૨૩) સુલતાનપુર (૨૪) ગોમટા (૨૫) સાતુદડ (૨૬) જેતપર : મોરબી (૨૭) પાટણવાવ (૨૮) મોટાદડવા.

માર્કન્ડરાય ન. ત્રિવેદી
મેનેજર

વ. વ. દવે
મે[...]જીંગ-ડિરેકટર

વલ્લભભાઈ પો. પટેલ
પ્રમુખ

---

# એસ. ટી. ની નોંધપાત્ર પ્રગતિ કૂચ

| | ૧૯૬૦ | ૧૯૭૦ |
|---|---|---|
| રૂટોની સંખ્યા...... | | |
| વાહનો... .. ..... ખડે. | ૧૬૮૮ | ૪૬૫૨ |
| બસ દ્વારા વર્ષ દરમ્યાન મુસાફ | ૧૭૬૭ | ૩૯૮૫ |
| મુસાફરોની સંખ્યા.... | | |
| બસ સ્ટેશન, સ્ટેન્ડ વિ. રેલાવી | ૧૩ કરોડ | ૪૪ કરોડ |
| સામાન રાખવા માટે કલોકરૂમ, પીવાનું પ સમાજ | ૩૯૧ | ૭૧૮ |

વિદ્યાર્થીઓ-અપંગજનો વગેરેને કન્સેશન, દવાઓ દીધાગણી, લાંબાઅંતરની એક્ષપ્રેસ અને રાત્રી બસ સર્વિસો, લાવવા લઇ જવાની સવલતો વધતી જ જાય છે. એવા અને અન્ય જરૂરી ચીજ વસ્તુઓના પાર્સલો બસ દ્વારા

દેશ, પ્રદેશની, કટોકટીની પ ઉદવ વ..ઉપરાંત
દુષ્કાળ, રેલસંકટ, મેળાઓ પરિવજોમાં......
અને બીજા ખાસ પ્રસંગોએ વ કુટુંબ......

ગુજરાત રાજ્ય માર્ગ ામાં નિ.........
કરમાં ઉ વાહનવ્યવહાર કોર્પોરેશને
તેના નાના મોટા કરોક પૂરૂ સર્વ ધૂપસળાનો ને
ઉમદા ઉદ્દેશ, આએ સેવા અને ફરજનું
ગુજરાત રાજ્ય માર્ગ વા તારી ૂર પાડયુ છે.
ર કોર્પોરેશન, અમદાવાદ-૨૨

૧૪૩૦૦


# ઊર્મિ નવરચના

તંત્રીઓ
ઈશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર

ઊર્મિનવરચનાનાં સર્વ લખાણો કોપીરાઇટથી રક્ષિત છે. વર્ષ ૪૧: ઓકટોબર નવેમ્બર ૭૦:

અંક ૭-૮ સળંગ અંક ૪૮૭-૪૮૮



| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અશ્વિનીકુમાર ને જામરાવળ | (તસ્વીર પરિચય) | જયમલ્લ પરમાર | ૫૩૯ |
| ૨ | ચેતકને શોકાંજલિ | (શહીદ અશ્વોને અંજલિ) | કેસરીસિંહ બારહટ્ટ | ૫૪૦ |
| ૩ | હો ઘણેરા રંગ હો | (અંતર-આભાર)...... | તંત્રીઓ | ૫૪૧ |
| ૪ | હૈયું ઘણુંઘણુંટી દે છે-અશ્વ અંક પ્રવેશ | (સફળ અભિલાષ).. | જયમલ્લ પરમાર | ૫૪૨ |
| ૫ | અશ્વ-ભમરી પરીક્ષા | (ચિત્ર ને વિવરણ)... | શક્તિદાન ગઢવી | ૫૪૪ |
| ૬ | અશ્વનામ પરિચય | (દુહામાં)...... | પિંગળશીભાઈ ગઢવી | ૫૪૬ |
| ૭ | અશ્વ-રાજારટ પરિચય | (ચિત્ર)... | મુળુભાઈ પાલિયા | ૫૪૭ |
| ૮ | अश्वानाम् उच्चैश्रवाहम् | (અશ્વ મહત્તા)... | વજુભાઈ વ્યાસ | ૫૪૮ |
| ૯ | અશ્વાયણ | (અશ્વ-રામાયણ મણિભાઈ વોરા : | કૃષ્ણલાલ મહેતા | ૫૪૯ |
| ૧૦ | અશ્વ ને સ્વાર | (મોરબીની પ્રતિમા) | જયમલ્લ પરમાર | ૪૫૬ |
| ૧૧ | જીવે ઘોડાં ! જીવે ઘોડાં ! | (પ્રસંગ કથા) | — દ. શ્રી. પુંજાવાળા | ૪૫૭ |
| ૧૨ | ઘણમૂલાં ઘોડાંની વાતું | (અશ્વની ઐતિહાસિક વાતો) | મુળુભાઈ પાલિયા | ૪૬૨ |
| ૧૩ | ઘોડાંની ૫૧ જાત | (ઓલાદની યાદી) | ...જેઠસુર બારોટ | ૪૬૮ |
| ૧૪ | રંગ ઓદલાને | (પ્રસંગ કથા) | ...દાદુભાઈ પ્ર. ગઢવી | ૪૬૯ |
| ૧૫ | કાઠિયાવાડી ઘોડાં | (ગીત-કવિતા) | ...બળદેવભાઈ નરેલા | ૪૭૧ |
| ૧૬ | લાખા ફૂલાણીનો પખૂપસર | (પ્રસંગકથા) | દુલેરાય કારાણી | ૪૭૩ |
| ૧૭ | અશ્વનાં જાતિ ગુણ લક્ષણ અને પરખ | (લેખ) | ....નારાયણદાન બાલિયા | ૪૭૫ |
| ૧૮ | હયબર્નન | (કાવ્ય) | ...વજમાલજી મેહડુ | ૪૮૫ |
| ૧૯ | સાણિયા વીંછિયાની વછેરી | (પ્રસંગકથા) | ....કાનજીભાઈ બારોટ | ૪૮૬ |
| ૨૦ | ગીત સપાખરું | (અશ્વ મહિમા) | ....પાતાભાઈ નરેલા | ૪૯૦ |
| ૨૧ | ખાસલિયાનો લાલો | (પ્રસંગકથા) | ...બાપલભાઈ ગઢવી | ૪૯૧ |
| ૨૨ | ચારણી સાહિત્યમાં અશ્વવર્ણન | (કવિતા) | દાદુભાઈ પ્ર. ગઢવી | ૪૯૩ |
| ૨૩ | શેલટી | (પ્રસંગકથા) | પિંગળશીભાઈ ગઢવી | ૪૯૮ |
| ૨૪ | ઘોડાખાઈ | (પ્રસંગકથા) | ભગુભાઈ ગઢવી | ૫૦૨ |
| ૨૫ | બોડી તેં શીંગાળી કીધી | (પ્રસંગ કથા) | મહંત હરિકૃષ્ણાચાર્ય | ૫૦૫ |
| ૨૬ | ઘોડાંની ગતિ શક્તિ | (દુહા ને અર્થમાં) | બળદેવભાઈ નરેલા | ૫૦૮ |
| ૨૭ | ફૂલેકામાં વરઘોડો શ્રીરામનો | (ગીત કવિતા) | તુલસીદાસજી | ૫૦૯ |
| ૨૮ | સવાજીનો નટાવો | (પ્રસંગ કથા) | અમરદાસજી ખારાવાળા | ૫૧૦ |
| ૨૯ | મૃત અશ્વની ઉપયોગિતા | (વિગત) | હરસુરભાઈ ગઢવી | ૫૧૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ | રૂખડનો રોઝો | (પ્રસંગ કથા) | સુરગભાઇ વરૂ | ૫૧૨ |
| ૩૧ | અશ્વ શોભા | (કવિતા) | પાતાભાઇ નરેલા | ૫૧૬ |
| ૩૨ | અશ્વનો ઉછેર | (લેખ) | કાનજીભાઈ બારોટ | ૫૧૭ |
| ૩૩ | ટારડો ઘોડો | (કવિતા) | પાતાભાઈ નરેલા | ૫૧૮ |
| ૩૪ | અશ્વ પરીક્ષા | (લેખ) | મોટાભાઇ ગઢડાવાળા | ૫૧૯ |
| ૩૫ | કાળી માવળી | ( વિનોદ કથા ) | કાનજીભાઇ બારોટ | ૫૨૧ |
| ૩૬ | અટારીના પાણી | (પ્રસગ કથા) | કાશીરામ વ્યાસ | ૫૨૫ |
| ૩૭ | ઇતિહાસ અ કિન અશ્વયશકથા | (લેખ) | હરસુરભાઈ ગઢવી | ૫૨૮ |
| ૩૮ | પશ્ચિમની ચિત્રકૃતિઓમા અશ્વ | (લેખ) | નારાયણ દી ખેર | ૫૩૧ |
| ૩૯ | વફાદાર ખચરી | (પ્રસગ કથા) | કાશીરામ વ્યાસ | ૫૩૩ |
| ૪૦ | મલાજાવાળી માકડી | (કવિતા) | રાણીગ બારોટ | ૫૩૫ |
| ૪૧ | દેશ પ્રદેશમા અશ્વનામ | (લઘુયાદી) | કાનજીભાઇ બારોટ | ૫૩૬ |
| ૪૨ | કે પદ્દી તારા પગ વખાણુ ! | (પ્રસંગ કથા) | કાનજીભાઇ બારોટ | ૫૩૭ |
| ૪૩ | કાળુડી કજાત | (પ્રસગ કથા) | બાપલભાઈ ગઢવી | ૫૪૦ |
| ૪૪ | સસ્કૃત—યાવનીમા અશ્વ નામવર્ણ | (લઘુલેખ) | જિતુદાન ગઢવી | ૫૪૧ |
| ૪૫ | મોરે ન થાય માકડા ! | (પ્રસગ કથા) | નાગભાઇ ખભેળ | ૫૪૩ |
| ૪૬ | તપોધન સ્વ ડોલરભાઇ | (અજલિ) | જયમલ્લ પરમાર | ૫૪૪ |
| ૪૭ | ઇસરદાનજીનું મૃત્યુ વર્ષ | (સશોધન) | ડોલરભાઇ માકડ | ૫૪૬ |
| ૪૮ | આપણાં લોકગીતોમા અશ્વ | (લેખ) | જયમલ્લ પરમાર | ૫૪૮ |
| ૪૯ | કરામાત કાળુડી | (પ્રસગ કથા) | હિગોળદાન નરેલા | ૫૫૫ |
| ૫૦ | લોકભાષામા ઘોડાનો સસ્કાર | (લઘુલેખ) | ડો મગનભાઇ ગોહલિયા | ૫૫૬ |
| ૫૧ | લોકજીવન ને સસ્કૃતિમા ઘોડો | (સચિત્ર લેખ) | લે. આલેખક : ખોડીદાસ પરમાર | ૫૫૯ |
| ૫૨ | મોજુડો | (પ્રસગ કથા) | જુગતરામ વ્યાસ | ૫૫૬ |
| ૫૩ | માણકીના મૂલ ન હોય | (પ્રસગ કથા) | પિગળશીભાઈ ગઢવી | ૫૬૮ |
| ૫૪ | અશ્વો દુહાસાહિત્યમા | | સ લોકસાહિત્યકારો | ૫૭૩ |
| ૫૫ | ચારણી સાહિત્યમા અશ્વદાન | (કવિતા લેખ) | રતુભાઈ રોહડિયા | ૫૭૫ |
| ૫૬ | એનુ નામ વેડા | (પ્રસગ કથા) | અમરદાસજી ખારાવાળા | ૫૮૦ |
| ૫૭ | ચમરબધ ચાગી | (સ્વાનુભવ કથા) | સ. વેરીસાલ અયાચી | ૫૮૧ |
| ૫૮ | બીજમા ખબરદાર ઘોડો | (સ્વાનુભવ કથા) | હરસુરભાઇ ગઢવી | ૫૮૪ |
| ૫૯ | કમનીય અશ્વ ને સ્વારની પ્રતિમા | (પ્રતિમા પરિચય કથા) | જયમલ્લ પરમાર | ૫૮૫ |
| ૬૦ | અશ્વની ઉત્ક્રાતિ | (લઘુ નિર્દેશ) | વજુભાઈ વ્યાસ | ૫૮૬ |
| ૬૧ | તુરગનામ | (લઘુ નિર્દેશ) | કાનજીભાઈ બારોટ | ૫૮૬ |
| ૬૨ | હાદાખુમાણનો બાવજો | (પ્રસગ કથા) | સુરગભાઇ વરૂ | ૫૮૭ |
| ૬૩ | ગીગાશાનો બહાદુર બાવજો | (પ્રસગ કથા) | બાપલભાઇ ગઢવી | ૫૯૧ |

# અશ્વિનીકુમાર અને જામરાવળની પ્રતિમા

પાંચસો વરસ પહેલાના નવાનગરની ગાદીના સ્થાપક જામરાવળ અને ૩૫ વરસ પહેલાંનો જામરણજીતનો રૂપકડો જાતવંત અશ્વ અશ્વિનીકુમાર એ બેનો મેળ મેળવી પ્રાણીશિલ્પી હર્બર્ટ હેટઝલાઈને આ સુંદર પ્રતિમા બનાવી છે. જામરાવળની પ્રતિમામાં અસલી કચ્છી યોધ્ધાની લાક્ષણિકતા અને નિશ્ચ ાત્મકતાનાં દર્શન થાય છે, તો અશ્વ અશ્વિનીકુમારમાં દમામ, ખુમારી અને જુસ્સાનો ભાવ પ્રગટ થયેલ છે.

આ પ્રતિમા જામનગરના લાખોટા તળાવના મધ્યભાગે ૩૫ ફૂટ ઊંચા ડાયસ ઉપર આવેલી છે. એનો ફોટો લેવરાવવા શ્રી. નારાયણદાન બાલિયાએ બહુ કોશીશ કરી. ન લઇ શકાયો. ફોટા ને મૂળ ફોટો લેવાયેલો તેની નેગેટીવ માટે ઠેરઠેર ભમ્યા. કામયાબી ન મળી. છેવટ મહારાજ રાજેન્દ્રસિંહજીના પૌત્ર પાસેથી ૩૫ વરસ પહેલાંનો ફોટો મળી આવ્યો તેના ઉપરથી ફોટો તૈયાર કરાવી મોકલ્યો. અથાગ મહેનતે આ પ્રતિમાની તસ્વીર મેળવવાનું શ્રેય શ્રી. નારાયણદાન બાલિયાને આભારી છે. આ પ્રતિમાની વધુ વિગત માટે જુઓ પાનું ૫૮૫.

જામરાવળે હાલાર ઘોડાઓને જોરે જ બાંધ્યું. જામ રાવળ રોજ એક ઘોડાનું દાન દેતા એમ કહેવાય છે. પોતાના લગ્ન પ્રસંગે ત્રણ હજાર ઘોડાનું દાન કરેલું.

**પારીનગર સું માંડવો, સોઢા ઘરે સું જાન;**
**રાવળ પરણતાં આવિયા, સહસ તીન તુરંગાણ.**

એમ કહેવાય છે કે અશ્વશોખી રાવળ જામે કુલ પર હજાર ઘોડાંનાં દાન કરેલાં. એથી એટલા બધા કવિઓ ઘોડે ચડયા કે ધૂળનાં વાદળ ઊપડયાં ને ધરતી હળવી બનતાં શેષનાગનો ભાર હળવો થયો.

**અધર ગયણ વળંભ રહી, કવિ ચડિયા તોખાર;**
**તેં ઉતાર્યો લખધીર રા, ભોરીંગ સરથી ભાર.**

નવાનગરના જામોના ઘોડાંનાં પરાક્રમો ઇતિહાસ પ્રસિધ્ધ છે. આ અંકમાં એમાંથી પટી ઘોડીની પ્રસંગકથા પાના ૫૩૭ ઉપર આપી છે. ભૂચર મોરીના યુદ્ધમાં અજા જામના ઘોડાએ અકબરના સુબાના



હાથીના કુંભસ્થળ ઉપર ડાબા દઈને મહાવતને પાડેલો.

**અજમલિયો અલંગે, લાચો લાખાહર ઘણી;**
**દંતૂશળ પગ દઈ, અંબાડી હણિયા અસર.**

ઈસરદાનજીના પુત્ર ગોપાળદાસજી એ જ યુદ્ધમાં પર ઘાથી વેતરાઈ ને પડેલા. ઘોડાએ હણહણાટી દઈ સ્વાર બનવા કહ્યું. ગોપાળદાસજી કહે હું ઊભો થઈ શકું તેમ નથી. ત્યારે ઘોડાએ આડા પડી પડખું દઈને ગોપાળદાસજીને સ્વાર બનાવી એમના ગામ સચાણે પહોંચાડેલ.

—જયમલ્લ પરમાર

# ચેટક કી મૃત્યુ ઓર મહારાણા પ્રતાપકા શોક

(એકમાત્ર મળી આવેલુ અશ્વનુ શોકાંજલિ કાવ્ય)

### દોહો

પુનિ દેખ્યો પગ તુરંગ કો, કટિગો લાગી કૃપાન,
પાતલ ઉપર પવિ પર્યો, કિધો ગિયો અસમાન.

પ્રતાપ શક્તિસિંહ પાસે વાત કરે છે

કે તો દુઃખ ભ્રાતા કહુ. ઇહિ મેરો મન અશ્વ,
ચેટક કે પીછે ગયો, સબહી જનુ સરવશ્વ.

### કવિત

કહત પ્રતાપ હમ આશ્રા બિહીન ભયે
છીવે ગયે યકૃત મહાન શોક છાએ તે
યવન રંગીલે ભએ માન સુરસીલે ભએ
મેરે તનુ ફીકે ભએ તેરે બિનુ પએ તે

તુરક જસીલે ભએ મુખ ચમકીલે ભએ
મિત્ર મન ગીલે ભએ વિજય ગમાએ તે
મનોરથ ઢીલે ભએ મેરે અંગ પીલે ભએ
હાય નીલે તેરે આજ સ્વરગ સીધાએ તે

હાય હય ચેટક તુમારે ધર પોઢન તે
મેરો હિય આજ એક બારગી સહમિગો
આજ અસમાન તે અચિન્તહી પરીહેગાજ
આજ મમ ગાઠ તે અમૂલ્ય રત્ન ગુમિગો

પાતલ કહત ધર્મ જંગ બદરંગ ભયો
આજ તુર્ક ઉરમે ઉમંગ રંગ જમિગો
સાહસ કે સાગરકી તૂટી ગઇ પાજ આજ
મેરી જય જૂકો ધ્વજદંડ આજ નમિગો

તુમુલ હરિદ્રીઘાટ ભયાનક જંગ ભયો
ફહુ ઓર તેગનકી મચી જ્હાં ઝરાઝરી
વાહી બેર કીનો મેરી જીવન જરીપેવાર
કરી ઘાત કીને હાય કૈસી દુષ્ટતા કરી

સ્વામી પહુચાયે ત્રય પાવ ઇકિ કોસ તોહૂ
તુરંગ હમારે પર કિતની કૃપા કરી
લોકમે રહેંગે પરલોક હૂ લહેંગે તોહૂ
પત્તા ભૂલિ હેંગે કહા ચેટકકી ચાકરી

મે તો ભો આધીન સબ ભાતિ સો તુમારે સદા
તા પૈ કહા ફેર જયમત્ત હૈ ન ગારો દે
કરનો તૂ ચાહે કછુ ઓર નુકસાન કર
ધર્મરાજ મેરે ઘર એતો મત ધારો દે

દીન હોઈ બોલત હુ પીછો જિય દાન દેહુ
કરૂના નિધાન નાથ અબકે તો ટારો દે
વાર વાર કહત પ્રતાપ મેરે ચેટક કો
એ રે કરતાર ! એક વાર તો ઉધારો દે !

### દોહો

ગ્રામ બલી ચે કે નિકટ, ચેટક ગો સુરધામ,
તાકો સ્મારક ચિન્હતહ, અજહુ ખરો અભિરામ
વહી ગ્રામ વર વિપ્ર કો, પાતલ કીન પ્રદાન,
તાતેં હોવત તુરગકી પૂજન વિધિ પરમાન.

(પ્રતાપ ચરિત્ર) કર્તા કેસરીસિંહ બારહઠ્ઠ

* * *

## મુખપૃષ્ઠ ઉપરની તસ્વીર

મુખપૃષ્ઠની તસ્વીરમાં છે ને ઊંચા તોખમની ઘોડી તીખી તાજણ છે, ને સોજા સવાર છે તે અમરેલીની નાની સાણથલીના યુવાન દ શ્રી પુંજાવાળા છે. દ શ્રી પુંજાવાળા પાસે આ તાજણ હતી ત્રીસ ગાઉ સુધી એના ડાબા મોળા પડતા નહિ જસદણના ગીડા શાખના કાઠીઓએ આ તાજણનો વેલો જાળવેલો આ તાજણ ગજબની પાણીદાર અને ભારે રૂઆબદાર હતી. કૂદે ત્યારે પાછલા પગપર પાંચદસ ડગલાં ભરી જતી અને પંદર હાથ ઉપર ઊતરતી. એક વખત સાંકડા માર્ગમાં સામે ગાડુ આવતાં દ શ્રી પુંજાવાળા ઘોડીના વેગમાં જતા હતા ત્યાં મુંઝાણા ઘોડી પગ સંકેલીને ગાડુ ટપી ગઈ એનો વછેરા છે તે ખૂબ સરસ રવાલ ચાલે છે

# હો ઘણેરા રંગ હો



કેદાસ મિત્રોને સ્વજનોને મુરબ્બીઓને નહિ ગમે, પણ અંતર અમારું આજે ઉછળીને બહાર આવી રહ્યું છે. સામયિકોના ઇતિહાસમાં અદ્વિતીય એવા આ અશ્વાંકના સર્જકોનો આભારભાવ હૈયામાં જ સંઘરી રાખીએ તો ઓઠાને ઉદાસ કરનાર અષાઢી મોરલા માથે હોથલે તીર તાણ્યું ને મોરલાએ કહ્યું તેવું થાય કે "મારી રતે ન બોલાં તો હૈડાં ફાટે ને મરાં" બારબાર મહિનાના વિજોગ પછી મેઘની ગર્જના થતાં મોરલામાં જે ભાવોદ્રેક થાય ને ત્યારે મુક્તકંઠની કેકારૂપે ન વહેવા દે તો એની છાતી જ ફાટી પડે ને !

લગભગ ૪૦ જણાના સહિયારા પુરુષાર્થનું પરિણામ તે આ અશ્વાંક છે. એમાં કોઇની પાંચ પંદર લીટી પ્રગટ થઇ હોય તો પણ એમણે મોકલ્યું તો હોય છે થોકબંધ સાહિત્ય. ઓછામાં ઓછાં પાંચ દસ ને વધુમાં ૫૦ થી ૬૦ ફૂલસ્કેપ પાનાં એક એક જણાએ મોકલ્યાં છે. અને પેલાં પાંચ દસ પાનાં માટે પણ એમણે ભમી ભમીને, અશ્વના જાણતલો મેળવીને એનાં હૈયાં ખોલાવ્યાં છે. ઘણા મિત્રો જ્યાં વાત કે વિગત પડી હોય તેવા દૂર દૂરનાં ગામડાંઓ સુધી ભમી વળ્યા છે, અને પ્રગટ તથા અપ્રગટ ગ્રંથો ઉથલાવવા કૈં કે રાત ઉજાગરા ખેંચ્યા છે. વળી યાદદાસ્તને સતેજ કરીને રત્નો મોકલ્યાં છે.

શરૂઆતના મહિનાઓમાં સૌ સ્વજનો થોડા મૂંઝાણા. પછી તો જાણે દિશાઓ ખૂલી ગઇ અને પોણા બસો પાના જેટલા અંકથી બમણું અશ્વસાહિત્ય એમણે ખડકી દીધું. છેલ્લા એક મહિનાથી તો ઘણાને રૂબરૂ વિનંતી કરી અને બાકી કાગળો વહેતા કર્યા કે "હવે હાઉં રાખજો." પણ પ્રવાહ એક વખત વહેતો થયો તે આજસુધી વહેતો રહ્યો છે. બીજાં પોણાબસો પાનાં જેટલું સાહિત્ય અકબંધ પડયું છે.

કોઇને રૂડું મનાવવાની લાગણીથી આવો અંતરના ભાવનો પરિશ્રમ ન ઉઠાવાય, ઊર્મિનિવરચના એ સૌનું છે. અને ઘોડાનો સંસ્કાર અને પ્રેમ એ સૌનો છે, એટલે આત્મીયતાથી જ આ પરિશ્રમ ઉઠાવ્યો છે. એટલે સુધી કે છેલ્લા બે અઢી મહિનાથી તો કેટલાકના ચિત્તમાં ઘોડાં ઘોડાં જ થઇ ગયું છે. હજી એ ઘોડાં હસચી ખૂંદ્યા નથી આળસ્યા. એટલે સાચા અર્થમાં જેમણે સંપાદન કર્યું છે એનો માત્ર સંયોજક તરીકે જ આભાર માનીએ છીએ. અમે માત્ર સંયોજન કર્યું છે, સર્જકો તો એના ૪૦ સંપાદકો જ છે,

નામ લઇ લઇને લખવા બેસીએ તો એક રૂપાળી રચનાકથા બને. મહેનત કોઇની વધુ ઓછી હશે, પણ પ્રેમ સૌનો એક સરખો છે. એટલે આ અંકના સર્જક સંપાદકોને ઝાઝેરા રંગ આપીને એકેય નામનો ઉલ્લેખ કર્યા સિવાય સૌના અંતરમાં પરોવાયેલા અમારા અંતરનો જ ઉમળકાભર્યો ઉલ્લેખ કરીએ છીએ.

અસલ ઓલાદનાં ઘોડાંની તસ્વીરો માટે દ. શ્રી પુંજાવાળા અને કાનજીભાઇ બારોટનો, ઘોડાંની પુરાતત્ત્વીય પાષાણ તસ્વીરો માટે શ્રી. મણિભાઇ વોરા અને એમના મંડળના મિત્રોનો, ઘોડાંના સુરેખ અને સંકલનાબદ્ધ રેખાંકનો તૈયાર કરી આપવા દિવસ રાત ન જોનાર શ્રી. ખોડીદાસ પરમારનો, અશ્વારૂઢ મોરબી ઠાકોરની પ્રતિમાના ફોટા માટે શ્રી. ગુણવંત શેદાણીનો ઘોડામુખ માટે શ્રીદેવજીભાઈ વાજાનો, ભમરીવાળા ઘોડા માટે શ્રી. શક્તિદાનનો અને સરસામાનવાળા ઘોડા માટે શ્રી મુળુભાઇ પાલિયાનો આભાર કયા શબ્દોમાં માનવો ?

જામ રણજીતના અશ્વિનીકુમારને જામ રાવળની પ્રતિમાની તસ્વીર પ્રાપ્ત કરવા માટે લગાતાર



[ અનુ૦ પૃ. ૫૪૭

# હૈયું હણહણાટી દે છે

જયમલ્લ પરમાર

છેલ્લા ત્રણ ચાર મહિનાથી ચિત્તતંત્ર આખું ઘોડામય બની ગયું છે. સૂતાં બેસતાં ઊઠતાં એ જ વિચારો આવે છે મિત્રો સ્વજનો સાથેની અન્ય વાતોમાં પણ ઘોડું ન હોય ત્યાંથી કૂદી પડે છે આમ વાંચતાં, વિચારતાં ને લખતાં લખતાં ઘોડું એક જનવર મટીને સ્વજન બની ગયું છે ઘોડાંની એક એક વતે હૈયાએ આનંદ આઘાત અને આશ્ચર્યના થડકા અનુભવ્યા છે આમ છએક માસના અભ્યાસે મને જણાયું છે કે માનવ ઉત્ક્રાંતિમાં માનવ કરતાં ઘોડાંનો ફાળો ઓછો નથી, કદાચ વિશેષ છે. ઘોડાંની ખાતર માનવીને સ્વાર્પણ કરવાનું ક્યારેક બન્યું હશે. જ્યારે ઘોડાંના ભોગે જ–ઘોડાંના સ્વાર્પણથી માનવીઓએ પોતાની સિદ્ધિઓ હાંસલ કરી છે. ત્યારે મને ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહેલા સૂત્રનો અર્થ સમજાયો કે "અશ્વાનામ્ ઉચ્ચૈઃશ્રવાહમ્ "અશ્વોમાં હું ઉચ્ચૈ–શ્રવા છું."

માનવી ઉત્કટ ભાવમાં આવે છે ત્યારે લોકબોલીમાં "એનું હૈયું હીહોરા કરે છે" એમ કહેવાય છે. પણ આ અશ્વાંક પૂરો કરતાં મારૂં હૈયું સાચે જ હણહણાટી કરી રહ્યું છે. પંદર વર્ષ પહેલાં જ્યારે હું "આપણી લોક સંસ્કૃતિ" ગ્રંથ લખી રહ્યા હતા ત્યારે એના ભાગરૂપે ઘોડાં અંગે છએક પાનાં લખીને લોકસાહિત્યના રસિયા જીવોને એક અપીલ કરેલી કે ઘોડાં અંગેના અદ્ભુત સાહિત્યનું સંશોધન આગળ ધપાવે. પણ મારી એ અપીલ કોઇ પણ જવાબ વગર એમ ને એમ પડી રહેલી.

પંદર વર્ષોના મારા એ અભિલાષો હતા મારા જેવા જ અભિલાષો મિત્રો મુરબ્બીઓ અને સ્વજનોમાં પણ અવ્યક્તરૂપે પડેલા. એ સૌના અભિલાષોના એકાત્મભાવથી જ આ અશ્વાંકનું સર્જન શક્ય બન્યું. મારા અભિલાષ હતા લોકસંસ્કૃતિના એક એક પાસા ઉપર એક એક પુસ્તક લખવાના. એ તો શક્ય નથી બન્યું, પણ મારાથી વધુ સારી રીતે લખી શકે એવા

[બરવાળા બાવીસીના દ રાવતવાળાનો આ ઘોડો 'સોની' સોળે બાએ સમો ને ખૂબ સુંદર છે ખૂબ સારૂં રમે કૂદે છે સૌરાષ્ટ્રમાં અત્યારે આ ઘોડાની નામના છે.]

નવજુવાનો આગળ આવતા જાય છે એથી મારા અભિલાષો પરિપૂર્ણ થવાનો અત્યાધિક આનંદ આજે અનુભવી રહ્યો છું.

અશ્વાંક માટે જેમ તેમ વિચારતા ગયા તેમ તેમ અશ્વની અગાધતાનાં દર્શન થતાં ગયાં. અશ્વ એટલો વિરાટ લાગ્યો કે અશ્વાંક માટે અમે નિરધારેલું સાહિત્યવિધાન એક પ્રશ્નાર્થરૂપ બની ગયું. અસીમ ફૂલોના અરણ્યમાંથી પુષ્પાકર્ષિત બાળક પોતાની ટચૂકડી ખોઇમાં કેટલાંક પુષ્પો વીણી શકે? એટલે આ અશ્વાંક સાગરમાં ગાગર જેવો જ છે. આ અંકના પોણા બસો પાનામાં જે કાંઇ પ્રગટ કરી શકાયું છે તેટલું જ બીજું અશ્વસાહિત્ય પડયું રહ્યું છે વળી અશ્વઅંગેનાં અનેક પાસાંઓનો તો માત્ર નિર્દેશ જ કરી શકાયો છે જ્યારે અસંખ્ય પાસાંઓ અણસ્પર્શ્યાં જ રહ્યાં છે. એટલે આ અશ્વાંક તો અશ્વની અગાધતાને એક અંજલિરૂપ જ છે.

એમ મનાયું છે કે અશ્વે રાજાઓને ચક્રવર્તી

બનાવ્યા છે, રાજરાણીઓને પુત્રરત્નો અપાવ્યાં છે, વિજય વરમાળાઓ પહેરાવી છે, પ્રિયજનોના વિયોગ ભાંગ્યા છે. અનેક અશક્ય કાર્યો શક્ય બનાવ્યાં છે ને મનવાંછિત ફળો અપાવ્યાં છે. આ અશ્વનાં અધોક વર્ણનો સંસ્કૃત સાહિત્યમાં અને લોકસાહિત્યમાં છે. ચારણી સાહિત્યનાં ગીતો એમને મળેલા દાનના પર્યાયરૂપ વિશેષ છે.

ત્યારે આવો રૂપસુંદર, અગાધ શક્તિવાળો અને સમર્પણની જ જેની જીવનપરંપરા રહી છે છતાં પ્રતાપચરિત્રમાં ચેતક ઉપર કોઈએ પ્રતાપને નામે શોક વ્યક્ત કર્યો છે એ સિવાય અશ્વ ઉપર એક પણ શોકાંજલિ એક પણ મરસિયો આજ સુધી મળ્યો નથી. રચાયેલ હશે ક્યાંક. પણ અતુલ પરાક્રમ દાખવવા છતાં માલિક માટે સદાય ન્યોચ્છાવરી કરનાર અશ્વ ઉપર કોઈ કવિને કાં કોઈ શોકાંજલિ આપવાનું નથી સૂઝ્યું ? નજીવા પરાક્રમથી અગર ક્રમેતે મરનારા માનવીઓ ઉપર પોસ પોસ આંસુઢાળ કવિતાઓ રચાઈ છે અને દેરીઓ ચણાઈ છે. જ્યારે કોઈ અશ્વમહાલ ચણનારો નથી નીકળ્યો. આ માનવજગતની કૃતઘ્નતા વિષે શું સમજવું ? શોભાનાં કંડારણાં ઘણાં છે.

મળે છે ક્યાંક ઝડવઝડ અશ્વ સ્મારક. એકલા ઘોડાની ખાંભી કે પાળિયાની શોધ કરતાં ક્યાંક ગિરના કનકાઈમાં હોવાનું જાણવા મળેલ. શ્રી રતુભાઈ રોહડિયાએ હમણાં જ શોધ કરી એમ થરાદ પાસેના મેમાણા ગામે એક અશ્વ પાળિયો મળી આવ્યો છે. એ વિશિષ્ટ માનવભાવને અને હવે પૃથ્વી પરથી ભુંસાઇ રહેલા અશ્વને અંજલિરૂપે આ અંક સમર્પિત કરીએ છીએ. અમારી શક્તિ ઉપરવટ ખેંચવા છતાં જેમનું સાહિત્ય પ્રગટ કરવું શક્ય નથી બન્યું તે સૌ અમને માફ કરશે જ. એમાંથી શક્ય તેટલું અવકાશે આપતા જશું. માનવ ઉત્ક્રાંતિમાં જેનો ફાળો ઉજ્જવલ ને અને અપરિહાર્ય ફાળો છે એવા અશ્વને હજારોહજારો વંદન.

## અશ્વઅંક પ્રવેશ

આજે કાઠિયવાડી ઓલાદની ૫૨ જાત ગણાય છે. એમાંની બધી મળી જ આવે એવું નથી રહ્યું. ઘોડાના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ડીંગળી અને પ્રાદેશિક બોલીઓમાં અસંખ્ય નામો છે, એમાંનાં થોડાં નામોનો પરિચય દુહાઓ સાથે શરૂઆતના પાનામાં આપેલ છે. અશ્વસાહિત્યમાં રસ લેવા આ નામોનો પરિચય જરૂરી છે.

ઘોડાના સરસામાન અને તેના નામના પરિચય માટે નામ–સામાન સહિત ઘોડાનું ચિત્ર આપ્યું છે તે પણ જોઈ જવા વિનંતી છે, જેથી એની કથા કવિતા સમજવાં સુગમ પડે. ઘોડાંના લક્ષણો સમજવા એની ભમરીઓ અને સમજૂતી સાથેનું ઘોડાનું ચિત્ર આપ્યું છે, તે પણ ઘોડાં અંગે સમજવા ઉપયોગી બનશે.

એ જ રીતે ઘોડાંની ૩૬ અને ૫૧ જાતિની નામાવલિ અંદરના પાનાઓમાં છે. ૩૬ જાતની નામાવલિ સાથે કયા પ્રદેશમાં આ જાતનો ઉછેર થતો અને તેવા ઉત્તમ ઓલાદનાં ઘોડાં દ્રષ્ટફલકમાં કોની કોની પાસે હતાં તેની પણ યાદી "અશ્વના જાતિ, ગુણ લક્ષણ અને પરખ" એ નામના લેખમાં આપેલ છે.

આ ઉત્તમ ઓલાદનાં ઘોડાંની ૩૦ થી વધુ સત્યઘટનાઓની પ્રસંગ કથાઓ આ અંકમાં આપેલી છે. એ જ રીતે શરૂઆતનાં પાનાંઓમાં દુહાઓ આપ્યા છે તેમ કથાએ કથાએ ઘોડાં અંગેના દુહાઓ વણાયેલા છે, અને દૂહામાં અશ્વસાહિત્યનાં બે પાનાં પણ આ અંકમાં છે. ઘોડાંના ગીત–કવિતામાં કેટલેક સ્થળે એના અર્થો પણ આપી શકાયા છે, જેથી કવિતા સમજવી સુગમ પડે, બધા ગીતોના અર્થો આપવા શક્ય નથી બન્યા.

તે ઉપરાંત ઘોડાંની ઉત્ક્રાંતિથી માંડીને ધર્મ, સાહિત્ય, કલા, સંસ્કૃતિ અને લોકજીવનમાં ઘોડાના સ્થાન અંગે વિવિધ લેખો અપાયા છે. ઘોડાંનું ઐતિહાસિક મૂલ્ય વિવિધ લેખોમાં છે, અને એ જ રીતે ઘોડાંના ગુણ, લક્ષણ, પરખ અને ઉછેર અંગે પણ વિવિધ લેખો અપાયા છે.

ભારતના વિવિધ પ્રદેશોમાં ઘોડાંની જાતિ–નામ અને સંસ્કૃત તથા યાવની ભાષામાં ઘોડાના નામ, વર્ણ અને લક્ષણોની યાદી પણ અપાયેલ છે. જેમાં ઘોડાંની વિવિધ ચાલનો પણ નિર્દેશ કરાયો છે. યુરોપના જગવિખ્યાત કલાકારોની કૃતિઓમાં અશ્વનો પણ લઘુ લેખ અપાયો છે. પ્રસંગ કથાઓમાં ઘોડાંના વિવિધ પરાક્રમો, ખાસિયતો, વફાદારી, નિષ્ઠા અને વિવિધ પ્રકારની શક્તિઓનું વૈવિધ્ય જળવાય તે રીતે સત્ય ઘટનાઓ અપાયેલી છે.

# અશ્વ પરીક્ષા



ત્રણ પગ એક રગના અને ચોથો
જુદા રગનો હોય અને કપાળમા
ચાંદલો ન હોય તો અશુભ
— અરજન —
ચાર પગ સફેદ કપાળમા
પટો સફેદ અને તાળવુ
સફેદ હોય તો ઉત્તમ
— પચ કલ્યાણી —
પાણી પાય આપો આપ ચાર અવસરે દ્યાયો દ્યાપ
ચડવા ન દે કોસ કિસિકો (તો) ઘોડો જીવે વરસ એંસીકો

# ઘોડાનું ઉપરનું ચિત્ર અને તેની પરીક્ષાનું વિવરણ

શ્રી શક્તિદાન જૈતાભાઈ (ભુગુપુર)

૧ ...બે કાનના મૂળમાં સવળી ભમરી સારી. અવળી ખરાબ
૨ ...બે કાન વચ્ચે ભમરી ખરાબ.
૩ ...બે કાન વચ્ચે ભમરીમાં ભમરી ખરાબ સવારી.
૪ ...દળભંજન સફેદ રંગમાં બીજો રંગ...અશુભ.
૫ ...અખંડ તિલક કપાળમાં ધોળો પટો...શુભ.
૬ ...બેડાચડ, મોટી ભમરી ઉપર નીચે...શુભ ૦
૭ ...આસુંઢાળ, કપાળ વચ્ચે ભમરી હોય અને જો બે આંખ વચ્ચે કાન તરફ ઊતરે તો...અશુભ.
૮ ...બેડાફોડ, બાજુમાં બે ભમરી હોય તો...અશુભ.
૯ ...તોરણિયો, પટામાં બીજો રંગ હોય તો...અશુભ.
૧૦..તાળવું સફેદ શુભ, કાળું અશુભ.
૧૧....બન્ને આંખમાં કેરી હોય તો...શુભ.
૧૨...ગલકરી, ડાબી તરફ બે ભમરી...અશુભ.
૧૩...કંઠમાળ, બન્ને બાજુ ત્રણ ભમરી....અશુભ.
૧૪...ચિંતામણી....શુભ
૧૫...વિપ્રણ, ભમરી અગર વાળ હોય પાણી પીતાં હલે તો....શુભ
૧૬...ઉરભગરો, ભમરો....અશુભ,
૧૭...ખીલાખોળ. ભમરીની સેડ જમીન તરફ જતી હોય તો....શુભ
૧૮...ખીલાઉપાડ, ભમરીની સેડ ઉપર નીચે હોય તો...અશુભ.
૧૯...ગંગાપાટ, તંગમાં દબાય તો...શુભ.
૨૦...પાતાળ ગોમ. તંગમાં દબાય તો....શુભ
૨૧...અશુભ  ૨૨ આંચળ આજણી....અશુભ
૨૩...વાગિયા...શુભ ૨૪ ઠાંઠડી..અશુભ
૨૫..સાપણ સરપાકાર...અશુભ. ૨૬ કેરિયો...અશુભ
૨૭....છત્રપતિ શુભ. ૨૮ છત્રભંગ અશુભ
૨૯...વાંક વિંછીડો અશુભ
૩૦...પેગડાતોળ એકબાજુ...અશુભ

ગૂડાખોળ, ગડીછોડ, સરપણ અને હટકણો, ચડીચલન, ટાપસિયો દીશાખોર ને પુંછાચર એ રાખવામાં નહિ સાર.

ગૂડા ખોડીને બેઠો થાય, ગોડમાંથી દોડે, સરપ જેમ જીભ કાઢે, કરડે, બટકાં ભરે, ચાલતાં થોભે, પાછો હટે. આગળને મારવા બે પગે ટપે જવાની દીશા મૂકી બીજી દીશાયે જાય, પૂંછડું બાજુ પર રાખે.

## –: શુભ અંગો :–

૧ બે કાન વચ્ચે સવળી ભમરી

| | |
|---|---|
| ૨ અખંડ તિલક | ૩ બેડાચડ |
| ૪ તાળવું સફેદ | ૫ આંખમાં કેરી |
| ૬ ચિંતામણી | ૭ વિપ્રણ દેવમણી |
| ૮ ખીલાખોડ | ૯ વાગિયા |
| ૧૦ છત્રપતિ | ૧૧ પાગળા |
| ૧૨ જાત | ૧૩ શીલ |
| ૧૪ રૂપ | ૧૫ રંગ |
| ૧૬ પાણી | |

કુલ મળી ૩૨ શુભ લક્ષણ.

નોટ :– સારી માટી મળી નવ અગર તેથી ઓછી ભમરી હોય તો સારી.

—*—

# અશ્વનામ પરિચય દુહામાં

પિંગળશીભાઇ ગઢવી (છત્રાવા)

આપણે ત્યાં અશ્વનાં આ પ્રમાણે નામ છે. વાજી, વાહ, તુરંગ, તુરગ, હય, સિંધવ, અર્વ, કેકાન; તુરંગમ, પવંગ, હરિ, ભીડજ, ગંધર્વ, હંસ, ઘોટક, સ્વંદનપત્ર, શલયાન, દેવવાન, નરપતવાહન, રેવત, વિમાનક્ષિતિ, સપ્તી. તે સિવાય ચારણી કે લોકસાહિત્યમાં તુરી, તોખાર, ઘોડો, ચડણ, ખેંગ, ટટ્ટુ અને તિરસ્કારની ભાષામાં ટારડું.

### કેકાણ

તેરે ત્રિયા ત્રે કરલિયો, પંચાચોં કેકાણ;
વર પચીવીસે વળુંભિયો, એ પરખ પરમાણ.

### તુરી

મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ;
તુરી ભાંગ્યો રેપાવતાં, સાંધો ન લિયે શેણ.

### ખેંગ

છત્રપતિ ચૂકી ગયો, ચોરાશી રા શા મ;
ખોડીદાસને ખેંગ નહિ, ને ગોડીદાસને ગામ.

### તુરંગ

ચંચળ અપચળ ચમકવો, અતિ અહાર ઘણુરોષ;
એ તુરંગાં પાંચ ગુણ, પાંચે તરિયા દોષ.

### ચડણ

પાતળ પેરણ ભલ ચડણ, લોમ ત્રિયા જરભલ્લ;
હાલચ કયેં ન લિજિયે, લખ્યા વિધએ લલ્લ.

### ઘોડો

ઘોડા તુજમેં તીન ગુણ, અવગુણ પણ ભરપુર;
છેટેથી ભેળાં કરે, (પાછા) લઈ જા દૂરમ દૂર.

### અશ્વ

સ્વેત અશ્વ સ્પંદન સહિત, કહોં શ્રીકૃષ્ણ અર્જુન;
મહદ શંખ ફૂકન લગે, પાંડવ સુદ્ધ નિપૂન.

### પવંગ

મરદ લડે રણ માંહિ, જરદ શિર હોય ઝળકકે;
પવંગ સરે પાખરાં, પીઠ પર ઢાલ ઢળકકે.

### ટારડું

તેજણ પાડે તોય, ફડકીને પાછી ફરે;
કુળ ટારડનાં કોય, કેડા પકડે કાગડા.

### ટટ્ટુ

માઢા ધોરી મરે, મરે ખચ્ચર . ટટ્ટુ
નારી મરે પર હીંડતી, પુત્ર મરે અખટ્ટ.

### તોખાર

ખાખર ચડી ન જાણતા, તે ચડયા તોખાર;
હાસુ ગોવરધન રા, તો હાથાં બલિહાર.

### બાજી

અષ્ટાંગ શ્વેત, બાજી અનૂપ;
શિર પૂછ મૂખ, છાતી સ્વરૂપ.

### બાહ

ઇલા સુયશ અખંડ, બાહ પતિ કોં વ્હે વિદિત;
દાયકચરિગન દંડ, પુત્ર પૌત્ર બાઢ પૃથી.

### રેવત

રામા ચડીને રેવતે, વેલા આવો વીર;
બૂડતી નાવ બચાવજો, પરગટ રામાપીર.

### હરિ

જીન બહુન જંપુ, સુ વૃદ્ધ જોય;
હરિ સકલ લછન, તાસુ તોય.

| સિંધવ | નરપતવાહન |
|---|---|
| સિંધવ ઓર વન કચ્છ શામ; | સુરપત વાહણ તરૂ ભખે, નરપત વાહન નાજ; |
| નરપત બીરજંનક નામ. | તો વાહન મોતી ચૂગે, તું સારા સરતાજ. |

સામાન સહિત અશ્વનું રેખાંકન : શ્રી મુળુભાઇ પાલિયા




પૃ' ૫૪૧ થી ચાલુ]

વીસેક દિવસથી પરિશ્રમ ઉઠાવનાર કવિરાજ નારાયણદાન બાલિયાએ અશક્ય શક્ય બનાવ્યું છે. આ લખીએ છીએ ત્યારે ફોટા ઉપરથી છેવટ ફોટો તૈયાર કરી પહોંચાડના માટે હૃદયના પ્રેમ સિવાય અમે બીજો કયો પરિહાર આપી શકીએ ?

સુરૂપ મુદ્રિકાના સંચાલકો અને કર્મચારીઓના અંતરંગ સ્નેહને કારણે જ આ અંક સુંદર અને સમયસર પ્રગટ થઇ શક્યો છે. એમના ઋણમાંથી મુક્ત થઇ શકાય તેવું જ નથી. સમગ્ર જવાબદારી અને ભાર ઉઠાવીને અમને નિતાંત નિશ્ચિંત રાખ્યા છે. જાહેર ખબરો પૂરી પાડનાર સંસ્થાઓ અને મિત્રોએ અમારો બોજો થોડો હળવો કર્યો છે. જો કે બે છેડા ભેગા થવાની ખાત્રી નથી જ. વિશેષ તો વર્ષભર ઊર્મિનવરચનાને વધાવતા રહીને અમને પ્રોત્સાહન આપનાર ગ્રાહકો અને વાચકોનો ખૂબ ખૂબ આભાર માની નવું વર્ષ સૌને સર્વરીતે સુખદાયી નિવડો એવી અંતરની શુભેચ્છાઓ પાઠવીએ છીએ.

—જયમલ્લ પરમાર

# अश्वानाम् उच्चैःश्रवाहम्



[ ઘોડો કુદાવતા સાજિયાવદરના દ. શ્રી, વલકુભાઇ
ફોટો ઓ. કે રહુઠીઓ : ચલાળા ]

अश्वा यस्य जयस्तस्य यस्याश्वास्तस्य मेदिनी ।
अश्वा यस्य यशस्तस्य यस्याश्वास्तस्य काञ्चनम् ॥

જેની પાસે ઘોડા છે, તેમને જય છે,
જેની પાસે ઘોડા છે, તેની પૃથ્વી છે,
જેની પાસે ઘોડા છે, તેને યશ છે,
જેની પાસે ઘોડા છે, તેને જ સુવર્ણ મળે છે;

निपत्य युधि वेगेन मिषता सर्वधन्विनाम् ।
शत्रुं निहत्य यात्येकः शूरो वाजिप्रभावतः ॥

ઘોડાના પ્રભાવથી ઉપર બેઠેલો ઘોડેસ્વાર એકલો હોય તો પણ સર્વ ધનુષ્યધારીઓના જોતજોતામાં યુદ્ધભૂમિ પર વેગથી આગળ વધી જાય છે અને શત્રુનો વધ કરીને પાછો ફરે છે

अस्त्रैर्भिन्न देहोऽपि श्रान्तोऽपि गुरुभारतः ।
न मुञ्चति रणे नाथमतः कोऽन्यो हयात्सुहृत् ॥

અસ્ત્રશસ્ત્રથી પોતાનો દેહ ભેદાઈ ગયો હોય અને ઘણા ભારથી થાકી ગયો હોય તો પણ ઘોડો પોતાના સ્વામીને છોડતો નથી. માટે જ ઘોડાથી વધુ એવો બીજો કોણ સ્નેહી બંધુજન હશે ?

दूरस्थोऽपि बली शत्रुर्न शेते रजनीष्वपि ।
तस्य भीत्या गृहे यस्य हयो वेगवत्तराः ॥

જે રાજાની પાસે ઘણા વેગવાળા ઘોડા હોય છે, તે બળવાન રાજા ઘણો જ દૂર હોય તો પણ તે આવી પહોંચશે એવા ભયથી શત્રુજન રાત્રિઓને વખતે સારી રીતે સૂઇ જતો નથી

न गजैर्न नरैः कार्यं सिद्धिमभ्येति भूभृताम् ।
तथा निमेषमात्रेण यथा वाहैः सुसाधितैः ॥

સારી રીતે કેળવાયેલા ઘોડાથી રાજાઓના જે કાર્યો ક્ષણમા સિદ્ધ થાય છે, તે કાર્યો હાથી કે યોદ્ધાઓથી થતા નથી.

राज्यं शतक्रतु समृद्धि समानतश्चैरश्वैः श्रियः
सकल कामदुधा भवन्ति। अश्वैर्यशांसि विपुलानि
समुल्लसन्ति नाश्वैः प्रयान्ति सदृशत्वमिभादयोऽपि ॥

ઘોડાઓને લીધે રાજ્ય ઈંદ્રના રાજ્ય જેવું સમૃદ્ધિવાળું બને છે રાજ્યની લક્ષ્મીઓ ઘોડાઓને લીધે બધા પ્રકારની કામનાઓ પૂરી કરે છે. ઘોડાઓને લીધે રાજાઓને યશ પ્રાપ્ત થાય છે ખરેખર હાથી વગેરે બીજાં સાધનો ઘોડાઓની સરખામણીમાં એટલાં કામ આવતાં નથી.

तीक्ष्णाग्रहेतिहतिभिः स्रुतलोलदन्त
चञ्चत्कराल करवाल विघट्टिताङ्घ्रिम् ।
कोऽन्यो निहाय हय माहवजात मूर्च्छ-
प्राण प्रयाण समयेऽवतुमीशमीशः ॥

તીક્ષ્ણધારવાળા શસ્ત્રોવડે જેના શરીરમાંથી લોહી નીકળે છે અને જેના દાંત હાલી ગયા છે, ચમકતી વિકરાળ તલવારથી જેના પગ કપાઈ ગયા છે, તેમજ યુદ્ધભૂમિ પર મૂર્છા આવતાં પ્રાણ જવાની તૈયારી કરી રહ્યા છે, એવે સમયે પોતાના સ્વામીને બચાવવા માટે એક ઘોડો જ ત્યાં ઊભો રહે છે, તેને છોડીને બીજો કોણ બચાવી શકે ? (પ્રાણ જાય એ સમયે ઘોડો જ સાચો સાથીદાર બને છે.) —સં. વજુભાઈ વ્યાસ

# અશ્વાયણ

મણિભાઇ વોરા –કૃષ્ણુલાલ મહેતા
(પોરબંદર)

## આદિકાંડ

૧. વિકાસક્રમના માન્ય સિદ્ધાંત પ્રમાણે લગભગ ૮૦૦૦૦ વર્ષ પૂર્વે ૩૩ અને ૪૦ ઉત્તર અક્ષાંશ વચ્ચે નિયન્ડર્થલ માનવ વસતો, ત્યારે અશ્વ પણ તેની અસલ દશામાં આ જ ક્ષેત્રે દેખાયો. હિમયુગની આફતો આદિ માનવ તેમજ આદિ અશ્વે સહન કર્યા. માણસ શિકારી હતો, ઘોડો જંગલી હતો. આદિ માનવનું મગજ નાનું હતું તે ક્રમે ક્રમે મોટું થતું ગયું છે; આદિ અશ્વનું કદ નાનું હતું તે પણ ક્રમે ક્રમે મોટું થયું છે. એ અશ્વને તેનાં જીવન અને વાતાવરણને અનુરૂપ જમરાં જડબાં, મોટી જાડી ખરી અને મોટી બરછટ રૂંવાટિ હતાં. સમશીતોષ્ણ કટિબંધનો તૃણભક્ષી જીવ હતો. આજનો રૂપકડો માનવ અને અલબેલો અશ્વ બનતાં વિકાસક્રમમાં હજારો વર્ષ વિત્યાં છે.



ગામડાંના બારણા ઉપર દોરેલા અશ્વમુખ ઉપરથી શ્રી. દેવજીભાઈ વાજા (પોરબંદર) એ દોરેલું રેખાંકન

આશરે ૩૦૦૦૦ વર્ષ પહેલાં ક્રોમેગ્નોન માનવ એ જ ક્ષેત્રે ઉદ્ભવ્યો, તેના હૃદયમાં અશ્વ માટે સ્થાન હતું, એ આદિકાળની પાષાણયુગની ગુફાઓની ભીંત પર ઘોડાનાં ચિત્રો તેમજ સાબરશીંગ અને હાથીદાંત પર કોતરેલ ઘોડાની આકૃતિઓ સાબિત કરે છે. એ યુગમાં માણસ ઘોડાનો શિકાર કરતો ખોરાક માટે, તેમજ ચામડાંના પોષાક અર્થે. એક જ સ્થાને અસંખ્ય અશ્વોનાં અસ્થિ મળી આવેલ છે તે બતાવે છે કે એ સમયે માણસો ભેગાં મળીને ચરતા ઘોડાંના ટોળાંને તગડી કોઈ ઊંડી ગર્ત ઉપરની ટેકરી સુધી લઇ જઇ, એ ભડકેલાં પ્રાણીઓને વચ્ચે વચ્ચે સળગતી ડાળીઓથી ગભરાવી ગર્તમાં ધકેલતાં, જ્યાં આ ઘોડાં પડી ભાંગી જઈ મરતાં. માનવસમૂહ આ શિકાર પર ઉજાણી કરતો અને ચામડાંનો પણ જંગલી રીતે ઉપયોગ કરતો.

કાળક્રમે માણસનું અશ્વ વાહન બન્યો, અને શરૂઆતની ખેતીમાં ઉપયોગી થયો. ઘોડાને મોઢે ચોકડું, પીઠ પર સજાઈ આવ્યાં; અને પેંગડાં તો ઇસુની નવમી સદી સુધી ન હતાં. ફ્રાંસથી મધ્ય એશિયા સુધીના પ્રદેશમાં માનવે અને અશ્વે સાથે જીવનસંગ્રામ ખેડયો છે.

નદી–સંસ્કૃતિઓ ફેલાયેલી હતી તે ક્ષેત્રોએ અશ્વ પાછળથી લાવવામાં આવ્યો. મહાસત્તાઓનેઅશ્વની અગત્ય જણાઈ. શોખ અને વૈભવનું પ્રતીક અશ્વ બન્યો. સુમેર, મિસર, સિંદુ–ગંગાના મેદાનોમાં ઈ સ. પૂ. ૧૫૦૦ ના અરસામાં આર્યોનાં ટોળાં સાથે અશ્વ આવ્યો. હરપ્પા સંસ્કૃતિ પર આર્યોનો પ્રભાવ અને વિજય અશ્વ અને લોખંડને આભારી છે. સિંધુની શહેરી સંસ્કૃતિ અને હિંદુકુશ તળેટિથી ગંગાના તટ પ્રદેશે વસેલી આર્યોની આરણ્યક સંસ્કૃતિનો સુભગ સમન્વય તે જ હિન્દુ સંસ્કૃતિ.

## ધર્મકાંડ

૨. પ્રકૃતિ પૂજક આર્યોએ અશ્વમાં પૃથ્વી, પાણી, આકાશ, વાયુ અને તેજનાં લક્ષણો જોયાં. પૃથ્વીની શાંત સમતાભરી સેવાવૃત્તિ, જળની પ્રવાહીતા, આકાશમાં ઊડતો હોય એવી અદા, વાયુની વેગીલી ગતિ, અને અગ્નિની ઉગ્રતા અને ગરમી તેમજ તેજસ્વીતા ધરાવતું આ પ્રાણી આર્યોનું પાળેલું, ઉપયોગનું, પ્રેમનું અને પૂજાનું પાત્ર બને એ સ્વાભાવિક છે. પંચમહાભૂતોનાં પ્રાણીઓમાં અશ્વ અદ્વિતીય લાગ્યો. દેવો અને દાનવોએ ઉદધિમંથન કર્યું. પરિણામે સાગરમાંથી ચૌદ રત્નો નીકળ્યાં, તેમાંનું એક રત્ન તે અશ્વ ઉચ્ચૈઃશ્રવા.

જે દેવોના રાજા ઈન્દ્રને મળ્યો.

વૈદિક કાળમાં માનવજીવનનું યજ્ઞ એ એક અંગ હતું. પરાર્થે આસપાસના વિશ્વ માટે પોતે ભોગ આપવો એનું નામ જ યજ્ઞ. જેમ માણસ મોટો તેમ તેનો ભોગ પણ મહાન. રાજન એ સમાજની સર્વોચ્ચ વ્યક્તિ હતી, તેથી તેનો યજ્ઞ પણ સર્વોચ્ચ કોટિનો રહેતો. ચક્રવર્તી રાજા અશ્વમેધ યજ્ઞ કરતા. યજ્ઞનો ઘોડો શ્રેષ્ઠ જાતનો પસંદ કરાતો, અને તે દેવોને અર્પણ થતો. આ ઘોડાના માંસનો બલિ પ્રત્યક્ષ દેવ અગ્નિમાં હોમાતો, શેષની યજ્ઞની પ્રસાદિ સૌ લેતાં, માણસ સંપત્તિ મેળવતો તો તે યજ્ઞ અર્થે, અને શેષ પ્રસાદી લેવાનું દરેક ગૃહસ્થનું કર્તવ્ય હતું.

સૂર્ય મહારાજના રથને સાત અશ્વો ગતિ આપે છે. સૂર્યરાણી પણ અશ્વ સ્વારી કરે છે, અશ્વ સાથે રમે છે. સૂર્ય સૂર્યાણીના જોડકા પુત્રો એ અશ્વિની કુમારો. ઇન્દ્ર, મરુત વગેરે દેવોના વાહન ઘોડા છે. અન્ય પાળેલા પ્રાણીઓ કરતાં વિશેષ સમજશક્તિ, બળ, તેજ અને સૌન્દર્યને લીધે અશ્વ દેવોનું વાહન બન્યો, અને માનવજાતનો સેવક, મિત્ર અને પૂજ્ય થયો. શાસ્ત્રોમાં તેમજ ઈતિહાસમાં દેવો એને વીરનર નારીઓના અશ્વોના વિશિષ્ટ પ્રકારનાં નામો અપાયાં છે. યક્ષ કિન્નરની પૂજા અશ્વરૂપે પણ થઈ છે.

જગતની ઘણી પ્રજાઓ પોતાના રાજા કે નેતાને દેવ માનતી મૃત્યુ પછીના જીવનમાં માનતી પ્રજા પોતાના સરદારના મૃત્યુ પછી તેના અશ્વ અને અન્ય રાચને પણ તે સરદારની કબરમાં દાટતી. મિસરના ફેરોઆની કબરો–પિરામિડોમાંથી અશ્વનાં શિલ્પ અને ચિત્રો સાપડશે છે. હિંદુ રાજાઓ અને સામંતો માટે તેમની સર્વશક્તિનું મૂળ અને ગૌરવનું સનાતન સાધન અશ્વો હતા. માલિકના મરણબાદ તેના અશ્વો દાનમાં આપવાનો રિવાજ હિંદુસ્તાન ઈરાનમાં હતો. ક્ષત્રિયોમાં સારે માઠે પ્રસંગે અશ્વના દાન આપવાનો ચાલ તો જાણીતો છે. ગૃહસ્થાશ્રમના શ્રી ગણેશ, લગ્નજીવનનો પ્રથમ પ્રસંગ તે વરરાજાનો વરઘોડો અશ્વ વગર નીકળે જ નહિ.

વૈષ્ણવમંદિરોમાં રથયાત્રાના અશ્વો, રાંદલનો ઘોડો, વાછરાડાડાનો ઘોડો, પીર રામદેવજીનો ઘોડો રેવત, અને કલ્કિ અવતારનો નકલંક ઘોડો તો આપણા ધર્મ અને સંપ્રદાયોમાં ગુંથાયેલા અશ્વો છે. ભગવાન કૃષ્ણે ચાર અશ્વોના રથમાં સારથિ તરીકે બેસી ઘોડાઓની લગામ હાથમાં રાખી. જગતનો સર્વોતમ બોધ વીર અર્જુનને ધર્મક્ષેત્ર મધ્યે આપ્યો. વેદકાળથી આજ પર્યંત માનવધર્મમાં અશ્વ સર્વત્ર દેખાય છે. કેટલાક દેવો અને વ્રતો ઉત્સવો અશ્વ વગર અધૂરા જ લાગે છે. દશ જગન્નમાતાઓ પૈકિ એક અશ્વારૂઢા માતા છે. આ ચતુર્ભૂજા દેવી રાતાઘોડા પર સવાર થયેલી કલ્પેલી છે. ત્રિનેત્રા, સદાશિવમયી, નિત્ય પ્રસન્ના અશ્વારૂઢા માતૃકા સર્વસુખદાત્રી ભકતોનું રક્ષણ કરે છે.

ઈતિહાસકાળ

૩. સમરાંગણ તેમજ શોભાયાત્રામાં અશ્વ અને અશ્વરથનો ઉપયોગ ભારતમાં પ્રાચીન યુગથી થયો છે. યુરોપમાં ઘોડો હળ ખેંચે છે. આપણે ત્યાં ખેતી બળદને આભારી છે–શિવનું વાહન વૃષભ છે. ગોપજીવનમાં શ્રી કૃષ્ણે ગોપાલન શરૂ કર્યું. સવારી માટે જ અશ્વ ભારતમાં રહેલ છે. અશ્વવિદ્યા અને અશ્વચિકિત્સા હિંદુસ્તાનમાં પાંગરેલાં શાસ્ત્રો હતા. રથોમાં એક, બે, ત્રણ, ચા ઘોડા જોડાતા. રથી, મહારથી, અતિરથી જેવી સેનાધ્યક્ષોની કક્ષાઓ હતી. સેનાનીના સારથિ તરીકે જવામાં પણ ગૌરવ હતું. શ્રી કૃષ્ણ, શલ્ય, નકુળ, નળરાય અશ્વવિદ્યામાં પ્રવિણ હતા. અશ્વની ઓલાદ અને ઉછેર પર ખાસ લક્ષ અપાતું. શ્રી રામ, કૃષ્ણ, ગૌતમબુદ્ધ, મહાવીર, કંટક, અશોક, ગુપ્ત સમ્રાટો, મૈત્રક અને સોલંકી રાજાઓની ગૌરવ ગાથા અશ્વ અને હયદળ પર જ અવલંબિત છે. આપણા દેશે જાતવાન ઘોડાનાં સ્મારકો પણ છે. દેવના પ્રતીક તરીકે ઘોડો પૂજ્ય પણ છે.

મધ્યયુગમાં રાજાશાહી અને સામંતશાહી જમાનામાં અશ્વની ઉપયોગિતા તેમજ માન વધ્યાં. સુભટો અને તેનાં ઘોડાં ઈતિહાસમાં તેમજ વાર્તાઓમાં મુખ્ય વસ્તુ બની રહ્યાં. વીરનારીઓ પણ અશ્વારોહણ કરતી યુરોપ, આફ્રિકા, એશિયા, દૂર પૂર્વના દેશો,



અશ્વની પૂર્ણસજાવટયુક્ત પાળિયો (છાયા : પોરબંદર)
ફોટો : નરોત્તમ પલાણ

અમેરિકાને ઓસ્ટ્રેલિયામાં પણ અશ્વ સર્વવ્યાપક થયો. જાત સુધારો થતાં વિશેષ ઉપયોગી થયો. મુખ્ય ઉપયોગ અશ્વસેનામાં તેમજ સવારી અને ગાડી ખેંચવામાં થયો. શરતો દોડમાં તેમજ સામંતની ડેલીએ તો અતિ ઉત્તમ ઓલાદના અશ્વો જ શોભતા.

વીર માતાપિતા પોતાના યુવાન પુત્રને યોગ્ય અશ્વ આપી ખુશી અનુભવતાં. ભારતની ચોખૂંટ ધરતી પર રહેતી દરેક કોમની વાર્તાનાં મુખ્ય પાત્રો તરીકે મુખ્યત્વે લેરખડો લાડો અને તેના અલબેલા અશ્વ જ હોય છે. સિકંદરનો બુસિફેલસ તો ડૉન ક્વિક્ઝોટનો રોઝનેન્ટી, બાપુની તેજણ તો ધાંયજાની ટાયડી પણ હતી. દ્રાવિડો પર આર્યોનો વિજય, પુરૂરાજ પર સિકંદરનો વિજય, ઇબ્રાહીમ લોદી પર મુઘલ બાબરની જીત, અકબરથી ઔરંગઝેબ સુધીની મુઘલ જાહોજલાલી, રાજપુતોની વિધર્મી રાજ્યો સામે ટકવાની શક્તિ, મરાઠા સામ્રાજ્યોનો વિસ્તાર અશ્વદળને કારણે કહીએ તો તે અનુચિત નથી જ. વડોદરાના ગાયકવાડ સરકારના રાજચિહ્નમાં અશ્વ હતો, અને તેનો મુદ્રાલેખ 'જીનઘર જીન તખત' હતો.

રૂસ્તમ સોહરાબ, પ્રતાપ, શિવાજી, બાજીરાવ, નેપોલિયન, ગેરીબાલ્ડી જેવા વીરનરોને યાદ કરતાં જ તેના સુંદર અશ્વો આપણી મનોચક્ષુ સમક્ષ ખડા થાય છે, આ વીરોની કલ્પના જ અશ્વો વગર થતી નથી. અર્વાચીન યુગે વિન્ટસન ચર્ચિલ, જવાહરલાલ નહેરૂ પણ અશ્વપ્રેમી હતા. ઈરાની વીરરમણી ગુર્દાફરિદ, સુલતાના રઝિયા, રાણી દુર્ગાવતી, નૂરજહાં, ચાંદ સુલતાના ફ્રાંસની જૉન ઓફ આર્ક અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પણ પ્રથમ કક્ષાની ઘોડેસ્વાર વીરનારીઓ હતી. લડાઈમાં, શિકારમાં, શરતમાં ઘોડેસ્વારી કરતી. રૂકમણિહરણ, સંયુક્તા હરણ, ભારત તેમજ યુરોપના સુભટોનાં પરાક્રમો, મુઘલ જમાનાની 'મેદાન' પોલોની રાજ રમત, કાઠીઓનાં ધાડાં, વણજાર અને છેવટ ઘોડદોડની શરતો અશ્વ ઉપર જ યોજાતી ક્રિયાઓ થઇ છે. સૌરાષ્ટ્રે તો રાજપુત, કાઠીઓએ ઘોડાને કાળજીપૂર્વક ઉછેર્યો, અરબી ઓલાદ આણી અને ઘોડાને સૌરાષ્ટ્રનાં પાંચ રત્નો પૈકિનું રત્ન બનાવ્યો. વીર ક્ષત્રિયાણી પોતાના કેસરભીના કંથને રણક્ષેત્રે વિદાય આપતી ત્યારે રણવાટ પર ચડવા એ વીરનો અશ્વ અધીરો થઇ થનગની રહેતો. શહેરમાં ઘોડાગાડી ખેંચતો ઘોડો અથવા તો કોઇ વરરાજાની રંગમાં ચાલતો ભાડે આવેલો ગરીબ ઘોડો, અશ્વની રોનકનો ખ્યાલ ક્યાંથી આપે? બંદૂક અને મોટર આવતાં પટાબાજી અને ઘોડેસ્વારીની મરદાઇ ગઇ, અને રાજાઓ સાથે અશ્વયુગ આથમ્યો. છતાં આજની યંત્ર દુનિયામાં ઘોડો તેની શક્તિના માપ હોર્સ પાવરમાં તો હયાત છે જ.

## કલા કાંડ

જ. કલાપ્રિય માનવીએ પોતાના સાથી અશ્વને કાવ્ય, કથા, શિલ્પ, ચિત્ર, ભરતગૂંથણ, નૃત્ય વગેરેમાં સારી પેઠે બિરદાવ્યો છે. મિસર, સુમેર, ઇરાન, ગ્રીસ, રોમ અને ભારતે સેંકડો વર્ષોથી પાષાણ, કાષ્ટ, હાથીદાંત તેમજ ધાતુના શિલ્પમાં ભીંતપરના ચિત્રોમાં સ્થાપત્યમાં અશ્વને આગવું સ્થાન આપ્યું છે. ઉત્તર દક્ષિણ ભારતનાં મંદિરો, અજંટાનાં ગુફામંડપો, હિન્દુસ્તાનનાં કલા કારીગીરીનાં ક્ષેત્રોમાં બનતા આરસ,

હાથીદાંત, સુખડ, અને ધાતુની કલાકૃતિઓમાં અશ્વનું સ્થાન નક્કી જ રહેલ છે.

પશ્ચિમ ભારતના મારૂ ગુર્જરશૈલિનાં બારમી સદીનાં મંદિર સ્થાપત્યમાં અશ્વનાં શિલ્પ પ્રેમપૂર્વક મૂકવામાં આવેલાં છે. વેદિ ઉપડત જ કીર્તિમુખ અને ગજથર ઉપર અશ્વથરનો તો કંદોરો તો મંદિરનું એક અનેરૂં રૂપાળું અંગ બની રહે છે. અશ્વથર ઉપરના નરથરમાં તો માનવજીવનની પ્રવૃત્તિના દશ્યોમાં ઠેર ઠેર ઘોડાં દેખાય છે.

તેરમી સદીમાં બંધાયેલ ઓરિસાના કોનાર્કના મહામંદિરનાં બારવિશાળ પૈડાં ઉપરના દેવરથને ખેંચતા સપ્ત અશ્વો જાણે સૂર્યમહારાજના વિરાટ રથને આકાશ માર્ગે ખેંચી રહ્યા લાગે છે. આ અશ્વોમાં શકિત તરલતા સાથે ઉગ્રતા અને દઢતા પણ ચોખ્ખી દેખાય છે. પંદરમી સોળમી સદીના દક્ષિણના મંદિરોના સ્તંભો પર વિવિધ પ્રકારે સજ્જ મહાઅશ્વ અને અશ્વારોહીઓ મૂકી આ સર્વાંગ સુંદર પ્રાણીથી સ્થાપત્યની શોભામાં અનોખી રીતે વૃદ્ધિ કરેલ છે.

હિંદુ મંદિરોના મંડોવર ઉપર જ્યાં જ્યાં યોગ્ય લાગ્યું ત્યાં શિલ્પીએ અશ્વો–અશ્વવાળો મૂકી તેની ઉપયોગિતાને દેખાડવા પ્રયાસ કર્યો છે. ગુજરાતે વડનગરમાં હાટકેશ્વરના મંદિરમાં ઘોડાનું અતિસુંદર શિલ્પ મળે છે.

રાજસ્થાની ભારતમાં રાજાઓ અને રાજવશીઓની છત્રીઓમાં વીર સ્મારકને અનુરૂપ કોતરણી હોય છે તેમાં અશ્વને સ્થાન હોય છે જ. છત્રી મધ્યે મોટે ભાગે અશ્વારૂઢ ગત થયેલ મૂળ વ્યકિતનો પાળિયો મૂકાય છે. અને છત્રીમાં અથવા બાજુમાં પછી એ જ શાખાના ગત પુરૂષોના પાળિયાઓ મૂકવામાં આવે છે. આમ સામાન્ય રીતે છત્રીઓની આસપાસ અશ્વારૂઢ પૂર્વજોના ખાંભાઓ જોવામાં મળે છે.

રાજવંશીનો ઘોડો તેની સજાવટમાં ક્યાંયે કમી દર્શાવતો નથી. રત્નજડિત લગામ, મોરડો, માથે ફૂમકું અથવા કલગી, કિનખાબની ભાતીગળ ઝૂલ, સરસ સજાઈ અને પૂછડાં સુધીનો રૂપાનો સોગઠા શણગાર, ગળાં અને ડોક ઉપર બે ત્રણ પ્રકારના હારથી શણગારેલો ઘોડો ખાંભીમાં કંડારેલો હોય છે. વીરપુરુષનો અશ્વ ઠેકતો અથવા થનગનતો આલેખવામાં આવે છે. ત્યારે જ ઉપરનો શૂરોપૂરો શોભે છે. કોઇ કોઈ શૂરાના પાળિયામાં ઘોડાની ઝૂલ તેના દાબડા સુધી ઝૂલતી દેખાય છે. તેમાં ઝૂલતાં કાપડની તરેહવાર ભાત પણ કોતરી બતાવાય છે. જવલ્લે, જ દેખાતા રમણીના પાળિયાનો ઘોડો આવી ઝૂલવાળો અને ઊભેલો હોય છે. નારીના હાથમાં આયુધ હોતાં નથી ધુમલીમાં સોનકંસારી મંદિરો પાસે આવા ઘોડાના આખા શરીરને ઝૂલથી ઢાંકતા તેરમી ચૌદમી સદીના ઘણા પાળિયા છે.

શૂરધનના પાળિયા સર્વ સ્થળે પૂર્વાભિમુખ ખોડાય છે. પાળિયા માંહેના ઘોડા અને અસવાર ઉત્તરાભિમુખ રહે છે. અશ્વ અને શૂરાપૂરાની એક જ આંખો દેખાય તેમ 'પ્રોફાઈલ'માં જ કોતરાય છે. અસવારને હાથમાં આયુધો ઢાલ તલવાર, ભાલો, અથવા તીરકામઠું અપાય છે.

ગમે તે કારણે, હરકોઇ રીતે મૃત્યુ પામેલ અવગતિયા તેમજ શૂરધન તરીકે કામ આવેલ મરદો પાછળ ખાંભીઓ ખોડાય છે. ગત થયેલ આદમી ગમે તે જાતનો હોય પણ તેને પાળિયામાં ઘોડા પર વીર તરીકે મૂકી પૂજવામાં આવે છે. વસવાયાં અને ઘણી પછાત કોમોના પાળિયાના શૂરાપૂરા પણ ખાંભામાં ઘોડે બેસે છે.

ચૌદમી સદી પૂર્વેના પાળિયામાં પાળા સૈનિકો ઘોડા વગરના દેખાય છે. વણજારાના પાળિયામાં બળદગાડી, વેલડું વલોણું વગેરે હોય છે. ભરવાડ રબારીના પાળિયામાં અશ્વને બદલે ઊંટ હોય છે. અને સતીનાપાળિયામાં સતીના હાથ હોય છે. મૃત્યુના પ્રકાર દર્શાવતા પાળિયા પણ હોય છે. પણ મોટે ભાગે પાળિયા શૂરાપુરાના અને શૂરો ઘોડા વગર પૂરો શોભે જ નહિ, તેથી ઘોડા અને અસવારનો પાળિયો સૌરાષ્ટ્ર કચ્છમાં એક સર્વત્ર સામાન્ય વસ્તુ થઈ પડી છે. જીવનસાથી ઘોડો મૃત્યુ, પછી પણ માણસની સાથે જ રહ્યો છે, અને તે પણ ખાંભા ઉપર કોતરેલ સૂર્ય ચંદ્રની સાખે. વાછરાદાદાના ઘોડા પાષાણ, કાષ્ટ, પકાવેલી માટી, તેમજ કપડાંના પણ બનાવી મૂકાય છે. દેવ મંદિરોના ઠાકોરજીના રથના રૂપું મઢેલ કાષ્ટના અશ્વો કલાના નમૂના હોય છે. ધાતુની મૂર્તિઓમાં, દીવીઓમાં હિંડોળાની સાંકળમાં,

મકાનના થાંભલા, દ્વારના ટોડલા, મંજુલના ઘોડલા, ઘોડિયાંના ઘોડલામાં કારીગર અશ્વ પ્રત્યેના ભાવ રજુ કરે છે. બાળકોના રમકડાંના તરેહ તરેહના વિવિધ વસ્તુઓમાંથી બનાવેલા ઘોડાથી બજાર ભરેલી રહે છે. પકાવેલી માટીના ઘંટી ઘોડા વેચતા વણજારીઓ પણ હજારો વર્ષોથી ઘાટ સાચવીને ઘોડા ઘડે છે.

મુઘલ અને રાજપુત કલમના ચિત્રકારોએ આદર્શ અશ્વો એવા ચિતરી નાખ્યા છે કે એના પર સવારી કરવા દેવોને પણ પૃથ્વી પર અવતરવા મન થાય.

ચિત્ર શિલ્પમાં પાંખાળા દેવતાઈ ઘોડા પણ બનાવાયા છે. કવિઓ તો કહે છે કે પંચકલ્યાણી દેવલોકમાંથી પૃથ્વી પર ઘોડો આવ્યો છે. પાંખોનાં ચિન્હ તેના પગે ઘોડાને હજુ છે. વળી ઘોડો તે પૂર્ણનર છે. તેને ઈતર પ્રાણીના નરની માફક સ્તનનાં એંધાણ પણ નથી નારાયણ, વિષ્ણુનાં સહસ્ત્ર નામ છે તો નર અશ્વનાં પણ અનેક નામ દવિજન આપી શકે.

ભરતકામમાં ઘોડો અસંખ્ય ભાતોમાં આપણી માનીતી ભાત છે. કચ્છી તેમજ કાઠી ભરતમાં ઘોડી ન હોય એ કેમ સંભવે? મહાજન ભરત અને મોચી ભરતમાં ઘોડો સ્થાન સાચવી રહેલ છે. જીવનમાં જેનો ખપ તેને કલામાં ઊતરવાનો અવકાશ રહેજ. મોતી ભરત તો કાઠીનું જ. તોરણ ટોડલા ચાકળામાં કાઠી ઘોડી શોભે છે. કટાવ કામના રાચમાં પણ ઘોડો કોરીને મૂકાય છે. ભીંતોને ચિત્રોથી પણ શણગારતી વેળા અશ્વ શુભ ચિન્હ તરીકે આળેખાય છે. સારે પ્રસંગે ગ્રહસ્થનું આંગણું શણગારાય છે ત્યારે ભીંત ચિત્રોમાં ભીતિયાં ચાકળા, ચંદરવા, તોરણ, ટોડલિયા, પછીત પાટી જેવા ભરત ગૂંથણના રાચમાં રેશમી પટમાં આરીભરત અથવા સોયથી ભરેલાં કામમાં હાથી, ઘોડા, મોર, પોપટ, આંબાડાળ, કેરી, વેલ, સિંહ ઘોડિયું વલોણું વગેરે ભાતોમાં અશ્વ મુખ્ય ભાત પૈકિની એક રહે છે. આમ આંગણે ઘોડો, ચિત્રમાં ઘોડો. ગીતમાં ઘોડો વ્યાપી રહેલો દેખાય છે. ગાર-માટીવાળા ઘરમાં ખંતીલી ગૃહિણીઓ હાથમાં કરડા પહેરી ગારને થાપડી કાતરી ઉપસાવી ઓળિપામાં જ સુંદર નકશી કામ કરે છે. તેમાં પણ ઘોડલા પરાપૂર્વથી ચાલ્યા આવતા ઘાટના મૂકે છે.

ગામડાના છોકરાંઓ માટી મલોખાના ઘોડા બનાવી રમે છે. પોતાના પગ ઉપર જ દોડતા કૂદતા લાકડીના ઘોડા ખેલાવતાં બાળકો તો દરેક ઘરમાં હોય છે. બાળકોની આ ચેષ્ટાની પરાકાષ્ટા તો અશ્વનૃત્યકારો માં દેખાય છે. અશ્વનૃત્યકારની કેડે બાંધેલા વાંસના ચોગઠાં ઉપર સુંદર બનાવટી ઘોડાની ડોક અને મુખવાળો આખો શરીરે શણગાર ઝૂલ વગેરે વડે પીઠથી પગ સુધી ઢંકાયેલ ઘોડો અદાકારના પગ ઉપર જ નાચે છે.



અશ્વારૂઢ સોન-હલામણના ગણાતા પાળિયા. હલામણના ઘોડાના પગ નીચે સર્પ છે, બીજા પાળિયામાં સોન કંસારી અશ્વારૂઢ છે. (ઘુમલી) ફોટો : મણિભાઈ વોરા

*

અશ્વ અને તેનો અસવાર તેના પોષાકની બનાવટથી તેમજ અશ્વની લગામ હાથમાં રાખી નૃત્યકાર કલામય હલનચલન ચેષ્ટા કરે છે કે જાણે ઘોડો જ નાચે છે. આવા બેચાર સુભટો વીરનૃત્ય કરે છે. રાજસ્થાનનું આ નૃત્ય દક્ષિણમાં પણ પહોંચ્યું છે.

વાર્તાકલામાં બારોટોએ તો ઘોડાને ખૂબ લડાવ્યો છે. અશ્વ વગરની વાત લુણવગરના ખોરાક

જેવી લાગે છે. બારોટને પણ ઘોડા વગર ન ચાલે. યજમાનને ઘેર ઘોડા પર જ બારોટજી જાય અને ઘોડો ભલે લાકડાનો હોય છતાં 'મારગે રંગ કેશરિયો' કહીને પોતાના પ્રાણીને બિરદાવતા જાય એવા બારોટો હજુ છે.

આવી રીતે લલિત કલામાં તેમજ લોકકલામાં ઘોડો તેના રૂપરંગ અને લક્ષણથી અમરસ્થાન પામ્યો છે.

## સાહિત્યકાંડ

૫. જીવનનું તાદશ્ય પ્રતિબિંબ પાડે એ જ સાહિત્ય છે. જે જીવનમાં આપણે ત્યાં અશ્વપ્રેમ રહેલો છે તો આપણા સાહિત્યમાં પણ એ પ્રેમનો પડઘો પહેલેથી પડેલ જ છે.

ઋગ્વેદમાં અશ્વનું બહુમાન કરેલ છે.

यदक्रन्दः प्रथम जायमान उद्यन्त्समुद्रादुत या पुरीषात्।
श्येनस्य पक्षा हरिणस्य बाहू उपस्तुत्य महि जातं अर्वन् ॥

(જાણે સમુદ્ર અથવા આકાશમાંથી ઉત્પન્ન થયેલ હોય એવી તારી હણહણાટી છે. હે અશ્વ, તુંને બાજની પાંખો કે હરણના પગ છે, તારો જન્મ મહાન ઉત્સવનીય છે)

મહાભારતમાં પણ ઘોડાનાં અનેકવિધ વર્ણનો મળે છે. ગીતામાં ભગવાને

अश्वानाम् उच्चैश्रवसम् ।

(ઘોડાઓમા ઉચ્ચૈશ્રવા હું છું) કહીને ઘોડાનું બહુમાન કરેલ છે.

તે પછીના યુગમાં સર્જાયેલ સંસ્કૃત સાહિત્યમાં પણ એક યા બીજા રૂપે ઘોડાનું વર્ણન અને તેના ગુણગાન થયેલાં જોવા મળે છે શાકુંતલના પહેલા અંકમાં કવિ કાલિદાસ 'રાશ છોડતાં પૂર્વ કાય પહોળી કરી, ઊંચા કાન સ્થિર રાખી પોતાથી ઊડેલી ધૂળ પણ જેને આંબી શકતી નથી.' એવા દોડતા ઘોડાનું ચિત્ર આપે છે. સંસ્કૃતના બીજા મહાન કવિ ભવભૂતિ ઉત્તર રામચરિતના ચોથા અંકમાં 'પૂંઠે ધારે વિપુલ પૂછડું' કરીને અશ્વનું સ્વાભાવોક્તિભર્યું આલેખન કરે છે.

ફારસી સાહિત્યમાં ફિરદોસીએ સોહરાબના મુખમાં શબ્દો મૂકયા છે:–

યકી અસ્પ બાયદ મરા ગામ ઝન,
સુમે ઉઝે ફુલાદે ખારા શિકન,
ચુ પીલાન બ ઝોરો ચુ મુર્ગાન બેપર,
ચુ માહિ બે બહરો ચુ આહૂ બે બર.

(મને એવો દઢ પગલાં પાડતો અશ્વ જોઈએ કે જેની પોલાદી ખરી કઠણ પત્થરને ભાંગી નાખે, અને જે હાથી જેવો બળવાન, પક્ષી જેવો ઊડનાર, જળમાં માછલી જેવો અને સ્થળમાં હરણ જેવો વેગવાન હોય.)

ગુજરાતી કવિઓની મોટા ભાગની રચનાઓમાં ઘોડાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. કલ્કિ અવતાર વિષેની સુંદરમ્‌ની કલ્પના:

આવશે આવશે
એક ઘોડલે અસવાર,
તાતાં તેજનો અવતાર
જગને જીતીને જયને માંડશે જી,

એ સિવાય તો

'કાળો ઘોડો કાટવો, ભમર ભાલું હાથ;
બાઇ મેં દીઠો બજારમાં, જાણે જેઠવાની જાત.'
'હંસલી ઘોડી હાથમાં, દીપકભાઈ આવે'
મોટે માગી મેં'લ મે'લાતુ, નાને માગ્યો તોખાર.
ઘોડલે નાંખી હાવળુ શુરા, ખુંગિયા વાગ્યા ઢોલ
વીરા શકન જોઇ જોઈ ઘોડલે ચડજો રે.

આવાં સમા સમાનાં ગીત કાવ્યોમાં માનવ ઘોડાને ભૂલ્યો નથી.

રોજની વપરાશની ચીજો અને અશ્વનાં અંગનો કોઈ આકાર અથવા તેનાં લક્ષણ દર્શાવતાં અંગવાળાં જીવજંતુ પશુ પંખીને પણ ઘોડાનું નામ અપાયેલ છે. દા. ત. પુસ્તક વસ્તુ રાખવાના ઘોડા, પગથિયાંના ઘોડા, વાવલવાની ઘોડી, કાળાં પાટિયાંની ઘોડી, દાધરામલઘોડાની ઘોડી અને જળઘોડા, તિતિ ઘોડા વગેરે.

રોજની બોલીમાં, કહેવતોમાં, અલંકારી ભાષામાં પણ અશ્વ જ્યારે ત્યારે સંભળાય છે. કોણ ઘોડે ચડ્યું છે ? ખોટા ઘોડા ઘડોમાં, ઘોડો જરા તાણીને બાંધો.

વચ્ચે ઘોડો નાંખ્યો કે ? નદીમાં ઘોડાપુર આવ્યું છે. દરદ ઘોડાવેગે આવે છે આવા લંકડાના ઘોડા ન ચાલે ! ઘોડા દોડે ત્યારે કાનસૂરીનો ફેર પડે, જેવો ઘોડો એવો અસવાર. ઘોડો દોડે છે તેના રૂપને. ઘોડાં લઈ જાય, કાંઈ મોલ ઊભા છે ! ઘરમાં ઘોડો ઘાલ્યો. ઘોડાં ઘોડાં !

અશ્વ ઊદધિનો મનતરંગનો
યોવનનો અને સંસારી,
અતિ પ્રબળ સણુદીઠા અશ્વો
અશ્વ તણી ગેબી સ્વારી,
વિવિધ પ્રકારે અશ્વ વિશ્વમાં
વિવિધ કાર્ય પર જાઉં વારી
માનવજાતનો સદા સોબતી,
એવા અશ્વની બલિહારી.

ઋણ સ્વીકારઃ અશ્વની આ રામાયણ તૈયાર કરવામાં સુંદર સહકાર આપવા બદલ ભાઈ નરોત્તમ પલાણનો આભાર માનીએ છીએ : લેખકો



વાછરા દાદાના ઘોડા. (હાથલા : બરડો) ફોટો : નરોત્તમ પલાણ

---

રામવિયોગથી ઝૂરતા ઘોડાને જોઇ કૌશલ્યા રામને સંદેશ કહેવરાવે છે.

રાઘૌં એક બાર ફિરિ આવોં
એ બર બાજિ બિલોકીઆપને, બહુરો બનહિ સિધાવો-૧
જે પય બાય પોખિ કર પંકજ, બાર બાર સુચુકારે;
ક્યોં જાવહિ મેરે રામ લહિલે, તે અબ નિપટ બિસારે-૨
ભરત સૌગુની સાર કરત હૈં, અતિ પ્રિય જાનિ તિહારે;
તદપિ દિનહીં દિન હોત સાંવરે, મનહું કમલ હિમ મારે-૩
સુનહુ પથિક જો રામ મિલહિં બન, કહિયો માતુ સંદેશો;
તુલસી મોહ ઔર સબાહન તેં, ઈન્હકો બડો અંદેશો,-૪

સં. અમરદાસજી ખારાવાળા

# રૂપાળા રેવત ને મોરબી ઠાકોર વાઘની કમનીય પ્રતિમા



નિમાળેલ મોરલા જેવા થનગનતા આવા અશ્વની ગરદનની બકી છટા ઉપરથી જ કદાચ 'હયગ્રીવ' શબ્દ પ્રયોજાયો હશે કચ્છુ કાંઠાનું જાતજીરૂપ અને અંગસૌષ્ઠવનુ અશ્વરૂપ અહીં એકાકાર બની ગયુ છે હવે તો આવા રૂપ કોઈ કોઈ કાંસાં કે પત્થરની પ્રતિમા માંજ જોવાના ને! આ પ્રતિમા મોરબીના નજરબાગથી ગામમાં જત આવે છે આ પ્રતિમા મચ્છુના સેતુબંધ પરના બન્ને છેડાનાં સાઠ અને અશ્વોના અપરૂપ શિલ્પથી શરૂ થઈ મણી મંદિર સુધીના વિસ્તારને અદ્દભુત રોનકથી મઢી દે છે આ અશ્વારૂઢ પ્રતિમાથી મચ્છુના સામા કિનારા સુધી પાથરેનુ નગરરચનાનુ કૌશલ અતિ મનોહર છે મચ્છુ પરના સેતુબંધના મણીમંદિર પાસેના છેડે બન્ને બાજુના પૂરા કદનાં અશ્વશિલ્પ પણ શકિતથી છલકતા, તરલતા, ચપળતા, ચમક અને અંગાંગના ઉપસાવેલા રૂપથી પછમધરાના માનવીની શકિત અને સૌંદર્ય, સાહસ અને દિલેરીને સાદ દઈ રહે છે. કચ્છથી મુંબઈનાં બારાં સુધીમાં આવી જીવંત પ્રતિમાઓ જવલ્લે જ નજરે પડે છે સૌરાષ્ટ્રમાં આવી અશ્વો અને અસ્વારની અપરૂપ પ્રતિમા બે જ છે એક જામનગરના લાખોટા તળાવમાં જામરણજીતના અશ્વ અશ્વિનીકુમારની અને તે । પર આરૂઢ જામરાવળની તથા બીજી આ મોરબીમાં ઠાકોર વાઘજીની.

# જીવે ઘોડાં ! જીવે ઘોડાં !

દ. શ્રી. પુંજાવાળા (નાની સાણથળી)

ઝાઝા નહિ તોય મેં પચ્ચાસ પચ્ચાસ ચોમાસાના મે આ વાત ઉપર હડૂડીને હેલી મચાવી બત્તી છે; છતાંય આ પ્રસંગ એક જીભેથી બીજી જીભે ચડીને વગર ધોવાણે મારા કાનમાં પડી અને હજુ પણ કાળજામાં કોરો કડાક પડયો છે.

ઘોમ ધખના સૂર્યદાદાએ આથમણાં પાતાળના તાગ માપવા હાથ લાંબા કર્યા ત્યારે ભડલીના રામખાચરના દીકરાની જાન નાગડકાના સીમાડામાં આવીને ઊભી રહી.

સૌ ઘોડાના સામાન સમા નમા કરવામાં પડયા. પોતપોતાના લાડકવાયા અશ્વોને તાજા માજા કરવા કાઠીઓએ ડાબલીમાંથી પાવલી પાવલીભાર અફીણની ગાંગડયું કાઢીને ઘોડાંના મોઢામાં મૂકી. કોઈએ વળી ખેતરવા આઘી વાડીનાં પાણી પાયાં. ઘોરિયામાંથી ખોબે ખોબે પાણી ઊલેચી, પલાણ ખેંચી, ઘોડાંની પીઠ ઉપર છાંટયાં, અશ્વોના પગ ધોયા, આટઆટલી મહેનત માવજત કરવા પાછળ એક કારણ હતું.

ભાઈ રામખાચર અને એના વેવાઈ જીવા ધાધલ વચ્ચે એક વાતનો વળ ચડી ગયો હતો. કોક ઈર્ષાખોર માણસે જઈને જીવાધાધલને કહેલું કે:– "ધાધલ ! તમારી પાસે રામખાચર જેવા બરેતા સુવાણી અને સો સગાના સગા ગળઢેરા કાઠીની જાડી જાન સાચવવા શેનીએય કમીના નથી. પણ જો રામભાઈનાં ઘોડાંની જાળવણી નહિ કરો તો તમુનેય ભૂંડા લગાડશે. વી'વા અધૂરા મૂકી વરનો બાપ પોતે જ ઘરનો મારગ લેશે.'

જીવાધાધલ પણ આ વાત કહેનારને મર્મનાં વેણ વાળી રહેલો કે:– "ભણે એવા જાતવંત જાનવર–દેવાંગી ઘોડલા અમણા પરોણલા કિસે ! પણ નાગડકાની ઝાંપલી વળુટીને ગામમાં પેગે આ ઈ ઘોડાના અમે બા ! ગરમ પાણીએ પગ ઝારશું, નવા બાજરાનાં જોગાણ દેવું, પણ જો રેગાં ટારડાં લઈને જ રામખાચર આદોને તો તો ઈવાને બાંધવા અમણી પાંહે ખીલાય નથ".

વાત રામખાચરના કાનમાં રેડાણી, રામખાચર તો ત્રણેય પરજ (વાળા, ખાચર, ખુમાણ) ના સગા સંબંધી.

એણે પોતાના હેતુમિત્રો સગા સંબંધી જઈ ભાઈમાં કહેવરાવ્યું કે:– "જો જો તમારી ફૂલમાળ આવે અને દૂધભર્ય ઊછરેલી એની વછેરી ઘરે રહે નહિ !"

"ભણે બાપા ! જે જે તાજણય અને માણકીઓ એને લાવજો, કારણ કે તાજણય હવે જરાક અવસ્થાને આરે ઊભેલી કળાય છે.'

આમ હેર ફેર વિગતવાર વાત વહેતી કરી. ક્યાંક ક્યાંક તો પોતે ગયા, પાઘડી ઉતારીને વરરાજાના સમસગરા દઈને પણ સારા ઘોડાવાળા મહેમાનો જાનમાં સોઢાડયા.

પછી રામખાચરે ખૂબ વિવેકથી પોતાના વેવાઈ જીવા ધાધલને કહેવરાવ્યું કે:– "બા ! એ ચાર ઘોડાં સારાં પરાક્રમ કરી દેખાડે, નાગડકાના પાદરને ઊજળું કરી બતાવે તો અમારા બધાય મહેમાનોનાં જાનવરને સરખાં સાચવવાનાં છે ને ?"

સામેથી જવાબ આવ્યો હતો:– "આપા રામ! તમારા મહેમાન અને એના પ્રાણથી વ્હાલાં ઘોડાં અમારા માથા ઉપર છે. આ તો બે ઘડી આનંદ પ્રમોદનો એકાદ નુસખો આપણા રિવાજ પ્રમાણે કાંઈક ગેલતશું તે સૌને મજા પડે, બીજું શું હોય ! મનમાં કાંઈ રાખો તો સૂરજની સાત ધરાય."

એ સમયમાં સારાં ઘોડાં લઈને આવનાર જાનૈયાનાં ઘોડાંના અવાણ (પરીક્ષા) લેવાય, પછી જ સામૈયું થાય, અગર સારાં હથિયાર લઈ આવનાર નિશાનબાજનાં પણ પારખાં લેવાય, પછી જ સામૈયું

,થશે એવાં કે'ણ માંડવાપક્ષના મોકલે એવો ચાલ હતો.

આમ થોડીક ચાડની વાત હતી, એટલે જાનૈયા સીમાડાથી પોતપોતાનાં ઘોડાંને માંડયા તાજા માજા કરવા.

આપા રામે હાકલ કરીઃ 'જુવાનિયાઓ! ઘોડાંની ચાકરી પૂરી થઇ હોય તો હાલો હવે, નાગડકા વહેલાસર પહોંચાય તો રૂડું. હજી કોણ જાણે ભાઈ, જીવધાયલે શું ય આ તમારી સવારી અને ઘોડાંની વશેકાય જોવા કોડ હશે!"

બધાય જુવાનડાયરો બોલી ઊઠયા:– "હવે એને ઠીક પડે એવું કાઠું કરે ને! આ એકેય હો કહેવરાવે એમ નથી... બહુ બહુ તો માથોડું ઊંચું ઝાંપલું બંધ કરીને ઘોડાં ઠેકાવવાની વાત કરે, બીજું ક્યાં કાળી રાતે નગરની ધાણ્ય લેવા જવાની હતી? આપા રામ! તમ તમારે એયને મજા કરો"

વાત સાંભળીને સીમાડાની સૌજન્યસભર હરિયાળીએ મંદ મંદ હાસ્ય કર્યું.

આમ વાતોની ધકશાળ્યું ખેલાવતા, વાતોના વાવડા કરતો ડાયરો આવ્યા નાગડકાના પાદરમાં. બંદૂકના બહાર થ્યા, ઘોડાંની હાવળું એ નાગડકાના સીમવગડાના મોરલા ટહકાવી દીધા. ડમણી માફા અને ગાડાંની હેઠ આવીને ઊભી રહી ગઈ. માંડવાપક્ષના જુવાન ડાયરો જાનૈયાને હાથમાં બોઘરડાં લઈ પાણી પાવા ઘૂમવા માંડયા. ગામેડું ઊમટું રૂડી જાડી જાન જોવા. અશ્વોનું આકર્ષણ ઓર જામ્યું. માંડવાપક્ષના મહેમાનોની સરભરા કરતા કરતા ઘોડાંને જ જોઈ રહ્યા હતા. અંધારી રાતમાં મશાલું'ના ઝગઝગાટ વચ્ચે પાણીદાર તુરંગના રૂપાળા દેહ અવનવા દીસતા હતા. આંખ્યું હીરા જેવી ઝબકી રહી હતી અને પીઠ ઉપરના ભાતભાતના સાજ માંડવિયાના મનમયૂરોને મોહાવી રહ્યા હતા.

નહોતા કાઢવા તોય "ભાઈ! ભાઈ! વાહ! વાહ!" નાં વેણ હૈયેથી હોઠે આવી જતા હતા.

જાનના જુવાનો જુવાનીના તોરમાં હતા. ક્યાંક ક્યાંક ફાટય મોઢે બોલી નાખતા. છતાં માંડવાના જણ શાંત રહેતા. ગમે તેમ તોય મહેમાન ડાયરો છે ને?"

ગામમાં જઈને હીમેઠીમ મોટેરા પાસે પાદર જઈ આવેલા જુવાનોએ માંડીને જાનનું વર્ણન કર્યું. પણ એમાં કરાફાટયની માટીના ઘડેલા ઘોડલાની વાત મોર્યને મોર્ય જ રહી હતી... 'જાનનાં ઘોડાનાં જોમ અને પાણ જોતાં આપણી માંડ માંડ માથોડું ઊંચી ઝાંપલી ઠેકવી એના મનમાંય નહીં હોય.'

માંડવાના જાણકાર કાઠીઓ જુવાનોને માંડયા એક સામટા પ્રશ્નો પૂછવાઃ–

"આપા ખોડાની ફૂલમાળ છે?" જવાબ જડયોઃ– "હા હા એ રઈ!"

"તંઈ કૂદી જાય ઝાંપાના કમાડિયાં."

બીજો પ્રશ્ન થ્યોઃ- "રેશમયાથી ઓઢા ખાચર તાજણ લાવ્યા છે?"

એક જુવાને કહ્યું:- "નજરો નજર તાજણ્યને જોઈને આવું છું. પાંચ વરસ પહેલાં જોઈ હતી એવીને એવી જ છે. એ ઉપરાંત બે અનોધા રૂપાળા વછેરાય છે એ ડાયરાના."

અને પાદરમાં જઈ આવેલા બીજા જુવાનો પોતપોતાની આવડત બતાવતા બોલી ઊઠયા કે:-"

"ગુંદાળાથી ચમરઢાળ્ય આવી છે." ઢસા ઢોલરવાથી જીવા ખાચર બેય ચાંગીને લઈ આવ્યા છે."

"ઠેઠ ખારાપાટમાંથી, વીરડી ઠવની, ફૂલમાળ્યું અને લખિયુંના વાવડ અમે મેળવ્યા. બોલો! હવે, તમારે શું કહેવાનું છે?"

માંડવાપક્ષના કાઠીડાયરાના ડાલામથ્થા માથાં ઘોડાની આ નામાવલી સાંભળી ધૂણી ઊઠયાં:- સૈ મૂંઝવણમાં પડયા. બધાયને ઝાંપાના એક માથોડું ઊંચાં ઉચ–કમાડ નીચાં લાગ્યાં.

એક ચતુર આદમીને યુક્તિ સૂઝી કેઃ "આપણા ભાલાં ભેગાં કરીએ. ભાલાંની લાકડિયુંમાંથી ભલકા કાઢી હમણાંને હમણાં લુહારને બોલાવી ઝાંપાનાં કમાડ ઉપર જડાવી દઈએ. મૂઠો મૂઠો હાથ ભલકાં એ માથોડું ઊંચા દરવાજા પર જડાઈ જાય પછી ભલે હાલી આવે લખિયું, ફૂલમાળ્યું, તાજણ્યું. માણક્યું કે એના વછેરા."

"હવે હવે કરો, ઠેકી રહ્યા." સૌ બોલી ઊઠયા "આ ખરો કીમિયો ગોત્યો. બધાયે એ વાતને વધાવી લીધી. જીવાધાધલ પણ ચાડે ચડયા હતા.

એમ 'હા' બોલી ગયા, અને પછી કહ્યું: "વધુ પડતું થાય નહિ એ ધ્યાનમાં રાખજો."

ડાયરા એ કહ્યું :- "ના, ના, આ કયાં ધીંગાણું છે! પણ જો કોઈ ઘોડું ચાર આંગળેય ઓછું કૂદે, તો ઘોડાનું પેટ ભલકાં ચીરી જ નાખે, દીકરાના પાડના ઘોડાં લઈને ભાત ભાતના રંગબેરંગી સામાન નાખી; લાટાપાટા સૌ બોલાવ્યા ને નહિ બોલાવ્યા હાલી મળ્યા છે તે થાય જેવા જેવી."

થઈ ચૂકયું. ઝાંપલીના ઉપ-કમાડ તો હળવાં હતાં. ખેડવીને જુવાનો લઈ આવ્યા. લુવારે ઘડીક વારમાં તો ચળકતાં ધારદાર ભાલાં કમાડ ઉપર જડ-બેસલાક જડી દીધાં.

જાનેયા તો સૌ સૌની વાતોના હિલોળે ચડયા છે. પોતપોતાનાં ઘોડાંની જ વાતો થાય છે. અભિમાનભર્યા શબ્દો હવામાં કાઠીઓ મૂચ્છે તા દઈને વીંઝી રહ્યા છે.

દીકરાના બાપુ પણ મહેમાનો સાથે બેસી હસી રહ્યા છે. આવ્યા તંઈ ઝાંપો સૌએ જોયો હતો. બધાયને વિશ્વાસ હતો કે:- "ઓ હો હો ! અરે ! આ બિચારી નાગડકાની માથોડું ઊંચી ઝાંપલી આપણાં ઘોડાંના શું હિસાબમાં ! હમણાં ઝબોઝબ કૂદી જાશે."

તેમાંય સાંઢવા પક્ષનો જણ ફરકતો ત્યારે તો કાઠીઓ વાતનો વળ ચડાવી કંઈક મૂકયે જ રહેતા.
નીચું મુખ રાખી માંડવિયા સૌની સરભરા કર્યે રાખતા.

ફકત રેફડા ગામના કાળાધાધલ અને એમના દીકરા જેઠસુર ધાધલ આઘે બેઠા બેઠા આ તાસીરો જોઈ રહ્યા. આ બાપ દીકરાએ વાટમાં ઘોડિયુંની ખૂબ સાચવણ રાખેલી. એટલે જુવાન હાવરાએ થરકરી કરી કરી બંનેને છોભીલા કરી દીધેલા.

કંઈક જાનેયા બોલી ઊઠયા કે: "આ ! આ આપા કાળાધાધલ અને જેઠસુર ધાધલની કળમ્ય જુઓ! ઘોડાં તો આમ જ રખાય."

બોલનારનો ભાઈબંધ મોઢું મરકાવી જવાબ આપતો કે: "આપા ! ઘોડિયું છે તો ઈન્દ્રમહારાજની પરિયું જેવી, પણ હાલ્યનો ધાગોય નથી, એટલે શું હાંકે ? વાંહે જ રહેવું પડેને ? સાંઢનાં ગાદલાં જેવી છે ?"

આ વેણ બાપ દીકરાએ વા વળોટ વીણી વીણીને હૈયામાં સંઘરી રાખેલા. આથી બંનેની મજા મારી ગયેલી. નીમાણા થઈ બે ય જાનૈયાના અહંકારી વર્તનને જોઈ રહ્યા છે.

ત્યાંતો ઠ ઠૂ ઠૂ ઠૂ થતા ઝાંપાના કમાડ બંધ થયાં. બંને બાજુ મશાલું મૂકાણી. અને ભૂતના છરા જેવા રાક્ષસની શખસી જેવાં, જમરાજના પાડાના શીંગ જેવાં, ભાલાં ઝાંપલી ઉપર જાનૈયાઓ જોઈ રહ્યા. સૌ કાળાં ઠણક થતા બોલી ઊઠયા:-

"જીવાધાધલ આપણને ભૂંડા લગાડવા ઊભા થયા છે. આ તે કાંઈ ઘોડાં કૂદી શકે ?"

મરક મરક મૂચ્છમાં હસતા દીકરાના બાપને એક વૃદ્ધ માંડવિયાએ આવીને સંદેશો કહ્યો:- "ભાઈ ! રામખાર ! તમારા દીકરાની જાનમાં તો ત્રણેય પરજના ડાયરો પધાર્યા છે. ભેળા કંઈક રંગે રૂપે રૂડાં પાણિયારા ઘોડલા છે. અમારા ગામને શોભાવવા કયાં કયાંથી પંથ કાપીને બધાય પોતપોતાના જાતવંત તોરીંગને દાખડો કરાવ્યો છે. તો અમારે આ ઘોડાંને અમારા ગામની ખખૂડ મખૂડ ઝાંપલી ઠેકવાતા જોવાના કોડ થયા છે બા ! ઈ અમણા કોડ પૂરા થાય કે અપ-સાત્ય સાચેયું વરને વધાવવા ઝાંપે આવ્યું માનો."

રામખાચર કહે: "જુવાનો, મુંઝાણા શું ? પૂછો તમારા પાણીપંથાને કે કાં ? ઘી, દૂધ, જોગાણ બટકાવ્યાં તે શું મફતનાં હતાં ?"

કેટલાકનાં રૂંવાડાં ધ્રુજી ગયાં, ઘણાએ ઘોડાની ગરદન થાબડી. કાનસૂરીમાં આંગળી ફેરવી, જાણે કે વ્હાલા જાનવરને પૂછી રહ્યા કે:- 'કૂદાશે ? જાતવંત પ્રાણીઓ નીચી ડોક કરી થાકના માર્યાં ઊભાં હતાં.

કોઈ વછેરો હાવળ દે એટલે માંડવિયા ઝાંપામાં ઊભા ઊભા બરછી જેવા વેણ કાઢે:– કે:–;"આ જોયો ફૂલમાળિયો ! બસ મારો ભાઈ ! તંઈ જોઈ લેજો હમણાં તમારે બગગ ઝમ કરતોકને આની કોર આવ્યો સમજો !" અને ડાયરો ખડખડ હસી પડે ફૂલમાળિયાની કાયા સામે મીટ માંડતો તેનો માલિક હેઠું જોઈ જતો, કારણ કે લાકડાના કમાડ તો નહિ પણ લોઢાનાં ભલકાં ભીંઠપ આપીને જાણી કે એને ભોંમાં સમાઈ જવા કહેતા હોય એમ લાગતું.

વળી કોઈ તાજણ ખડતાલીને ધૂળ ઉડાડતી. ઊડે જ ને? તાજણની લોઢાના સળિયા જેવી કસાયેલી કાયાના પડછંદ પગની ડાબલા પોચી ધૂળમાં પડતી.

ત્યાં તો વળી માંડવાવાળા ઉપાડો લેતા 'એ ઓલી ખડતાલે ઈ તાજણયના ડાબા ભલકાં કૂદતાં'ક 'ને આપડા નાગડકાની શેરિયું 'ને પવિતર કરશે બા!" અને ખરેખર તાજણયને આકળો થયેલો સવાર ઝબ દઈને રાગવાળી ગયો, ઘોડીને દરવાજાની સામોસામ લીધી, સૌ જાનૈયાનાં હૈયાં અધ્ધર ચડી ગયાં, બંદૂકની ગોળી છૂટે એમ તાજણય છૂટી, જેવી ઝાંપાની લગોલગ આવી કે ચારેય પગે બિલાડી જેમ ખોડી ઊભી થઈ રહી. અડધાક નાડાવા તાજણયના પગ ઢસડાયા. સવાર માંડ માંડ ઉપર રહી શકયો. જાનૈયાના મોઢાં વીલાં થઈ ગયાં. સામા ઊભા ઊભા માંડવાના ડાયરાએ કીકિયારી ને દેકારો ચડાવ્યા.

હવે તો એક પછી એક એમ ચારપાંચ ચડતા લોહીના યુવાનોએ મરણિયા પ્રયાસ કરી જોયા. એક માથોડું ઉપરના ઊંચા ભલકાં ઘોડાને ધરાર ડરાવ્યે રહેતાં હતાં.

જુવાનિયાવ થાકયા એટલે પાંચ સાત આધેડ કાઠીઓ એની જામેલી હોશિયારી બતાવવા લુગડાનો છેડોય અડવા દીધા વગર સવાર થયા. એની શગમાં ધીંગાણા જોયેલી કસાયેલી ચમરઢાળ, ફૂલમાબ્યું રેશમ્યું, લખિયું હતી. એના દૂધમલિયા વછેરા પણ હતા. અફસોસ ! એ બધાય લાખવાખની કિંમતનાં ઘોડાંની આજ કારી જ ફાવી નહિ કાઠીની અશ્વવિદ્યા ઉપર જાણે કે પાણી ફેરવતાં હોય એમ એ જાતવંત પ્રાણીઓ ઝાંપાના કમાડ જોઈ જોઈને વેગ રોકી લેતા હતા. અગર તો ચાલાકીથી ફરડકો દઈ, મોઢાં ફેરવી લેતા હતા. દરેક વખતે માંડવિયાનાં મહબોલાવા અને દેકારા કરવા ચાલુ જ રહ્યા હતા.

રામખાચરનું મુખ ઊતરી ગયું...ગજબ થયો. સવાસોમાંથી એકેય ઘોડામાં આ દરવાજાને ઠેકવાનું પાણી રહ્યું નથી સૌને આ પ્રશ્ન મૂંઝવી રહ્યો

માંડવાવાળાને થયું કે 'બસ હવે થઈ છે ડાયરો ખૂબ ભોંઠા પડયા છે. એટલે છેલુંકિયા ચા ત્રંબાળુ ઢોલ અને બે શરણાયું મંગાવ્યાં ..

લોંઠકા બાવડાની થપાટું ઢોલીએ ઢોલ ઉપર ઝીંકી. શરણાયાએ શરણાઈમાંય વીરરસ વહેતો મૂકયો અને માંડવિયાએ હાકોટા કર્યા. કે "ડાયરો ! તમારા જાતવંત ઘોડાને લઈને પરવાડયેથી હાલ્યા આવો ગામમાં દાખડો બહુ પડયો છે. તમારા જીવ જેવ વ્હાલાં ઘોડાં માટે ગરમ પાણી તૈયાર છે. પછી ઘી ગોળ દેશું. હં મારો બાપો ! મોડું થાય છે.

"હાલ્યા આવો પરવાડયેથી સામૈયું હમણ આવે છે."

કોણ જાણે કેમ આજ વખને રેફડાના સિત્તેર વર્ષના બુઝર્ગ મની ઘોડીના માલિક આપા કાળા ધાધલની કાયામાં જાણે કે દેવ આવ્યા. ઢોલની દાંડીએ દાંડીએ એ બુઢ્ઢો યુવાન બની માંડયો ધ્રુજવા. પડખે જ તેમની ગરૂડનાં ઈંડા જેવા વાનની ઘોડી ઊભી ઊભી થરથર થરર થરર કંપી રહી છે. જાણે કે ઘોડીની ચોટીએ ચોટીએ દેવના ચંપાણા છે. નાખોરાં ફૂલાવી, કાનસોરી ઠરડાવી નાખી, કેશવાળી ઝાટકી... ઘોડી પૂંછનો ઝંડો પીઠ સુધી ઉપર ઉપાડતી જેમ નાળિયેર ફૂટતાં હોય એમ ડાબા ધરણી ઉપર પ્રાછટી રહી છે.

જાનૈયાના બે ચાર જણ આ જોઈ રહ્યા છે. પહોંચ્યા રામભાઈ ખાચર પાસે. વાત કરી કે, "રેફડાના ધાધલ ડાયરો બાપ દીકરો અને એમની ઘોડિયુંનો રંગ ફરી ગયો છે. એમાંય બુઢ્ઢો અને એની ઘોડી તો જાગી જ ગયાં છે. વાટમાં અમારી છોકરમતિને લઈને અમે જ બે ય બાપ દીકરાનાં અને એની ઘોડિયુંના ચાંકાં બોલ્યા છઈં... મશ્કરી થઈ ગઈ છે."

શામખાચર આપા કાળા ધાધલ પાસે આવી અને પાઘડી ઉતારી બોલ્યા "કાળા ધાધલ ! મારૂં નાક કપાશે બાપ ! તમારી તો અવસ્થા છે. કાયા ન હાલે, પણ જેઠુર ધાધલને કયો વછેરીને એક વખત ઝાંપો ઠેકાડી જોવા રાંગવાળે."

જેઠુર ધાધલે કહ્યું : "આપા રામખાચર ! હર હર કરો, તમારા માનીતા જાનૈયાએ બાપ દીકરાની રેવડી કરવામાં બાકી રાખી નથી. અમે એવા નવરા નથી કે દીકરાના પાડની ઘોડિયુંના પેટમાં ભલકાં વગાડવા ઝાંપો કુદાવવા ફૂલાઈ જઈં બા !, આ અમારી મનિયુંને એડી અડે ને એટલે એકવાર કૂદ્યા વગર રહે જ નહિં. પછી કોને ખબર છે ? જરાકેય ફેર પડેને કે તરત જ ઘોડિયુંના પેટમાં જ ભાલાં આવે ! આંતરડાનો ઢગલો થાય, ઈ અમારે નથી કરવી."

જેઠુરભાઈ આટલું બોલી રહે ત્યાં તો ઢોલે ધબાંગ ધબાંગ ગજજમનો નાદ બજાવ્યો. અને બૂઢ્ઢો કાળો ધાધલ ભાલનો ચિત્તો કૂદે એમ ઘોડી ઉપર ગ્યા અને બોલ્યાઃ "જેઠા ! આટાણે બધાવની આબરુ ભેગી છે. મારાથી નથી રહેવાતું તારા રામ ગયા હોય અને વછેરીમાં વિશ્વાસ ન હોય તો કાંઈ નહિ. જોઈલે મોટી મનીની ઝપટ:" કહેતાકને અર્જુન બાણાવળીનું તીર છૂટે તેમ ઘોડી છોડી મૂકી.

એક બે અને સાડા ત્રણ ગણીએ ત્યાં તો.... જાનૈયાની આંખ્યું ફાટી રહી "આ હા હા હા, આ વખતના આ જુવાનની અને ઘોડીની આવણી બીજી ભાત્યની છે. સૌ બોલી રહ્યા. ઘોડીનો વાજ વધ્યો. આવી— આવી — આવી —

કહેતાક તો ચારેય પગ કોઠ્યમાં લઈ મનીએ સંકેલો કર્યો. વખંભર ચોકળો ભાલનું રેડું ઠેકે એમ બગગ ઝમસ કરતીક મની ભલકાંથી ઉપર એક વેંત ઊંચે અધ્ધર કાયાને હવામાં નીંઠોળી ઉછાળીને આવી નાગડકાની પહોળી બજારમાં. માંડવિયા ડાયરાની વચ્ચોવચ્ચ.

"શાબાશ ! શાબાશ ! ધન્ય ! ધન્ય !" જાનૈયા અને માંડવીઆએ ભલકારા ભણ્યા. એ શબ્દો હજી શમે નહિં ત્યાં તો જેઠુર ધાધલના હાથમાંથી વછેરી છૂટી, પાછળ રહી ગયાનો પછતાવો કરતી હોય તેમ રમમમ અવાજ વેરતી ઝાંપો કૂદી ગઈ.

ડાયરાએ બાપ દીકરાને બથ્થું ભરી ભરી નીચે ઉતાર્યા. સૌને પૂરી ખબર તો ત્યારે જ પડી કે પ્હેલ કરનાર ઘોડીનો સવાર તો સિત્તોર વર્ષની વયનો છે.

અને એની ઘોડી પણ પંદર વર્ષની આધેડ ઉંમરની છે. માથોડું ઊંચા ઝાંપાનાં કમાડ અને એની ઉપરના મૂંઢો મૂંઢો હાથ ઉંચાં ધારદાર ભાલાંના ઉપર કાયાને પાંખો ચોંટાડી હોય એમ આપાને પીઠ ઉપર હેમખેમ રાખીને આ બાજુ ઊતરી છે.

સૌ મશ્કરી ભૂલી ગયા. ચાડની વાતો ક્યાંય અલોપ થઈ ગઈ. મોટા મનના અને ખેલદિલનાં એ એંધાણ હતા.

× + ×

[આ વાત લેખકે આજથી બાવીશ વર્ષ પહેલાં સાંભળેલી હતી. ત્યારબાદ જેઠુર ધાધલ પોતાને જ મળવાનો પ્રસંગ પડ્યો. એમને પુછ્યું કે "આ પ્રસંગ કેમ બન્યો હતો ?"

આપા જેઠુર ધાધલે પોતાની યુવાનીના એ દિવસો યાદ કરી, શરમાતા શરમાતા એમના પિતાની વાત કરી. અને પોતા વિષે કહ્યું કે મને તો કાંઈ ખબર રહેલી નહિ હું ક્યારે મની ઉપર સવાર થયો અને ક્યારે એ દરવાજો ઠેકી ગઈ...."

ભલ ઘોડા વલ વંકડા, હલ બાંધવાં હથિયાર;
ઝાઝા ઘોડામાં ઝીંકવાં, મરવું એક જ વાર.

×

ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ઊણો નહિ;
જેનું ભાલું ભરે અંકાશ, મીટે ભાળ્યો માંગડો.

# ઘણુમૂલાં ઘોડાંની વાતું

મૂળુભાઇ પાલિયા (માજી ડી. વાય. એસ. પી. ગુજરાત રાજ્ય)

ઘોડાં એટલે દેવાંગી—આ વાત સમસ્ત સૌરાષ્ટ્રના માનવ સમાજમાં પ્રચલિત છે. ઘોડાંને સારી નરસી કોઈ પણ જગ્યામાં ભૂતપિશાચ કે ડાકિની શાકીની નડતર કરી શકતાં નથી એવો નિશ્ચિત લોકમત ચાલ્યો આવે છે, અને કદી પણ કોઇ ઘોડેસ્વાર એવી બાબતમાં કાળી ચૌદશની અઘોર રાત ગણાય તેમાંયે કે ક્યાંય કોઇ ઉજાડય કે મેલી જગ્યાએ પણ મૂંઝાણો નથી એવો પણ લોકમત પ્રવર્તે છે. આ બધી વાતોનું હાર્દ તો એટલું નક્કી જ થાય છે કે ઘોડેસ્વાર થયા પછી આદમી વજ્રના હૈયાનો બની જાય છે. અને એનું માનસ પણ મર્દાઈભર્યું બની જાય છે.

આજે જગતમાં યાંત્રિક સાધનો આવી પડતાં ઘોડાંનું માતમ ઘટયું છે, નહિતર તો ઘોડો માણસનો મિત્ર અને જીવનસંગાથી, રણસંગ્રામનો સારથી અને અભયગઢ ગણાતો. એનો દેખાવ અને સૌંદર્ય પણ પશુઓમાં અજોડ ગણાય. એનાં શીલ પણ દેવાંગીનાં દીપાવનાર જગત પ્રસિદ્ધ બન્યાં છે. કોણ જાણે કેમ પણ મનુષ્ય માત્રને ઘોડું જેટલું વ્હાલું લાગશે કે સુશોભિત લાગશે એટલું એકે પ્રાણી નહિ લાગે. કેટલાક ઘોડાંનાં શુભચિન્હોથી જેને ઘેર બંધાય એનાં દાળદરના પણ ભુક્કા થઇ ગયાના અને મનકામનાઓ સફળ થયાના દષ્ટાંતો પણ દેવાય છે. વળી એટલાં જ કોઇ અશુભ ચિન્હનાં પણ જનાવર જાણ્યાં છે કે જેના આવવાથી ઘરમાં ધાણ નીકળી જાય છે પણ આવા ઘોડાં એ સારા શુકને બંધાય તો વાંધો નથી આવતો. આ બધું વિગતથી જોવું જાણવું હોય તો શાલિહોત્ર હયદળનું અગાધ શાસ્ત્ર સર્વ કાંઈ કહી શકે.

## હયદળનુ બળ

એટલી વાત તો નક્કી હતી કે ઘોડાં એ મૃત્યુલોકના વિમાન કહેવાતાં અને એનાથી ઝડપી વાહન યંત્રયુગ પહેલાં એકકે ન હતું. જેટલું કામ જગત ઉપર માણસોએ રણસંગ્રામ ઉપર કે વ્હેવારમાં ઝડપથી કર્યું છે એ બધાંમાં ઘોડાં માણસના કર્મોમાં ભાગીદાર નહિ પણ અજોડ ભાગીદાર બન્યાં છે. જેને ઘરે ઝાઝાં ઘોડાં એ મહા જોરાવર ગણાતો. રાજા મહારાજાઓ બન્યા એ પણ ઘોડાંના બળ અને પરાક્રમ પર બન્યાના આખા ઈતિહાસમાં દાખલા છે. અને એક દુહો કહે છે કે:

બાવન હજાર બાંધિયા, ઘોડાગઢ ગિરનાર;
કમણુ તકે સોરઠ સમો, ખળહયદળ ખેંગાર!

આ રીતે ઝાઝાં ઘોડાંનો ધણી સમસ્ત સૌરાષ્ટ્રનો રા' હતો. અને એવા જ ધણે ઘોડે આવતા એ ખંડ ખાતા, ધરતી ખુંદતા અને મુલકના મહિપત બનતા ઘોડાંનો ઉછેર પણ સૌરાષ્ટ્રની ધરામાં એટલો બધો થતો અને એવાં ઘોડાં પાકતાં કે જે મેવાડ, મારવાડ, બુંદી, કોટા, કુશળગઢ, અલ્વર અને નીમાડ માળવા તથા અનેક રાજસ્થાનોમાં ચારણો ઉછેરીને અને સોદાગીરીમાં આપ્યાના જાહેર દાખલા છે.

## અશ્વોયકી મળેલી જાગીરો

આ ઘોડાંની સોદાગીરીમાં બુંદી કોટાના રાજ્યમાં જસદણ તાબે કડુકાના ચારણ ભુરાભા જેસળને પાંચ ગામ મળ્યાં છે. જે જાગીરના ઠાકોર તરીકે એ ચારણો આજે પણ ત્યાં વસવાટ કરી ભોગવટો કરે છે. અલ્વરની લાયબ્રેરીમાં આ સુપ્રસિદ્ધ ચારણનો રંગીન ચિતર કામમાં ફોટો છે, કુશળગઢમાં હીંડોળીઆ ગામ ભાડલાના ચારણોને મળેલ છે. ઇડર તાબે સવાસલા ગરણી (કોટડા પીઠાની બાજુમાં)ના ચારણોને મળેલ છે. નિમાડમાં અને માળવામાં પણ બીજા કેટલાંક ગામો સોદાગીરીમાં ચારણોને મળેલ છે. એ ઉપરાંત શીરપાવ, સોનેરી શેલા, રેંટા, મંદીલ, (માથે બાંધવાની જરીયન પાઘ) સોનાનાં કડાં, કસ્તુરીઆ મૃગના ડુંટા કસ્તુરી સહિત. આવી તો અનેક વસ્તુઓ શીરપાવમાં મળતી જે મેં પોતે અમારા ચારણોનાં ઘરોમાં નજરે જોઇ છે.

## ચેતક અને ચારણુ સોદાગરો

આજે પણ કાઠિયાવડમાં ઘોડાં જગજાહેર

રીતે પંજાબ અને ઉત્તર પ્રદેશમાં મોટી સંખ્યામાં વર્ષોથી ખેંચાઈ રહ્યા છે. અને ગુજરાત તથા ખાનદેશ આજ સુધીમાં હજારો આંગળીઉં કરડાવીને ઉછેરેલ ઘોડાં લઈ ગયા છે અને લઈ જાય છે. પણ આ સરવા સોરઠનાં ઘોડાં ખૂટતાં જ નથી અને બીજે લઈ ગયેલાં પૂરાં થાય છે અને બીજાં ઉછરતાં નથી. એથી કાઠિયાવાડમાં લેવા આવવું પડે છે. આ કાઠિયાવાડમાં ઘોડાંનો ખાસ ઉછેર ફકત ચારણો જ કરતા અને ઘોડાંની સોદાગીરી પણ ચારણોની જ હતી.

મેવાડના મહારાણા હમીરને પ્રાગપ્રાની ઉપર આવેલ ખોડ નામનું ગામ જ્યાં આઈ વરૂડી રહેતાં તે આઈ વરૂડીએ ૧૨૫ ઘોડા આપ્યાના ચારણોના રાવળો પાસે દુહાગીતો છે, પણ આજે તાત્કાલિક સામગ્રી પુરી પડી શકવા એ રાવળોનો મેળ પાડવાનું મારે માટે મુશ્કેલ છે. એજ રીતે મહારાણા પ્રતાપનો પ્રતાપી ચેતક પણ ખોડના ચારણો પાસેથી લઈ ગયાની હકીકત છે.

## આઈ નાગબાઇ ને અડબલ ચાવડો

આઈ કામઈ પાસે સમળાઈ (ગરૂડ) જાતની બે સુંદર ઘોડીઓ હતી તે જોવા જામલાખો બાલંભાની હાંટયમાં જાય છેઅને ત્યાં ભૂલ્યે ચૂકયે આઈ સામે શુદ્ધ બુદ્ધિ છતાં ન બોલવાનું બોલાઈ જતાં જામ લાખો ઘોડીઉં લીધા વિના વળી જાય છે. અને શ્રાપિત થાય છે. એ જ રીતે આઇ નાગબાઈની બે ઘોડીઉં હીરાળય અને પરવાળ્ય અડબલ ચાવડા નામના રાજાએ કઢાવતાં એની રાજધાની આઈના શ્રાપે ઉજજડ થઈ અને અડબાલગઢ કે અડબાલ કોટ પર આજીનાં પાણી આઈના શ્રાપથી ફરી વળ્યાં. એ નિશાનીમાં આજે પડધરીથી ઈશાનમાં ઉકરડા દહીંસરા નામનાં ગામો પાસે અડબાલ ચાવડાની-રાજધાનીનાં બન્ને કાંઠે ખંડેરો વચ્ચે આજી નદી વહે છે, જેને સામે કાંઠે બાધી અને અણંદપર (રજપુત વસ્તી) ગામો આવેલાં છે, અને જ્યાં નાનું ગઢડા ગામ છે ત્યાં આઈ નાગબાઈનો થડો આ ખંડેરો વચ્ચે આવેલો છે. બાજુમાં બે ભોંયરા ભગ્ન અવસ્થામાં લોકો બતાવે છે અને કહે છે કેઃ આ ભોંયરામાં આઈની ઘોડીઉં સંઘરી (સંતાડી) હતી અને ત્યાંથી આઈ ઉપાડી ગયાં.

## રાવળોના ચોપડામાં

કાઠિયાવાડના ચારણો ઘોડાં ઉછેરતા, સોદાગીરી કરતા અને દેશપરદેશથી લાવી રાજાઓને ભેટ ધરતા અને મુલમાં ૧ લા કીંમતી ઘોડાની કિંમત અંકાય તે પ્રમાણે બધાય એક જ કિંમતે રાજા મહારાજા ખરીદતા. ચારણોના રાવળના ચોપડે ઘોડાનાં દાન અને માનના ઘણા દુહા ગીતો છંદો વિ. ચડેલાં છે, પણ સમયના અભાવે ભેળાં કરવામાં વાર લાગે. એ રાવળદેવ ફરતા ફરે છે. એને નામો માંડવા–આખા કાઠિયાવાડ નીમાડ–ગુજરાત માળવા ત્રિ. પ્રદેશોમાં જાય છે. એને ચોપડે ચારણોએ "તુર્કી ઘોડાત્રીસ વડાહય વીસ એરાકી (ઈરાકના) દશની એકવીસ" એમ કહીને કેટલા ઘોડા કોને આપ્યા તેનું સુંદર ગીત છે. એ સાબીતી છે કે ચારણો કયા કયા દેશથી ઘોડા લાવતા અને કયાં કયાં પૂરા પાડતા, અગર દાનમાં પણ દેતા. ઉદેપુર, જોધપુર રાજ્યોમાં ઘણાં ઘોડાં હજારો રૂપીએ માગ્યા છતાં ન આપ્યાના દાખલા એ રાવળોના ચોપડામાં મોજુદ છે. ઘોડા એટલે મૃત્યુ લોકનાં વિમાન હતાં એ પ્રમાણે એની જાળવણી હતી, અને એ જ પ્રમાણે એની માવજત ચાકરી થતી.

## ઘોડાંની ચાકરી

એક દુહો કહે છે કે રજપુત ઘોડીને ઘી પીવરાવે છે ચૈત્ર માસમાં ઘોડાંને ઘી પાવાથી એની છાતી વજ્રની બને છે અને એને હાંફય (શ્વાસ) નથી ચડતી : એ દુહો કહે છે કે :

**ઘોડાંને ઘી પાતે, કામન કર આહ્યે નહિ,**
**ચમકી દી ચડયે, એતો પારકાં પોતાનાં કરે.**

પારકાં ગામ બીજાની હકૂમતનાં ગામ આપણી હકુમતમાં ભેળવી દીએ છે. અને પહોર એક દી ચડયો હોય ત્યાં ઘોડાં ઘેરો નાખી દુશ્મનને દબાવી દીએ છે.

પછી સ્ત્રી ઉત્તર આપે છે—

અગનં બટુકાં વા ભરખ્યાં,
અને ઘોડાંની મોર જાય:
કામન કહે, સુણ કંથડા,
આ હરણ્યાંને ધી કોણ પાય ?

જે આગના બટકાં ભરે છે, વા ભરખે છે—
અને ઘોડાંને દોડવામાં પોગવા નથી દેતાં એવાં હરણાં—
જ્યારે પતિ દેવ હાકોર ખીજાઈ જવાબ આપે છે:

અગન બટુકાં વા ભરખ્યાં,
અને ઘોડાંની મોર જાય;
પણ કંથ કહે સુણ કામની,
ઈ બેલાડે બે ન જાય.

બેલાડ એટલે બે અસ્વાર ચડી બેસે ત્યારે ઘોડાં ઉપાડીને જતાં રહે પણ આ તારાં વખાણેલ હરણાં બે અસ્વારને લઈ બે ડગલાં ન ભરી શકે— એટલું જાણ્ય અને ઘોડાંને ઘી પાતાં ભલી થઈ આડે આવતી નહિ. આદુકાળના વખતથી ઘોડાંનાં માન હતાં અને હજુ છે. પણ આજે સમય પ્રમાણે ઘોડાંનું પોસાણ નથી. ગામેગામ બસો દોડતી થઈ એમાં ઘોડાં કોણ ઉછેરે અને કોણ રાખે !

## આઝાદીબાદ ઘોડાની અવદશા

આજે કાઠિયાવાડમાં સ્વાતંત્ર્ય પછી આશરે એકાદ લાખ ઘોડાં અદ્રશ્ય થઈ ગયાં છે. કોઈ સુખી ઘર ધણી, એ સાંતીનો ખેડુ કે જાગીરદાર અને ધાણા મરચાંનો કોથળો ફેરવતો વેપારી ઘોડા વિનાનો નહતો. દરબારો, તાલુકદારો અને ૨૦૭ રજવાડાંનાં જાતવાન કિંમતી ઘોડાં કઈ કબ્રસ્તાનમાં ભંડારાઈ ગયાં એનો પત્તો પણ નથી. એના માટે વિચાર કરવો એ પણ અરણ્યરૂદન સિવાય કાંઈ ન ગણાય. જ્યાં કાળ ઘોડાનો કોળીઓ કરી ગયો ત્યાં દોષ કોને દેવાય ? પણ એકદી ઘોડાં યાદ આવશે.

## વાજી અને વિશ્વ

આ ભૂમિમાં તો મર્દના પાળીઆમાં પણ ઘોડાની સ્વારી ચિતરાઈને અમર થઈ છે. આ પાળીઆ એકદી પુરાવો આપશે કે માણસનો મેળ અને સંબંધ ઘોડાં સાથે કેટલો ગાઢો હતો. ઘોડાંની વાતું ગીતોમાં અને ભીંતોમાંથી નહિ જાય એ વાત નકકી છે.

મુસલમાની શાસ્ત્રમાં પણ ઘોડાને ગાજીમર્દ કહ્યો છે અને એનું હાડપિંજર જગતના પ્રલયમાં પણ નહિ તૂટે એટલો શૂરવીર ઘોડાને વર્ણવ્યો છે. અર્બસ્તાન દેશનું સંસ્કૃતમાં નામ પણ અર્વસ્થાન અર્વન ઘોડો રથ ન પ્રદેશ. અર્વસ્થાન અપભ્રંશ થતાં બન્યું અર્બસ્તાન. આ પ્રદેશમાં ઘોડાંનું અનેરૂં સ્થાન હતું અને દુનિઆનો કોઈ સભ્ય દેશ એવો નથી જ્યાં ઘોડો માણસના જીવન સાથે પ્રેમથી વણાએલ નહોય. વળી ઘોડાંને દરેક દેશની આબોહવા પણ માફક આવે છે. જેમ માણસ દરેક દેશમાં રહી શકે છે તેમાં માણસનો જીવનસંગાથી મિત્ર હોવાને કારણે ઘોડો પણ દરેક દેશના હવામાનને અનુકૂળ થઈ જાય છે. એ વાત સાબીતી પૂરે છે કે માણસ અને ઘોડાંને જુદાઈ કુદરતે નહોતી આપી.

## એ પ્રતાપ પવંગનો

ઘોડાના સદ્‌ગુણ, શીલ, શૂરવીરતા અને સ્વામી ભક્તિના દાખલા પણ અજોડ છે. અગાઉના રાજકુમારોની વાતેવાતમાં દેશવટો દેવાય ત્યારે ફકત એક ઘોડો સાથે અપાતો અને એ ઘોડાને લઈ જ્યાં જાય ત્યાં કુળવાન તરીકેની એની ઓળખાણ એના કુળવાન સ્વરૂપવાન ઘોડાને લીધે જ થતી. એ ઘોડાને પ્રતાપે જ એ પુરૂષ પરાક્રમ કરી જાગીર કે રાજધાની જમાવતો અગર અચ્છી શાહી સુબાગીરી જેવી નોકરી અગર બાદશાહી અંગરક્ષકનું સ્થાન મેળવતો. એકંદરે ભાગ્યવાન ઘોડાને પ્રતાપે પુરૂષનું ભાગ્ય ખુલતું એવા અનેક દાખલા ઇતિહાસોનાં પાનાં ધરાઈ ધરાઈને રજૂ કરે છે.

જગદેવ પરમાર મહાભડ જ્યારે દેશવટે જાય છે ત્યારે સાથે ઘોડો લઈ નીકળી જાય છે. આ વાત આપણા દેશમાં બાલશિક્ષણમાં જ સમજાવવામાં આવતી. એટલે કે બાળકે બાળકને ગળથૂથીમાં પાઈ દીધેલ હતી. એ જ રીતે વઢવાણના કુંવરને એક ફૂલમાળ ઘોડી ઉપર દેશવટો દેવામાં આવ્યો અને એણે રાજસ્થાનમાં ઝાલરાપાટણની રાજધાની નશીનદાર

ઘોડીના પ્રતાપે અને સાથે પોતાનું પરાક્રમ ભેળવીને જમાવી. આમ દરેક રાજદરબારમાં અને સારાઘરે પોતાનું જાતવંત કુળવાન ઘોડું એ ઘરનો કે રાજધાનીનો શણગાર હતું એનું જતન જીવની જેમ થતું.

## એક અટારીને કારણે

લીંબડાના ઠાકોર હનુભા અને ફત્તેસિંહ પાસે અટારી જાતની ઘોડીઓ હતી તે મેળવવા ભાવનગરના મહારાજા વજેસિંહજીની પ્રબળ ઈચ્છા થઈ અને માગણી મૂકી. ત્યારે ફાટેલ મીજાજના હનુભા અને ફતેસિંહ તરફથી જવાબ મળ્યો કે એક છાબડામાં અટારી અને બીજા છાબડામાં ભાવનગરની ગાદી–જો ઈચ્છા સાટા કરવાની થાય તો મગાવજો. આ વાત પરથી મહારાજાને સટાકો લાગી ગયો અને (ધ્રુફણીઆ ગામનો) જેઠા ગોવાળીઆને બોલાવી બન્ને ભાઈઓનું કાસળ કઢાવ્યું. એવી જ રીતે જસાજી સરતાનજી કોટડાસાંગાણીના પણ પોતાના ઘોડાના જોર પર એટલા બધા મુસ્તાક હતા અને બકીને કહેતા કે– અમારી ઘોડારના ઘોડા ફરતાં હોય ત્યાં કાઠીના ઘોડા ફરકે નહિ અને ફરકે તો જેટલી જમીનમાં ફરે એટલી જમીન બ્રાહ્મણો અને ચારણોને કૃષ્ણાર્પણ કરી દઈએ.

## મહાપરાક્રમી મલ્ય

આ વાતની ખટક એ વખતના શૂરવીર કાઠી દરબાર ભાડલાના ભીમખાચરને થઈ. એટલે એણે ભાડલાના ચારણો પાસેથી સંબંધમાં મલ્ય ઘોડી ગળે પડીને લીધી. આ મલ્યને કહે છે કે – ૧૨ મૂઠનું કોટીઉં ગળે ચોટયું રહેતું. આ મલ્યને ઉદેપુર અને જોધપુરના રાજાઓએ મૂલવતાં છતાં આપેલ નહિ. એ મલ્ય દરબાર ભીમ ખાચરને દીધી અને એ મલ્ય પર ચડી જસાજી તથા સરતાનજી સામે દડવાથી ઉપરના ભાગે કરમાળ નદીને કાંઠે ભેટો થયો. મલ્ય ઘોડી ગાંડી કહેવાતી. ત્રણ અસ્વાર આવતા હોય એમ મોરની સઢય ચડાવતી. વચ્ચે સવાર અને પાછળથી પૂંછનો ઝંડો ચડાવતી. આપા ભીમના કાઠીઓએ કોટડા સાંગાણીનું ધણ વાળ્યું. બુંગીઓ વાગ્યો અને જસાજી તથા સરતાનજી પોતાના શૂરવીરોને લઈ વારે ચડયા. કાઠીઓ કરમાળ કાંઠે પોગ્યા–અને ધીંગાણું જામ્યું. આપા ભીમે જસાજી સરતાનજીને રણમાં રોળ્યા અને ભા કુંભાજીને ખટકતા કાંટા નીકળી જવાની ભલકાર ભાડલે ગઈ. આ મલ્ય જેદી ચારણોને ઘરે હતી તેદી દૂધ ઉપરાંત સોમણ સાટા ખાઈ ઉજરેલ. ઠાણમાંથી મોકળી થઈ જતાં ચારણના એકના એક ખોટયના દીકરાનું ઘોડીઉં ઓશરીમાં પડેલ, એ ઘોડીઆમાં ગળું પરોવાઈ જતાં ઘોડીઆ સોતી (સહિત) ઊંચા પડથારના ઓરડાથી કૂદીને આઠહાથ હેઠે જમીન પર ગઈ, પણ ઘોડીઆમાં સૂતેલ બાળકને આબાદ રાખી આસ્તે રહી ઘોડીઉં ગળામાંથી કાઢી નાખેલ. આ બનાવે જાત પરખાય એમ કહેવાય છે. એ જ મલ્ય ઉપર ઘોડીઆમાંથી બચેલ બાળકનો બાપ નર્મદાને પેલેપાર પોતાની પોઠય (વણજાર) મૂકીને રોકડા રૂપીઆનું આંગલું (ખડીઓ સુંદર કટાબ કરી હીરની દોરીઓથી ગૂંથેલ અને સેમરના ચામડાના ખૂણા કોરાવેલ તથા સેમરના ચામડાની વાધરીની દોરીથી મોઢું બંધાય તેને આંગલું કહે છે જે ઘોડા ઉપર ગાદીની જેમ નખાય છે.) લઇ આવતાં મધ્ય નરબદામાં ઉપરવાસથી પૂર આવતાં ગોથું ખાઈ ગયેલ. ઘોડીએ અસવાર ન ભાળતાં આઘે જઈ પાછી ફરી અસ્વારને આડીપડી પોતાપર લઈ બહાર લાવેલ, એ મલ્ય ઘોડી આપા ભીમને રણમાં કેમ હરાવે !

## ઓલાંદના ઓઢણાં

ઉપરના ધીંગાણાની ઊડતી વાત ભાડલે આવેલ. એમાં જણાવેલ કે આપા ભીમની મલ્ય ગૂડા ખોડી ગઈ અને અસવાર ઘવાણો. ગઢમાં મૂંઝવણ થઈ, પણ ગઢવી હાજર હતા તે પડકારી ઊઠયા કેઃ 'આઈને કહો કે– અમારી મલ્યને મારી મા ત્રણ વખત નજર સામે જોવરાવી સોવરાવી જોગાણ ખવરાવતાં અને નળીઉં ઘી દૂધની સીંચેલ છે. એટલે જો ગૂડા ખોડી ગઈ હોય અને અસવાર ગુડાણો હોય તો એ મલ્ય અને મલ્યનો અસવાર કોઈ કાળે ન હોય. આપાભીમ સલામત ન આવે તો હું ચારણ નહિ. મલ્ય મરે નહિ અને મરાવા દીએ નહિ."

ખરેખર એમ જ બન્યું કે મલ્ય અને આપો ભીમ વિજય વરીને આવ્યા. તે પછી આપો ભીમ

કટક લઈ બોટાદ ઉપર ઉતરેલ તે વખતે કુંભારાની (પાળીઆદ પાસે) સીમમાં આપાભીમ હારે તાજણ ઘોડી હતી તેની ગરદન પર ઝાટકાનો ઘા થતાં અસવાર ખેરાણાનો કાઠી ઘાયલ ચેતી જતાં ખેંચી વાઘે ઘોડીને ખેરાણા, ખેરાણા (ચોટીલાથી દક્ષિણે ચાર ગાઉ) લાવ્યા અને અસવાર ઊતરતાં વાઘ (લગામ) ઢીલી થતાં તાજણની સાંકળ (ગળું) લબડી પડી અને તાજણે પ્રાણ તજ્યા.

## એની વેલ આથમી ગઇ

એવી જ રીતે ચોટીલાના આપા સોમલા ખાચરની સાંગી જાતની સુપ્રસિદ્ધ ઘોડીને યુરોપીઅન પોલીટીકલ એજંટની ઘોડી સાથે ચોટીલાના ડુંગરને ફેરા ફરી માથે ચડાવી પાછી ઉતારવાના હોડ બંધાતાં સાંગીનો ડાબલો નીકળી ગયો છતાં સાંગી હોડ પુરી કરી પાછી આવી અને યુરોપીઅનની વેલર ઘોડી હેરી મરણ પામી જેની કબર ચોટીલાના ડુંગરની તળેટીમાં ચડાણના પહેલા ટેકરે જ છે. આ સાંગીનો વંશ આજે ખતમ થયો છે. મલ્યનો વંશ પણ નથી. છેલ્લી મલ્ય સંવત ૧૯૮૦ માં ભાડલાના દરબાર માણસુર ભોજ મરણ પામતાં તેના પાછળ અઠવાડીઆના ઉપવાસ કરી જતી રહી. એના જતાં પ્રાણ પંખેરૂને પાંચ મણ જુવાર પારેવાની ચણમાં આપશું એવું આપા રામખાચરે કાનમાં કહ્યું ત્યારે એ મલ્ય વૈકુંઠવાસી બની.

એવાં તો આ ભોમકા ઉપર અનેક ઘોડાં પાક્યાં જેણે આપે (જયમલભાઈએ) લખ્યા પ્રમાણે માણસે માણસનાં ગીત ગાયાં અને બીરદાવ્યાં પણ જેમ સિંહને સાચથી ન બીરદાવ્યા તેમ ઘોડાંને પણ કોઈએ બીરદાવ્યા નહિ. કારણ કે ઘોડાં, ગાય; ભેંશ કે ઘોડાંના દાન ન કરી શકે. છતાં અમારા જેવા કોક ચારણોએ અને આપ જેવા કોઈક પરખંદાએ એનાં અમર ચરિત્રો યાદ રાખી, આપ જેવાના પ્રેમના કારણે આજે અલ્પ એવી યાદમાં આલેખ્યાં છે તેનો ધન્યવાદ આપીએ એટલો ઓછો. બાકી સ્વર્ગસ્થ શ્રી મેઘાણીભાઈએ પણ ઘણાં ઘોડાંને અમર કર્યા નથી કર્યા?

## પારકરમાં ચોટીલાનો અશ્વ-ટીંબો

આ રીતે જ કાઠિયાવાડની બીજી જાતવંત ઘોડીઓનો ઘણો અમર ઈતિહાસ છે. જે કટકે કટકે મૃતપ્રાય: બની રહ્યો છે. આજે જતો પણ જતી રહી છે, કિંમત પણ રહી નથી અને હવે વાતું રહી જશે- પારકર પ્રદેશ (જે હાલ પાકીસ્તાનમાં)માં, ગડાના ઠાકોરનું ૧૨ ગામનું પરગણું છે. ત્યાં આગલા જમાનામાં ચોટીલાની માટીની પોઠય (પોઠીઆઓ ઉપર સારી જાય લઈ જાય તેને પોઠય કહે છે) ભરી લઈ ગયા છે અને ત્યાં એ રણા ઠાકોરે ચોટીલાનો ટીંબો બનાવ્યો છે. ટીંબાપર ઘોડીઓ દોરાવે છે, તેથી એમની માન્યતા મુજબ ચોટીલાની ધરતી ઉપર પાકે તેવાં જ ઘોડાં પાકે છે. પણ એ ઘોડાં ત્યાંની આબોહવા પ્રમાણે ખૂબ ઊંચાં અને લંબાઈમાં વધુ હોય છે. રૂપે રંગે અને કાનસુરીમાં અસલ કાઠિયાવાડી નમુનાનાં પાકે છે. આવાં ઘોડાં તે પછી આખા રાજસ્થાનમાં ન પાકતાં ફક્ત ગડાનગરમાં જ પાકે છે. ચોટીલાની ચોવીસીમાં ઘોડાં લગભગ ૧૪ના માપનાં જ પાકે છે. પણ રૂપ રંગ અને ગુણ શીલ ચોટીલાની ચોવીશીનાં ઘોડાં જેવાં ક્યાંય નથી થતાં.

## અમર ચેતક

મનુષ્યના ઈતિહાસમાં ઘોડાંએ શૂરવીરતામાં સદાય માણસને સાથ આપ્યો છે અને પ્રસંગે એના પ્રાણને પણ બચાવ્યા છે. મહારાણા પ્રતાપનો ચેતક અનેક લડાઈઓ હાથીના કુંભસ્થળ પર ડાબા માંડી લડયો. એ જ ચેતક જ્યારે મહારાણા પ્રતાપ ઘાયલ થઈ બેશુદ્ધ થાય છે ત્યારે મહારાણાને લઈ હલદીઘાટના મેદાનમાંથી દુશ્મનોના ઘેરામાંથી હજારો ઘોડેસ્વારો અને હાથીઓની કતારો વીંધી મર્દના ફાડીઆં કહેવાય એવા દુશ્મનો વચ્ચેથી મહારાણાને સલામત રીતે પોતાના જાનના જોખમે કોમળમેરના પહાડોમાં જઈ ઉતારે છે, આ શું, બતાવે છે! કે મેવાડમાં મહારાણાનું રાજ્ય અવિચલ રહ્યું હોય તો જેટલો પ્રતાપ મહારાણાનો છે એથી વિશેષ પ્રતાપ મહારાણાને જીવાડીને મેવાડ ઘેર કરાવનાર ચેતકનો છે. આ ચેતકને ઘોડો કહેવો કે દેવ? જેટલા મહારાણા અમર છે એટલો જ તેનો સંગ્રામજીવનનો સંગાથી ચેતક અમર છે.

## અશ્વોનું સ્વાર્પણ

દરેક દેશમાં જેટલો શૂરવીર મહાપુરૂષ થયો

તે દરેકનો સંગાથી તેનો શૂરવીર નામાંકીત અશ્વ બન્યો છે પણ આજે માણસે માણસને યાદ રાખ્યો છે એના સાચા સંગાથી એને અમર કરનાર અશ્વનું નામ એણે ખોઈ દીધું છે. અશ્વશાસ્ત્રો કહે છે કે આગળ ઘોડાંને પાંખું હતી. અને આજે પણ ઘોડાના આગલા ગોઠણથી ઉપર અંદરના ભાગે એ પાંખોના નિશાન રહી ગયાં છે અને એ ભીંગડા જેવા નિશાન જેટલા ઊંચાં અને ઉપડતાં હોય એટલું ઘોડું વધારે ઘોડવાના વેગવાળું હોય છે. એ હકીકત છે. સૌ કોઈ ઘોડાંના રાખણહાર એ વાત ઉપર ઘોડાં પારખીને રાખે છે. એ પાંખું ઉપરથી જાતવંત ઘોડું ઓળખાય છે. પણ ઘોડાનાં એ દુર્ભાગ્ય એટલે મનુષ્યને સાચવતાં એણે પોતાની પાંખો માણસના સુખ ચેનના બેસણા માટે ઓછી કરી નાખી અને આજે એની કિંમત પણ કાંઈ ન રહી.

આગળના બુઢ્ઢા ચારણ રજપુતો અને કાઠી દરબારો કહેતા કે ભોળાનાથની દયા હોય ત્યારે મોટા ઘોડાના અસવાર થવાય છે. એ ન્યાયનો એક દુહો બોલે છે કે :

> "હનામેં વીરડી, ખડીઆમેં અજાર;
> કીયા કીરતારે, વડા ઘોડાના સવાર."

### ઘોડાંની સૂઝ ને શુકન

ઘોડાનો સવાર હોય તેના ભેળું અન્ન અને જળ તથા બજાર સદાયે સાથે રહે છે. હનો એટલે આગળ ઘોડા પર કાઠો માંડતા. એ કાંઠાની આગલી ઢીંગલી પર પાણીનો પોટલીઓ (નાની મશક) બાંધતા અને ઉપર ખડીઓ રહેતો. તે ખડીઆમાં અફીણ, સાકર, એલચી, ભાતું વિ. રહેતું. અને ઘોડા પણ કેવા સમજુ અને સવાર સાથે જીવ મળેલ હતા કે સવારો પણ. ત્રિ સંધ્યા કરતા ત્યારે પેગડું છાંડી પાણીને આરે સંધ્યા ગાયત્રી કરે અને ઘોડો સાક્ષી થઈ પાછળ ઊભો રહેતો. આ તો આપણા આ જમાનામાં પણ નજરે જોએલી વાત છે. વળી ખાનદાન ઘોડો કે ઘોડી અસવાર તો શું પણ નાનામાં નાની ચીજ પણ ઉપરથી પડી જાય તો ઊભા રહી જાય છે. અસવાર એકલો હોય અને સામે કોઈ હેર હોય એટલે કે કાંઈ જોખમ હોય તો ઘોડું મારગ મૂકી દઈને આડે પડ ચાલવા માંડે છે. કોઈ વંકી જગ્યા કે ડુંગરનો ગાળો અગર નદી નાળું હોય તો કૂદીને ઝપટ કરતું સ્વારનો બચાવ કરવાના હિસાબે જ હાલે છે. ક્યાંય પુર નદી નાળાં હોય તો અસવારને ઘોડાંએ જીવ જાય ત્યાં સુધી જતન કરી સાચવ્યા છે. અને રૂડા કામે જવું હોય ત્યારે એના ફરડકાનાં (નાખોરાંના અવાજ) સુંદર શુકન આપતું જ રહે છે. એની હાવળ એટલે હણહણાટીનો મોઢાનો અવાજ પણ કર્ણપ્રિય લાગે છે. એની લાદય એટલે નિસાર પણ મકાનોને લીંપીગુંપી પવિત્ર કરવામાં ખાસ વપરાય છે. આ બધાં શુભ કારણોને લઈને જ ઘોડાંને દેવંગી કહેલ છે એમાં લવલેશ શંકાને સ્થાન કેમ હોય?

### અશ્વચોરીએ ઇતિહાસ રચ્યો

જાતવંત અને ખમીરવંતા ઘોડાં મેળવવા માટે રાજા મહારાજાઓ અને ઠાકોરો તેમ જ ગરાસદારો ખૂબ કાવાદાવા કરતા એવા પણ અનેક દાખલા નોંધાયા છે. અટારી ઘોડી સારૂ હનુભા અને ફતેસિંગના માથે કાવતરાં થયાં– એ જ રીતે જસાજી અને સરતાનજી પર વીતક વીત્યાં. એમ જ બીજાં સારાં ઘોડાઓની બાબતોમાં બનેલ છે. ચોટીલાની સાંગી ઘોડી અસલ તો સોઢાણા ફાટાણાના સીસોદીઆ મેરના ઘરની ઘોડી હતી. પણ એ ઘોડી ચોટીલાના સોમલા ખાચર માટે વસતડીના ચારણો દગા ફટકાથી એટલે ચોરી કરી લઈ આવ્યાની હકીકત છે. અને તે જ કારણે વસતડી ગામમાં ચારણોને ચોટીલા તરફથી ખાચરોનો આપેલો ગરાસ છે. આ સાંગી ઘોડી મા દીકરી બેજ હોય. ત્રીજું બચ્ચું અવતરે એટલે એક ઓછી થઈ જાય. એ જ રીતે માણકી ઘોડીના વેલાનું છે. એટલું જ નહિ પણ અસલમાં માણકી ચાંદલીની (રાજકોટ બાજુ) ત્યાંથી ઢસાના કાઠી ખાચર પોતાનું ગયેલ પરગણું પાછું ઘેર કરવા ચારણ તરીકે ચાંદલી દરબારના મેમાન થઈ રહ્યા અને ભરોસો બેસાડી માણકીને ઉઠાવી ગયા. પછી ઢસાનું પરગણું ઘરે કર્યું અને માણકી ત્યાંથી વછેરી સહિત ભાગી છૂટી ને ચાંદલીના દરબારમાં આવી. ચાંદલીમાં માણકીની ઉમર ઘણી થઈ ગયેલ અને ગઢપણમાં વીડમાં રખડતી છૂટી મૂકેલ ત્યાં તેનો પગ ભાંગતાં દરબારે માણકીને મુકિત આપવા

ગોળી મારી જેવી મોટી માણકી વીડમાં મરાણી એવી જ વછેરી ઘોડારમાં માથાં પછાડી મરી ગઇ અને મા દીકરી બન્નેના પ્રાણ પ ખેર સ્વર્ગે જઇ મળ્યાનો અમર ઇતિહાસ રહી ગયો. એ જ માણકીના વેલાની બીજી માણકી માત્રા વરૂના ઘેર હતી. ત્યાં કેઠારા નળીઆના ઠાકોર શ્રી જાલમસિંગે કચ્છમાં પોતાનું પરગણું ગુમાવતાં કાઠીઆવાડમાં આવી વસ્યા. આપા માત્રા વરૂને ત્યાં ચારણના વેશે રહ્યા અને જોઇ લીધું કે આ ઘોડી આપા માત્રાની લઇ જાઉં તો નળીઆ કેઠારાનો ગરાસ પાછો વળે. એટલે ઠાકોરે અંધારી રાતમાં ખાતર દીધુ અને ઘોડી કાઢી. પણ બંધાણી આદમી એટલે ઝડપાઈ ગયા. અંતે માત્રા વરૂએ એનું પરગણું પાછું વાળવા પોતાના હાથે ઘોડી છોડી દીધી અને કહ્યું કે ઠાકોર પરગણું પાછુ વળ્યે ઘોડી અમારા ઘર ભેગી કરજો. ઠાકોર કેલે બંધાઇ ઘોડી લઈ ગયા તે ગયા અને ઘોડી ગળેથી ન છૂટતાં માત્રા વરૂને કચ્છમાં જવું પડેલ.

દેવાંગી મલ્ય ઘોડી

બીકાનેર મહારાજાને કમા પાલીઆની મલ્ય ઘોડી જોઇ થંભી જવું પડેલ. કમા પાલીઆને ૧ માસ સુધી મેમાન તરીકે રોકેલ પણ 'ઘોડી' ન દેતાં મહારાજા કોચવાણા અને બીમાર પડેલ. તે પછી કમા પાલીઆએ કાઠીઆવાડ જે પોતાનો દેશ; ત્યાં શ્રીધલપર આવી એ પાંચ હજારમાં જોધપુર અને બીકાનેરમાં મગાએલ ઘોડી પોતાના વહીવંચ રાવળને દાનમાં આપી દીધી. એનો વેલો ભીમોરાના દરબારો (ચોટીલા પાસે) પાસે સને ૧૯૪૦ સુધી હતો. ત્યાં છેલ્લી મલ્ય પાળીઆદમાં ધર્માદો દેવાનું જાહેર થયા પછી આપા બાલુના હાથમાંથી સ્વર્ગે સીધાવી ગઇ. પૂન્યનો કોલ મલ્યા પછી માંદી પડેલ મલ્યનો જીવ ગયો હતો. એ રીતે આ દેશમાં અને દરેક દેશમાં ઘોડાંનો ઈતિહાસ સુપ્રસિદ્ધ કરવા માટે સંશોધન કરનારને મળી શકે એ હકીકત છે. પણ આજે આવો પ્રવાસ કરનાર કોઇક જ જુના જાણભેદુ શ્રીરલા નીકળે. હિંદુસ્તાનમાં તો આ નાની નમણી ભૂમિ કાઠિયાવાડ ઘોડાંનું ઘર ગણાય અને એના ગામડે ગામડે જે ઘોડાંનો ઈતિહાસ છે તેનો જોટો કયાંય જડવો મુશ્કેલ છે. બીજા મુલકોમાં ઘોડાંના રસિયા ઘણા હશે. પણ ઉછેર અને ઈતિહાસની મામોમ તો સોરઠને જ કહેવું પડશે.

●

## ૩૬ ને બદલે ઘોડાંની અત્યારે ૫૧ જાત ગણાય છે!

(૧) માણકી. (૨) કુંટાળી માણકી (૩) હિરાળ (૪) પ્રવાલ (૫) પારેવી (૬) જબાદ (૭) ટીલાત (૮) રેડી (૯) વીજળી (૧૦) કેસર (૧૧) માછલી (૧૨) મારૂત (૧૩) હિરણ્ય (૧૪) ઝપડી (૧૫) સેંતી (૧૬) રેશમ (૧૭) સેનાની (૧૮) વાંગળી (૧૯) બગી (૨૦) વાંદરી (૨૧) વાઘણ (૨૨) તાજણ (૨૩) મની (૨૪) ખેંગ (૨૫) ઢેલ (૨૬) શીંગાળી (૨૭) દેવમણી (૨૮) લાડી (૨૯) સપનાશ (૩૦) લખી (૩૧) ભૂતડી (૩૨) બોદલી (૩૩) ચમરઢાળ (૩૪) મુગટ (૩૫) માતંગી (૩૬) બાઝ (૩૭) વાલઈ (૩૮) ફૂલમાળ (૩૯) સિંચણ (૪૦) હેમન (૪૧) રીમી (૪૨) નોરાળ (૪૩) દાહુલી (૪૪) બેરી (૪૫) મુંગલી (૪૬) અટારી (૪૭) છોગાળી (૪૮) પાંખાળ (૪૯) લાંહી (૫૦) બાંય (૫૧) પિયુડી

—જેઠસુર બારોટ (કુંભણ)

# રંગ બોદલાને!

દાદુભાઈ પ્ર. ગઢવી (ધુનાનું ગામ)

જોધપુરના ઉગમણે પાદર ઘોળા પાલકોરાના તંબુ તણાઈ ગયા છે. સૌરાષ્ટ્રનો ચારણ–સોદાગર કરસન રાબો કાઠિયાવાડી ઘોડાનો વેપાર કરવા રાજસ્થાનમાં ઊતર્યો છે.

છત્રીસ છત્રીસ જાતિના દોઢસોક ઘોડાં બાંધ્યાં બાંધ્યાં હમચી ખૂંદી રહ્યા છે.

હે કરણ જોર ત્યારી સુ હોય,
જગ જાતવંત કૈ કે સજોય
નખ ચખ્ખ રૂપ શોભા નવલ્લ,
અણખોટ શીલ જાતી અસલ્લ
મુખ શશીય બીજ શોભાય માન,
નાસકા ફૂલ કરમેળાનિદાન
ચાચરો ભાલ તથ પૂર ચંદ,
દરસત જાણુ વાહન દનંદ
સોહંત દોય ચખ તાંમ સાંમ,
રોપિયા દોય સાળંગ રામ
કત્રીય ઊભે લેખણુહ કાન,
સાગોસ ગોસ દરસે સાંમાન.

ખળ લુમ ઝૂમ કહું કેશવાળ,
માણુંક લટ્ટ દિસે મનાળ
ઓપંત કંધ ઓહાં અનાણુ,
કૂકડં કંધ ખેંચી કબાંણુ
પલગંસ પીઠ દીસે પ્રમાણુ,
ઓપિયા ત્રગ્ગ બાજોઠ આણુ
ચમરીસ પૂછ ખુલી સુચંગ,
રંગીયા કેક બહુ ભાત રંગ
છતીયાંસ ઢાલ ચોડી સાંમાન,
સાણિયંત પાસ આરીસ માન
દેવળં થંભ પાયંસ દોર,
નખસાં કટોર નળિયાં નકોર
સાંકડે લિયે ઉગાર સામ,
હે પૂર કરે ધણિયાસ હામ

ધજ વડાં લેણુ સામા ધસંત,
કેકાણુ તંગ દોદો કસંત
એહડા સપીઠ રજપૂત આય,
વરણિયા ખેંગ તણુહું સવાય

(ઉત્તમ જાતિના નખ-ચખની શોભાવાળા, ખોટ વગરના, અસલ જાતિના, બીજના ચંન્દ્ર જેવા વાંકા મોવાળા, કમળ સરખા નાકવાળા, પૂનમના ચન્દ્રમા જેવા ચાચરા વાળા, સૂર્યના ઘોડા જેવા; શાળી ગ્રામ સરખાં શ્યામ નેત્રોવાળા, લેખણ તથા સાગોસના જેવા કાનોવાળા, લોમ ઝોમ કેશવાળી વાળા, કૂકડ કંધા, પલંગ જેવી પીઠોવાળા, બાજોઠ જેવી ત્રગોવાળા, ભાત ભાતની રંગીલી ચમરી જેવી પૂંછો વાળા, ઢાલ જેવી ચોડી છાતીઓ વાળા, અરીસા જેવી તેજસ્વી રૂંવાડી વાળા, દેવળના થંભ જેવા પગો વાળા નકોર નળિયો વાળા. પોતાની છાયાથી ભડકતા, ભાગતાં હરણોને પકડનારા યુદ્ધની સાંકડયમાંથી ધણીને ઉગારનારા, ધણીના મનની હામ પૂરી કરનારા, તલવારોની ધારામાં સામા ધસનારા.)

આવાં ઘોડાંની સારવારમાં સોદાગરના માણસો ખડે પગે ઊભા છે. રૂપે મઢેલા હોકાની સટ્ટ લેતો કરસન રાબો તકિયાને અઢેલીને બેઠો છે. છેક છેવાડે બાંધેલા અઢીક વરસના બોદલા વછેરા પર તેની નજર મંડાણી છે.

દોઢસોય ઘોડાંની કતારને ઝૂંખી લગાડે તેવી બોદલાની શીકલ છે. લાંબું મોઢું, લાંબા કાન, બીજે અવતાર રૂડો–રૂપાળો થાવા તપસા કરતો હોય એમ આંખ્યું મીંચી પાછલો ડાબો પગ તાળી બોદલો ઊભો છે.

કરસન રાબો મનમાં વિચાર કરે છે: 'ભાણું' આ બોદલાનું ગરાગ કોઈ થાશે કે નઈ? આ હીરાનો ઝવેરી કોઈ નીકળશે કે નઈ? સોરઠના સીમાડેથી માંડી રાજસ્થાનના ઝાંપા સુધી હું પહોંચ્યો. કેટલાય જાતિલા ઘોડાં વગર પરીક્ષાએ ખપી ગ્યાં પણ આ બોદલાનો પારખુ હજુ ભેટ્યો નઈ. બોદલો ફરીને

વેચાયા વનાં પાછો જાઉં તો તો મારી ચારણની સોદાગરી અને કાઠિયાવાડી ઘોડાંનું પાણી લાજે. માણું ભારે થાશે.'

કરસન રાબો આમ વિમાસણમાં દાઢીના કાતરા ઉપર હાથ ફેરવે છે ત્યાં જોધપુર મહારાજ જસવંતસિંહની સવારી ત્યાં આવી. કાઠિયાવાડી ઘોડાં ખરીદવા ખુદ જસવંતસિંહ ગજસવારીયે ત્યાં આવ્યા.

કરસન રાબાએ પાઘડી માથા પર મૂકી મહારાજા જસવંતસિંહને ચારણી ઢબે સલામ કરી.

જસવંતસિંહ ઘોડાંને જોવા લાગ્યા. કરસન રાબો ઘોડાંની વંશાવળીનો ચોપડો ઉખેળી ઘોડાંના પૂર્વજોની ખાનદાનીની વાતો સંભળાવતો જાય છે. આ રેશમની, આ ચાંગની, આ બેરીનો વછેરો, આ હીરણની, આ ફૂલમાળનો કટકો એમ એકેક ઘોડાંની પીઠ થાબડીને કરસન રાબો મહારાજા જસવંતસિંહને ઘોડાં બતાવી રહ્યો છે. જસવંતસિંહ ભેળા કેટલાક ઘોડાંના પારખુ ઝીણી નજરે ઘોડાંના બાબ જોઈ રહ્યા છે. કરતાં કરતા છેવાડે બાંધેલા બોદલા તરફ સહુ વળ્યા. બોદલાને જોઈને મહારાજા જસવંતસિંહને હસવું આવ્યું: 'ગઢવા ! આવાં રૂડાં રૂપાળાં ઘોડાં હારે આ લજામણો વછેરો શું લેવા બાંધ્યો છે ? રસ્તામાં કોઈ ઢાઢી મીર ન મળ્યો ?'

'ઈ ઢાઢી મીરને આપ્યા જેવો નથી ઠાકોર ! તમજેવા રાજની ઘોડારમાં બંધાય તેવા ગુણવાળો છે. હાથીના દંતશળ ઉપર ડાબા માંડે ઈ બોદલીની ઓલાદનો છે. ભેંસનું કે ગધેડીનું ધાવણ નથી ધાવ્યો, મહારાજ ! કદીક સીંધુડા સૂર ખેંચાય. તલવારુંની ત્રમઝટું બોલવા માંડે અને પડકારો થાય તો બોદલો આકાશમાં ઊડે હો ! પૂંછડું સંતાડીને પાછો ન પડે બાપ !'

'શું કીમત છે એની ?'

'પાંચ હજાર.'

'હેં ! પાંચ હજાર ?'

'હા હા, પૂરા પાંચ હજાર. કીમત એનારૂપની નથી પાણીની છે.'

જોધપુર મહારાજાને આશ્ચર્ય થયું. 'આ ટારડા વછેરાની સોદાગર પાંચ હજાર રૂપિયા કીમત આંકે એવું તે આમાં શું હશે ? વળી ચારણ સોદાગર છે. દગાફટકાની રમત ન રમે, છતાં આની પરીક્ષા તો કરવી જ જોઈએ.'

'ભલે બારટજી, રૂપિયા પાંચ હજાર આપશું, પણ જરાક તેનું લટકું દેખાડો !'

'ભલે બાપા.' કહી કરસન રાબે દોઢસો ઘોડાંમાંથી બોદલાને છોડ્યો. ચોકડું ચડાવીને વચમાં ઊભો રાખ્યો. ટાઢો હેમાળા જેવો બોદલો ત્યાં પણ ઊંઘતો હોય તેમ મોઢું નીચું રાખીને ઊભો.

'જે ભવાની' કહી કરસન રાબે રાંગવાળી ને બોદલો બદલ્યો. ઘડી પહેલાં ઝોલાં ખાતો બોદલો ચોકડાંની કરડાટી બોલાવવા મંડયો. પૂંછડાનો ઝંડો માથે લઈ લીધો. ચકર-ચકર ચકર મંડયો ફરવા. "એ...બાપ હવે મેં જો બોદલાનું પાણી !" એમ કહી લગામનો છેડો મોઢામાં લઈ બેય હાથે બેય બાજુથી જમૈયા લઈ બોદલાના ડાબા ને જમણા પડખામાં ઘચ ઘચ ઝીંકી દીધા. મૂઠ સુધી લોહીની શેડયું થઈ. માથે બેઠેલા કરસન રાબાએ પડકારો કર્યો. "રંગ બોદલા !" ને બોદલે ચારેય પગ સંકેલ્યા. બકાક કમ પચાસેક હાથ માથે મહારાજા જસવંતસિંહનો હાથી બાંધ્યો 'તો તેના પર ખાબકાણો. રાજનો કેળવાયેલ હાથી. આગલા બે પગ વાળી સૂંઢ ઊંચી કરી ગયો ને બોદલાની છાતીમાં હાથીના દંતુશળ ખૂંચી ગયા. ઠેકડો મારી કરસન રાબો ઊતરી ગયો. "વાહ...બોદલો ! રંગ કાઠિયાવાડી ઘોડાંને !" જસવંતસિંહના મોઢામાંથી ઉદ્ગાર નીકળી ગયા. શૂળમાં પરોવાયેલાં ફુલ જેવા બોદલાને હાથીના દંતુશળમાંથી ખેંચી લીધો. બોદલાની આંખ્યુંના રતન બા'રાં નીકળી ગયાં તાં. બોદલો વીરગતિ પામી ગયો.

જસવંતસિંહે ચારણ સોદાગર કરસન રાબાને કહ્યું "બારટજી આ દોઢસોય ઘોડાંને કાલ સવારે આપણી ઘોડારમાં બાંધી જજો ને જે કીંમત થાય તે લઈ જજો.

મહારાજા જસવંતસિંહ ઘેર પધાર્યા અને કરસન રાબો હરખનાં ને શોકમિશ્રિત સજળ નેત્રે બોદલાને જોઈ રહ્યો.

નોંધ – આ વાત ઢાંકણિયાના રામભાઈ હીરાભાઈ ગઢવી પાસેથી સાંભળેલી

# કાઠિયાવાડી ઘોડાં

બળદેવભાઈ નરેલા (ભાવનગર)

## ગીત સપાખરૂં

જો પેં કળીશી કનોટી છોટી,
આમ સામી જાય લોટી;
ખોટી કોઈ એબ નાહીં,
કોટી જાકા મૂલ;
દોખિયાં દળા મેં દોટી,
શૂરા કરે ઘાવ કોટી;
સોટી નકો ખાય ખોટી,
શત્રુ વાકા શૂલ.—૧

કાળી કેશવાળી,
ઢળે પગાં ઢાળી સમરાળી;
મોર કાંધવાળી,
જાણે કુરંગી ટેકાંણ્ય;
ગણે નકો છોટી ગાળી,
વેગવાળી કોપકાળી;
ચાટકે મેંગળાં માથે,
છીર છૂટા બાણ.—૨

રેશમી લટાળી,
ખીન ખાળ જાણે દીધા ઢાળી;
બાજોઠિયા ચીંગવાળી,
ભાળી રીઝે ભૂપ;
ત્રાંસળી ડાબલા તણી,
પડે એક તાલ તાણી;
સાણી નીર ધંતે, રંગ,
ઘોડી થારાં રૂપ.—૩

અંજલીમેં પીએ પાણી.
તોર મેં ન રહે તાણી;
પડાકા બંદૂકા પાણી,
પીછા ન કે પાવ;
જંગમેં છતાવે,
ટેંક શૂરાકું ચડાવે રંગ;
દંગ કરે દોખિયાને,
ખેલે અશા દાવ.—૪

પિતા પુત્ર કો ન દીએ,
હાર જેમ રાખે હિયે;
અજબણી, ગજબણી દીએ,
ઘોડી કે તે કામ;
કહે બલદેવ અશી,
કરમી કાઠિયાવાડી;
દાડી દાડી રંગ દીએ,
દુનિયા તમામ.—૫

## છપય

ચપલા જયેં ચમકંત,
એગ બાદલ જયું પૂરા;
ગરદન મન હું મોર,
સંગ મેં શોભે સૂરા;
કનક વરણ આભરણ,
એક બાજે ન અધૂરા;
પવંગ તણુ દો પીઠ,
લેત જયું ટેક લંગુરા,
બલદેવ અસલ એવાં બિરદ,
નિજ સ્વામી સંગે મરે,
ધવરાય અંગ ઘોડાં ધણાં. (પણ)
પર પાછો ડગ ના ભરે.—૬
ખવરાવે તો ખાય,
ઊકરડે નવ આરોડે.
ધવરાવે તો ધાય,
ચડાવે દુશ્મન ચોટે;
ઝપટાવે તો જાય,
ધરે ડાબા જઈ દોટે;
નરણાં ઘોડાં ધાય,
દળી નાખે પગ દોટે;
અસવાર લાર દોડતાં લડે,
પડે ઘાવ પણ ના ખરે;

બલદેવ અશ્વ એવાં બિરદ,
ચડયાં કવિને ચોપડે.—૨

## દુહો

જાતિનાં ઊંચાં જબર, છાતીનાં ચોડાં,
રાતી જેમ ખેળા રમે, (એવા) ઘર શોભા ઘોડાં.

## શિવાજીનો અશ્વ

### કવિતા

પૌન સમ ગૌન જાકો,
મૌન ભક્ત સાલિકકો,
દ્રીનકો સંધાન જયોં,
નિ શા ન દુ શ્મ ન કો,
કૌન એ બરાબરીમેં,
હૌનહાર હોતો અશ્વ,
શ્રૌ ન બે હે તે હીં,
તેજ ઘટયો નાંહીં તનકો,
જંગ લ પહારમેં
વિહાર થો સદૈવ જાકો,
હેક હય રક્ષક થો,
હિં દ નકે રા જ કો;
ક હે બ લ દે વ,
પત શાહુકું દિખાયો પાની,
ઐસો ગુન ખાની, અશ્વ,
શે ર શિ વ રા જ કો,—૧

## પ્રતાપનો ચેતક

ઘો ર ઘ ન ઘો ર યુ દ્ધ,
ભયો હલદી કે ઘાટ;
થાટ થાટ બીર હાક,
થ ર ક ભૂ જા થ ર કી;
તી ર ત લવાર અ રૂ,
તોમરકી એ ક તા ર,
બાર બાર પાર કીની,
લા ર લ શ્ક ર કી;
ગ લ્લી ન કો ગા મી,
ભયો ગામી અરવલ્લી બીચ,
કીરત જગ કામી ગયો,
અદ્‌ભુત બલ આપકો,
કહે બ લ દે વ અ રિ,
ઝૂં ડ ન કે તું ડ પ ર,
પ્ર ગ ટ પ્ર ચં ડ અશ્વ,
'ચેતક' પ્રતાપ કો.—૨

## જોગીદાસનાં જેર

### દુહો

પલમાં જઇને પૂગતા, (એવાં)
પવંગ હતાં જે પાસ,
ખેલ ખાંડાનાં ખેલીઓ,
જા જ ડ જો ગી દા સ,—૧

✥

## અકબરનો અશ્વ

તાકત ખગોળ પેઘડેમેં પગ ડાલે તબ,
હાથમેં લગામ લેત કદમ હુલાસકા;
કરત તપાસ એક પલમેં જો આસપાસ,
કદાવર ખાસ આરસી જ્યું ઉજાસકા;
જાત દોરબે મેં કૈસા, જલહીંમેં નાવ જૈસા
સો હત ભૂલોક બીચ રૂપ સપતાસકા;
પિંગલ અનંત જાકી કીંમત કયા લાખ પૈસા,
ઐસા ચલાક, અશ્વ હજરત અબાસકા-૧

કલમ કનોટી છોટી માનક લટ ખૂબ મોટી,
ઓર લંબી કોટી બડી અખિયાં ઉતંગ હે;
છતિયા બિસાલ ઢાલ લંબે કંધ હુ કે બાલ,
ગરૂડસી ચાલ- કપીરાજ સી છલંગ હે;
મનકી પિછાને બાત, આપ અસવારનકી,
જીનકી ઝપેટ અરીફેટ જીત જંગ હે-;
પિંગલ અનંત અતિ અકબર ઉદાર પાસ
તરન રથ જૈસા શ્વેત બરન તુરંગ હે-૨

સ્વ. પિંગળશીભાઇ પાતાભાઇ (ભાવનગર)

# લાખા ફૂલાણીનો ઘોડો પખૂપસર

દુલેરાય કારાણી (કચ્છ)

કોક પુરુષ કો ઘોડલો, કોક સલૂણી નાર,
સરજનહારે સરજિયા, ત્રણ રતન સંસાર.

આ નાનકડો દોહરો અશ્વનાં મોંઘાં મૂલ્યની કથા કહી જાય છે.

કચ્છ-કાઠિયાવાડના ઘોડા અને કચ્છ મારવાડની સાંઢણીઓની ઝડપી ગતિ એક સમયે સમસ્ત ભારતમાં સુવિખ્યાત હતી. કચ્છના પવનવેગી અશ્વો અને પાણીપંથી સાંઢણીઓની ગતિ વંટોળિયાના વેગની હરીફાઈ કરતી હતી. કેવાં હતાં પાણીના પૂરની ગતિવાળાં એ કચ્છી પ્રાણીઓ !

મલપતી મહાલતી, ફલંગે ચાલતી,
સાંઢણીઓ ગણું ઝુંડ ફરતાં,
પવનથી ચમકતા, ઘોડલા ધમકતા,
ધમકતા ધરણ પર પાવ ધરતા.
ઢળકતી ઢેલ—શી રણકતી માણકી,
થનગતી કોતલો કનકવરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

આવી કચ્છની ધરતી પર આજથી એક હજાર વર્ષ પર લાખો ફુલાણી નામે એક પ્રતાપી રાજવી થઇ ગયો. એના પિતાનું નામ ફુલ જામ હોવાથી સૌ કોઈ એને લાખા ફુલાણીના નામે ઓળખતા.

કચ્છના કેરાકોટમાં એની રાજધાની, લાખો ફુલાણી મહા પરાક્રમી અને દાનવીર રાજા હતો. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને છેક મારવાડ સુધી એની ઉજ્જવળ કીર્તિનાં ગુણગાન ગવાતાં.

કહેવાય છે કે એની પાસે એક 'સુવર્ણ પુરસો' હતો. આ સુવર્ણ પુરસાનો એવો ચમત્કાર હતો કે એના સુવર્ણ શરીરમાંથી જેટલો ભાગ કપાય તેટલો બીજે જ દિવસે ભરપાઇ થઇ જાય અને એ સુવર્ણ પુરસો સદા અખંડ રહે. આ કારણથી એ સુવર્ણ-પુરસો સોનાના એક અખૂટ ખજાના જેવો થઈ પડ્યો હતો.

લાખા ફુલાણીએ આ સુવર્ણ પુરસાના સુવર્ણનો ગરીબોને, કલાકારોને અને કવિઓને દાન આપવામાં સદુપયોગ કર્યો હતો. આથી એનું નામ ચારે તરફ મશહૂર બની ગયું હતું, કવિઓ એની ઉદારતાનું વર્ણન કરતાં કહેતા કે—

લાખા પૂતસમુદ્ર કા, ફૂલ ઘર અવતાર,
પારેવા મોતી ચુગે, લાખા રે દરબાર,
પલાણી હીરે જડી, સૂરત પંચાણી,
પરછમ હિંદો પાતશા, લાખો ફૂલાણી.

પારેવાને પણ જે મોતીનો ચારો ચણવા આપે એવા આ લાખા ફુલાણી પાસે ઉત્તમ ઓલાદનો અને ઉમદા જાતિનો એક અશ્વ હતો. એનું નામ હતું—'પખૂપસર.'

કચ્છની ધરતી ઘણા જૂના વખતથી ઊંચી જાતના અશ્વો માટે પ્રખ્યાત છે. પખૂપસર પણ એવા જ પ્રકારનો એક પાણીપંથો ઘોડો હતો. લાખા ફુલાણીને એ ઘણો વહાલો હતો. પીઠ પર હાથ ફેરવતાં હાથ સરકી જાય અને એના પર બેઠેલી માખી પણ લપસી જાય એવી મુલાયમ અને સુંવાળી એની રેશમી ચામડી હતી.

પવનવેગી ચાલનો આ પાણીદાર ઘોડો ફુલાણી રાજાની આખી ઘોડાહારમાં પ્રથમ પંક્તિનો અને સૌથી શ્રેષ્ઠ ઘોડો હતો. એટલે જ લાખા ફુલાણીનો એ માનીતો મિત્ર બન્યો હતો.

રણસંગ્રામના સમયે લાખો પખૂપસર પર જ સવારી કરતો. જેવો લાખો શૂરવીર હતો એવો જ શૂરવીર આ પખૂપસર પર પણ હતો. દુશ્મનના પ્રહારોથી ડરી જઈને પખૂપસર રણમેદાનમાં પાછીપાની કરીને કદી પાછો હટતો નહિ. જામ લાખા જેવો એનો અશ્વ પણ રણવીર હતો— રણધીર હતો.

જામ લાખા ફૂલાણીના આરણશૂર અશ્વ પબૂપસરને એકવાર એક વિચિત્ર પ્રકારનું દરદ થઈ આવ્યું. કંઈ પણ દેખીતા કારણ વગર તે પોતાનો એક પગ ઊંચો ને ઊંચો અધ્ધર ઝીલી રાખતો.

જામ લાખાએ એના આ દર્દની ચિકિત્સા માટે દેશવિદેશથી શાલિહોત્ર શાસ્ત્રના નિષ્ણાત એવા અનેક અશ્વવૈદોને બોલાવીને કેટલાયે ઈલાજ કામે લગાડયા, પરંતુ એના માનીતા અશ્વના આ નવાઈ જેવા રોગનું નિદાન કરવા માટે કોઈ ઉપાય કારગત નીવડયો નહિ.

આમને આમ છ મહિના વીતી જવા તે છતાં એનો વહાલો પબૂપસર તો એવો ને એવો લંગડાતો જ રહી ગયો.

એ અરસામાં ગુજરાતના સોલંકી રાજા ભુવનાદિત્યના ત્રણ કુમારો રાજ, બીજ અને દંડક દેશાટન અર્થે નીકળ્યા હતા. ફરતા ફરતા આ ત્રણે રાજકુમારો કચ્છમાં આવી ચડયા. રાજ સૌથી મોટો હતો. અંધ હતો. આમ છતાં અશ્વ ચિકિત્સામાં એ નિષ્ણાત હતો.

જામ લાખાએ આ ત્રણે કુમારોનો સારો સત્કાર કર્યો અને પબૂપસરના દર્દની ચિકિત્સા કરવા રાજને વિનંતિ કરી. રાજ સોલંકીએ પબૂપસર પાસે આવીને એના આખા શરીર પર હાથ ફેરવીને બારીક નિરીક્ષણ કરી લીધું. ઊંડી પરીક્ષાને અંતે એને જાણવા મળ્યું કે પબૂપસરને બીજા કોઈ પણ પ્રકારનું ખાસ દર્દ નથી, માત્ર સ્વપ્નઘાતને લીધે એ લંગડો બની ગયો છે.

માણસોને જેમ સ્વપ્ન આવે છે તેમ ઘોડાઓને પણ સ્વપ્નાં આવતાં હોય છે, એ વાત એના લક્ષમાં જ હતી.

સ્વપ્નની લડાઈમાં વાગેલા ઘાની ભ્રમણાથી પબૂપસર એનો એક પગ જમીન પર માંડતો નથી એ હકીકત એના લક્ષમાં આવી ગઈ. ઘોડાનું આ વિચિત્ર દર્દ દૂર કરવા માટે તેણે એવો જ એક વિચિત્ર ઉપાય અજમાવવાની યોજના કરી.

રાજ સોલંકીએ લશ્કરની બે ટુકડીઓ શસ્ત્રસજ્જ કરાવીને તેમને બહાર મેદાનમાં ખડી કરી દીધી. આ બંને ટુકડીઓને રણસંગ્રામનો ખરેખરો દેખાવ કરવાનો હુકમ આપવામાં આવ્યો.

સિંધૂડો વાગવા લાગ્યો. રણભેરીના ગગનભેદી નાદ આકાશને ગજાવવા લાગ્યા. કૃત્રિમ રણસંગ્રામનું આ રણમેદાન રણવીરોની રણહાકથી ગાજી ઊઠયું.

તલવાર, બરછી, ભાલાં આદિ યુદ્ધનાં શસ્ત્રો સૂર્યના પ્રકાશમાં ચમકવા લાગ્યાં. ઉભય પક્ષો વચ્ચે જાણે ખૂનખાર સંગ્રામ ખેલાવાનો હોય એવું આબેહૂબ દશ્ય રજૂ કરવામાં આવ્યું.

એ વખતે જામ લાખા ફૂલાણીએ રાજ સોલંકીની ગોઠવણ અનુસાર પબૂપસર પર સવાર થઈને એક વીરહાક સાથે તેને પગની એડી લગાવી કે તરત જ પબૂપસરની આંખોમાં વીરરસનો જુસ્સો ચમકી ઊઠયો. કોઈ અનેરા શૌર્યનું જોમ એનામાં ઊછળી આવ્યું. સ્વપ્નનો ઘા ભૂલી જઈને તેણે શુરાતનના આવેશમાં પોતાનો લંગડો પગ સડાપ ! દેતો જમીન પર માંડી દીધો.

ઉભય બાજુના સૈનિકોના હર્ષનાદોથી વાતાવરણ ગાજી ઊઠયું. જામ લાખાના આનંદનો પાર રહ્યો નહિ. એના પ્રાણ પ્યારા અશ્વનું અસાધ્ય દેખાતું દર્દ આમ એકાએક દૂર થતાં સોલંકી રાજકુમાર રાજદેવને તે હર્ષથી ભેટી પડયો.

અંધ રાજકુમાર રાજની આ અજબ જેવી હિકમતના પુરસ્કાર તરીકે તેણે પોતાની બહેન રાયાજીનાં રાજ સોલંકી સાથે ધામધૂમથી લગ્ન કરી દીધાં. એના વહાલા અશ્વ પબૂપસર પર એનો કેટલો બધો પ્રેમ ! *

---

* ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ તરફથી તરતમાં જ પ્રકટ થનાર 'કચ્છ કથામૃત'માંથી ફેરફાર સાથે.

# અશ્વનાં જાતિ, ગુણ, લક્ષણ અને પરખ

નારાયણદાન ભાઇજીભાઈ બાલિયા (રાજકવિ જામનગર)

ઘોડા સંબંધિના સંપૂર્ણ જ્ઞાતા મહર્ષિ ગર્ગ; શુશ્રુત અને શાલિહોત્રના મત પ્રમાણે ઘોડાની પૂરી ઉંમર બત્રીસ વર્ષની ગણવામાં આવી છે. તેમાં ત્રણ વર્ષ બે માસ અને બાર દિવસની એક દશા ગણવામાં આવે છે. આવી દશ દશા ભોગવતાં ઘોડું બત્રીસ વરસની આયુષ્યનું થાય છે.

બત્રીસ વરસ બાદ ઘોડાની ઉપયોગિતા સવારીમાં લઈ શકાતી નથી.

કાઠિયાવાડમાં કાઠી ઘોડાની જે જાતિ ગણાણી છે. તે જાત મૂળ કચ્છ અને સિંધના ઘોડાના મિશ્ર લોહીમાંથી ઉત્પન્ન થયેલી જાતિ છે એવી પ્રબળ લોકમાન્યતા છે.

આ કાઠી ઘોડાની ૩૬ જેટલી જાત પ્રસિદ્ધ છે. જેનાં નામાભિધાન અને તે જાતનાં ઉછેર–સ્થાન સવિશેષ ગુણ આ પ્રમાણે છે. આ ઘોડાના ઉછેરમાં કૃત્રિમ યોજના દ્વારા ધાર્યો કલર લાવવામાં આવતો. તે ક્રિયા મુંજપર ગામના વેટરનરીસર્જન સુરતસિંહજી આજ સુધી કરી જાણે છે.

| નામ | ગામ | કોની પાસે હતી |
|---|---|---|
| ૧ પીરાણી | ભામોદરા | લોધિકાણાના ઠાકોર પાસે હતી. |
| ૨ માણકી | ઢસા | ઈંગોરિયાના સુથા ધાધલ પાસે હતી |
| ૩ કેશર | ભીમોરા | આઈ દેવલ પાસે હતી. |
| ૪ રેશમ | મૂળી | ચરખાના ચાંપરાજવાળા પાસે હતી |
| ૫ બોદલી | ચૂડા | કરસન રાબા પાસે હતી |
| ૬ વાંદરી | બગડ | કાળવા મેર પાસે દરવાજે ઠેકી |
| ૭ લખી | ખેરવા | કાઠી ગામના આપા લુણા પાસે |
| ૮ મૂંગી | દડવા | — |
| ૯ ઢેલ | બાબરા | — |
| ૧૦ ફૂલમાળ | ગોસલ | લાખા ફૂલાણી પાસે હતી |
| ૧૧ હીરાલ | મોણીઆ | — |
| ૧૨ લાલ | લીંબડી | ઘેલાશા પાસે હતી |
| ૧૩ મની | ગુંદરણ | જાદવ ડાંગર પાસે હતી |
| ૧૪ જબાદ | જેતપુર | — |
| ૧૫ મૂલ્ય | ભાડલા | ભીમખાચર પાસે હતી |
| ૧૬ પટ્ટી | ભાડલા | કચ્છ-ભદ્રેસરના મહેશમણજી પાસે હતી |
| ૧૭ વાંગળી | ઢસા | — |
| ૧૯ ચાંગી | ચોટીલા | સોમલા ખાચર પાસે હતી |
| ૨૦ હરણી | પાળીઆદ | |
| ૨૧ પીરાણી તાજણ | ભડલી | કલા લુણસરિયા પાસે |
| ૨૨ મનચલી | જસદણ | — |
| ૨૩ રેડી | જસદણ | રેડી અથવા અટારી મચ્છુકાંઠાના ગુંગણ ગામે ખેંગુભા વીરૂભાને ત્યાં હતી |
| ૨૪ ચમરઢાળ | હળવદ | — |
| ૨૫ મુગટ | ,, | — |
| ૨૬ નોરાળી | — | |
| ૨૭ માછલી | — | |
| ૨૮ ગીંગાળી | લખતર | બોડીવાવના મહંત જીવણદાસ પાસે હતી |
| ૨૯ છીંગાળી | — | |
| ૩૦ બેરી | મૂળી–મેવાસમાં | સનાળીના રાઠોડ |

ધાધલ પાસે

૩૧ ભૂતડી – જસદણ – માણાવદર નવાબ કમાલ-દીનખાન પાસે

૩૨ હેમર –

૩૩ શેણ –

૩૪ દાવલી –

૩૫ રીમી –

૩૬ લાસ – દડવા

ઉપર મુજબની કાઠીઘોડાંની જાતોમાં ૩૬ પ્રકારની એબ ગણાય છે. આ છત્રીસ એબમાં ૨૮ એબ ને ૮ અશુભ લક્ષણ મળી કુલ ૩૬ થાય છે.

## ૨૮ એબ

૧ કોદાળ – (ઉપરની જાડી આગળ નીકળતી હોય તે)

૨ ખંપાળ – નીચેની જાડી આગળ નીકળતી

૩ ચૂસણ – જીભને ચૂસ્યા કરે ને બચકા બોલાવે

૪ ડકાર – જીભને ડખડખાવ્યા કરે

૫ કૃષ્ણતાલ – તાળવું કાળા રંગનું હોય તે બહુ જ ભયંકર

૬ આંસુઢાળ – કપાળની ભમરી નેત્રની લાઈનથી નીચે હોય તે

૭ દળભંજળ – મોઢે ધોળા રંગનો પટો તે પટામાં શરીરના રંગની ટીપકી હોય તે

૮ અરજળ – મોઢે ધોળો પટો પણ એકેય પગ ધોયેલ ન હોય તે

૯ બેડાફોડ – કપાળમાં ઉપરા ઉપર બે ત્રાંસી ભમરીવાળો

૧૦ લગડું – કપાળમાં બન્ને ભમરી જોડાજોડ હોય

૧૧ તાકી – એક આંખમાં કેરી હોય તે

૧૨ વધિયાતૂટ – કાંધની એક બાજૂ ભમરી હોય તે

૧૩ સાપણી – કાંધની એક બાજુ બે ભમરી હોય અને એક બાજુ એક ભમરી હોય તે

૧૪ નનામી – કાંધની વાધિઆ ભમરીઓ પાસે કંઠમાળની બે ભમરી પોતાનું સ્થાન છોડી ઉપર ગયેલ તે

૧૫ ઉરભમરો – છાતી વિષે ભમરી હોય તે

૧૬ ખીલાઉપાડ – આગલા પગના મૂઠીઆના રના ભાગમાં ભમરી હોય તે ભમરીની શેડય જ ઉપર ચાલતી હોય તો તે ખીલાઉપાડ કહેવાય, અને ભમરીને શેડય નીચે ચાલતી હોય તો ખીલાખોડ કહેવામાં આવે છે.

૧૭ ગૂડાવાળ – ગૂડા ખોડીને ઊઠે તે

૧૮ કુખ – પેટ વિષે ભમરી હોય તે

૧૯ પાગડાતોડ– પાંસળી ઉપર ભમરી તે

૨૦ છત્રભંગ – કવા ઉપર ભમરી હોય તે કાવે (જ્યાં કેશવાળી પીઠ તરફ જતી પૂરી થાય તે સ્થાન)

૨૧ ખેડાઈ – પાંસળી વિષેની ભમરી અને તે સામાન માંડતાં દબાતી હોય તે

૨૨ ગોમ – તંગની નીચે ભમરી હોય તે તંગમાં દબાતી

૨૩ ફીચિયાગોમ – પાછળના પગના સાથળમાં હોય તે

૨૪ થની – સ્તનાકાર ચિન્હ હોય તે ,

૨૫ ફની – ઘોડાની ઈંદ્રીનું મુખ ફણાકારનું હોય.

૨૬ અણી – ઈંદ્રી અણીકાર હોય તે

૨૭ વીછીઓ – પૂંછની દાંડાની અણી વાંકી હોય તે

૨૮ એકઅંડી– વૃષણ એક હોય તે

## ૮ – અશુભ લક્ષણ

૧ ગંઠીછોડ મોઢાથી સરકની ગાંઠ છોડે તે

૨ પડતલ વારંવાર પછડાટી ખાય તે

૩ જડતલ જડની માફક ચાલતો સ્થંભી જાય તે

૪ અડતલ વારંવાર અટકી જાય તે

૫ કડકણું બટકાં ભરે તે

૬ ભડકણું બહુ ચમકે તે

૭ મારકણું મારવા દોટ મૂકે તે

૮ નાગણી જીભને સરપની માફક કાપ્યા કરે તે

## શુભ ભમરીઓના પ્રકાર

### દેવમણી

બાહુના મૂળ ઉપર મધ્ય ભાગમાં ભમરી હોય અને તે પાણી પીએ ત્યારે ચલિત થતી હોય તેને દેવમણી કહેવાય છે. 'દેવમણીવાળું' ઘોડું સ્વામીની મનોકામના પૂર્ણ કરનાર પુત્રદાતા અને વિજય અપાવનાર ગણાય છે.

### શ્રીવૃક્ષ અશ્વ

છાતી વિષે દક્ષિણ તરફ ફરેલી ચાર ભમરી હોય તે અશ્વ શ્રીવૃક્ષ નામક કહેવાય છે. આ અશ્વ જે ખંડમાં હોય ત્યાં બધાની પ્રીતિ મેળવે છે અને સ્વામીની પુત્રપુત્રાદિક વૃદ્ધિ કરાવે.

### અંગદી અશ્વ

પીઠ વિષે બે ભમરી છૂપાએલ હોય તે ઘોડાને અંગદી નામક કહે છે. આ ઘોડાં શુભકર્તા ગણાય છે.

### અષ્ટમંગળ

છાતી, મુખ, પૂછ, શિર અને ચારે પગના ડાબા એ આઠ અંગ ધોળાં હોય તેને અષ્ટમંગળ કહે છે.

### બહુમંગળા

કાળો, લાલ, લીલો, પીળો એમ શરીરના વિવિધ રંગ હોય તે અશ્વ સ્વામીને વિજયી બનાવે છે. તેવા શુભ ઘોડાને ઘોડારમાં બીજા ઘોડાથી ઊંચ દરજ્જે રાખે છે. તે અશ્વ દરેક પ્રકારની સંપત્તિ-દાતા બને છે. ગુણવાન માણસો આવા ઘોડાને ધન માને છે. તેઓ ઘોડો જે દેશમાં હોય ત્યાં શત્રુનો અને મરકી નામે રોગનો ભય રહેતો નથી.

રાજનો તેમજ રાજાનો તે અશ્વના પ્રભાવથી યશ વધે છે.

### સબીરજ અશ્વ.

હાંસડી ઉપર છાતીના ભાગમાં અને બગલ નીચે ધોળાવાળ હોય તેને સબીરજ કહે છે. આ અશ્વ સંગ્રામમાં માલિકનું રક્ષણ કરી શત્રુનો વિનાશ કરે છે.

### સીરહપ્રાવર્ત

માથું, કાન અને નેત્ર એ ધોળાં હોય તેને સીરહ પ્રાવર્ત કહે છે. તે માલિક માટે શુભદાયી છે.

### સૂર્યકાન્ત

ધોળા રંગનું શરીર તેમજ શરીર કરતાં મસ્તક વધારે સફેદ હોય અથવા સચીકન રંગ હોય તે અશ્વ ધન પ્રાપ્તિ કરાવે છે.

### નાગજાતિ

આખા શરીરમાં શરીરના રંગથી ભિન્ન રંગની નાની નાની ટપકીઓ હોય તેને નાગજાતિ કહે છે. આ અશ્વથી શત્રુનો ભય રહેતો નથી.

### જ્યોતિષમાન

શરીરનો રંગ મુશ્કી હોય; કેશવાળી, આંખ, છાતી, મુખ, ઓષ્ટ અને ડાબાઓ સર્વ અંગ ધોળાં હોય એને જ્યોતિષમાન કહે છે. તેમજ આનંદ પ્રદાતા ગણ્યો છે.

### પંચભદ્ર

કેશવાળીના વાળ એટલા લાંબા હોય કે ઘોડાના પગના ડાબલા પાસેથી પૃથ્વીનો સ્પર્શ કરતા હોય તે અશ્વ કીર્તિ વધારનાર અને પુત્ર પૌત્રાદિકનું સુખ આપનાર ગણાય છે. આ અશ્વને મુસલમાનો આલા-મુરાદ કહે છે.

### પંચકલ્યાણ

ચાર પગ ગુડા સુધી ધોળા હોય અને મુખે ધોળો પટો હોય તેને પંચકલ્યાણ કહે છે. આ અશ્વ દરેક પ્રકારે ફળદાતા રહ્યો છે.

### રંગવાર્ણન

ડોલરફૂલ, દૂધ; ચંદ્ર, શંખ, રજત, અને બરફના રંગ જેવા રંગવાળા ઘોડાને સફેદ ઘોડો કહેવાય છે;

ભીંજેલી મેંદી અને અનારના ફૂલના જેવો રંગ હોય તેને લાલ રંગ અથવા સુરંગ રંગ કહે છે.

કૃષ્ણ, વ્યાલ, કોકીલા, ભ્રમર, અને કાજળ જેવો રંગ હોય તે મુશ્કી રંગ કહેવાય છે.

ધોળા ઘોડાના અંગમાં બીજા રંગના મંડળ હોય તેને સારંગ કહે છે.

નેત્ર, ગુદા, જડબાંને નીચેનો ભાગ, આંખ અને કાનનો મધ્યભાગ તેમજ પડખાનો ભાગ એ બધા કમળના રંગ જેવા હોય તથા ઈન્દ્રી મહુડાના રંગ જેવી હોય તેને કર્ક રંગ કહે છે.

પેટાળના ભાગમાં તથા જડબાના નીચેના ભાગમાં અને નેત્ર ઉપર કાળાં અગર લાલ રંગની ટીપકી હોય તે તેને કૂર્કટરંગી કહે છે.

## કૌચપત્ર

આંખ અને કાનનો મધ્યભાગ જડબાનો નીચલો ભાગ તેમજ ગુદા અને નેત્રમાં ધોળાવાળ હોય તેને કૌચપત્ર કહે છે.

## સીટુવાર

નેત્ર અને કાનનો મધ્યભાગ, કેશવાળી તથા ગુદાના ભાગમાં ધોળા રંગની રુવાટી હોય તેને સીટુ-વાર કહે છે.

## બીરજનક

ચામડીનો રંગ જૂદો હોય અને રૂંવાટી કાળા રંગની હોય તેને બીરજનક કહે છે.

## તુરગ

ભિન્ન ભિન્ન જાતના વાળ હોય અને ચાલ ઉતાવળી હોય તેને તુરગ કહે છે.

## મિશ્રણ

અનેક રંગવાળા ઘોડાને મિશ્રણ કહે છે.

## કાલબાલ

નેત્ર તથા કાનનો મધ્યભાગ ચામડી ગુદા એ બધાં અંગ લાલ હોય તેને કાલબાલ અથવા સુવર્ણીય કહે છે.

## રોમક

થોડા વાળ લાલ હોય તેમજ કેશવાળી નેત્ર અને કાનનો મધ્યભાગ ચામડી અને આખું શરીર કાળું હોય તેને રોમક કહે છે.

## અહિકારોમ

થોડા વાળ કાળા, થોડા લાલ, થોડા સફેદ એમ ભિન્ન ભિન્ન રંગના વાળ હોય તેને પ્રહિકા રોમ કહે છે.

## કાલાછ

કેશવાળી ધોળી કે કાળી હોય, શરીરના વાળ રીંછના જેવા હોય, શરીરનો રંગ હરણ કે રીંછના જેવો હોય અને ત્વચા કાળી હોય તેને કાલાછ કહે છે

## રિષ્યપાટલ

નેત્ર અને કાનનો મધ્યભાગ ચામડી અને નેત્ર કાળાં હોય વાળ કાળા-રાતા અથવા ધોળા હોય તેને રિષ્યપાટલ કહે છે.

## પાટલ

લાલ અગર ધોળાવાળ હોય અને ચામડી કાળી હોય તેને પાટલ કહે છે.

## મશી

ચામડી તેમજ રૂવાટીનો એક જ રંગ હોય, ચારે પગ ધોયેલ હોય, દેખાવમાં ચંદ્ર જેવી કાંતિવાળો હોય તેને મસી કહેવામાં આવે છે

## તિલકવર્ણન

ઘોડાને મોઢે કમળની પાંખડી, માછલી, ફૂલ, ધજા, પતાકા, અંકુશ, અરીસો, વૃક્ષ, શંખ, વજ્ર, છત્ર, ચતુષ્કોણ, વાંદર, કાચબો તથા હવન કરવાની વેદીના આકારનું તિલક હોય તે અશ્વ સ્વામીને અનેક પ્રકારનાં સુખ આપે છે.

## ફૂલવર્ણન

જેના કપાળમાં છીપબૂંદ જેવું ફૂલ હોય તે અશ્વ સ્વામીને રાજ્યદાતા થાય છે.

ડાબા કાનમાં ફૂલ હોય તે ઘોડો પતિને અન્ન પાનની બુદ્ધિ કરાવે છે.

જમણા કાનમાં ફૂલ હોય તે ધન્ય ધાન્યની વૃદ્ધિ કરાવે છે.

કાંધ વિષે ફૂલ હોય તે ઘોડો માલિકને સેના-ધિપતિ બનાવે છે.

ઘોડાની પીઠ ઉપર ફૂલ હોય તે અશ્વ સમગ્ર કાર્યસિદ્ધિ કરાવે છે.

લાલ અગર કાળા રંગના ઘોડાંમાં ધોળા ફૂલ હોય તો શુભ ગણાય છે, અનેલીલા રંગમાં લાલ રંગનાં, પીળા રંગમાં પીળા રંગનાં અને ધોળા રંગમાં ધોળા રંગનાં ફૂલને શુભ ગણાય છે.

### અશ્વમેઘ

મેઘના જેવો શરીરનો રંગ હોય, નેત્ર, કાનનો મધ્ય ભાગ અને પડખાનો ભાગ તેમજ છાતી ધોળાં હોય વૃષણ ગોળ અને મોટા હોય તેને અશ્વમેઘ ઘોડો કહે છે.

### પુરૂષા

આગળ જે કર્ક નામે ઘોડાના લક્ષણ કહ્યાં તે લક્ષણયુકત હોય, એના ડાબલા કમળના આકારના હોય તેમ શરીમાંથી સુગંધ આવતી હોય, દેખાવ અને ચાલ મનોહર હોય, શરીરનો રંગ ધોળો, લાલ, પીળો નીલો, અથવા કાળો હોય; સોના જેવી કાંતિ, હોય, સારસ અથવા ચિત્ર વિચિત્ર રંગ હોય; લાદ–પેશાબ થોડાં કરતો હોય, નીગલી જાડી તથા ચાલ સુંદર હોય, પેટાળ, દાંત, ઓષ્ટ, લાલ હોય; મહાન જોરાવર હોય, નેત્ર તેમજ રોમ સુંદર હોય, જોતાં પ્રત્યેકજન આનંદ પામે એવાં લક્ષણ હોય, શરીર નીરોગી અને ઘોડીને દેખીને હીંસે નહી, સુખની નિદ્રા કરે, યુવાવસ્થા સાથે શરીર મજબુત તેમજ મોટું તે અશ્વને બ્રાહ્મણ અગર ક્ષત્રિય જાતિનો અને પુરૂધાનામક જાણવો.

### પરમાશ્વ

સૂર્યના જેવો અગર ચંદ્રના જેવો ઉજ્જવળ રંગ હોય તેને પરમાશ્વ કહેવામાં આવે છે. આ ઘોડાના શરીરમાં દેવો નિવાસ કરે છે. અશ્વશાળામાં એ રાજા ગણાય છે. આ જાતિના અશ્વને સંગ્રામ વખતે આગળ ચલાવે તો દુર્લભ કાર્યને સુલભ બનાવે છે. આવા અશ્વનું નિત્ય વિધિસહ પૂજન કરવાથી ઇંદ્ર જેવો વૈભવ પ્રાપ્ત થાય છે.

### સનાહીજ

શંખ, પ્રાતઃકાળનો સૂર્ય, ભ્રમર, સ્ફટિકમણી, બરફ, વળી તૂષાર રજત, મોતી, ચંદ્ર, દાડમફૂલ, પરવાળા, મેઘ, સુવર્ણ, કાજળ, અગ્નિજ્વાળા, અગર મનશીલ જેવો શરીરનો રંગ હોય; બધાં લક્ષણ શુભ હોય, વનરાજ કે હાથી જેવી મંદ ચાલ હોય, આંખ શરીરના અવયવો જ્યાં જોઈએ ત્યાં જ હોય; સંગ્રામમાં ઘોડીને જોઈ હીંસે નહીં, ઘોડીની આગળ ચાલે, ઉદાસ ન રહે, શરીરનાં રૂંવાડાં ચીકણાં હોય; હીંસની ગર્જના મેઘ જેવી હોય, તેમજ સવારના કાબૂમાં રહે તેને સનાહીજ કહે છે. આ અશ્વ દરેક પ્રકારનું સુખ આપે છે.

### ઇંદ્ર

મોગરાના ફૂલ જેવો શરીરનો રંગ હોય, હીસની ગર્જના મેઘ જેવી હોય, આખું શરીર સુંદર હોય, લસણીઆ મણિ જેવાં નેત્ર હોય, માથું અને મોઢું સુશોભિત હોય તેને ઇંદ્રનામક કહે છે.

### રાજા

શરીરનો રંગ સુવર્ણ જેવો હોય, નેત્ર ને ચાલ મૃગના જેવી હોય, યુદ્ધ થતું હોય તે તરફ જવા આકર્ષાય તેને રાજા કહે છે.

### ધર્મેન્દ્ર

જે તરફ જવાનું હોય તે તરફની લગામના રહેજ ઈશારાથી ગતિ કરે, યુદ્ધની ચાહનાવાળો બળવાન ને ગંભીર હોય; હીસની ગર્જના સાવઝના જેવી હોય, બધાં અંગો સુડોળ હોય, પ્રવાહની સામે ચાલી પાણી પીએ તેમજ ધીરજવાન હોય તેને ધર્મેન્દ્ર નામક કહેવાય છે.

### સેનાહિક

હરણ જેવાં નેત્ર દીવાની માફક જગતાં હોય, સચાનના જેવા ડાઢી, તેમજ મૃગના જેવી ચાલ હોય; વૃષણ ગોળ હોય, બહુ દોડતો કૂદતો હોય, શંખ, નગારૂં, કે સિંહના જેવી ગર્જના હોય, છાતી સિંહ જેવી તેમજ આગળના પગ વાઘ જેવા હોય, જોતાં સુંદર લાગે તેને સેનાહિક અશ્વ કહે છે.

### શ્યામકર્ણ

કેશવાળી સફેદ અને કાન કાળા રંગના હોય તેમજ ધોળા રંગની ટપકી, પૂંછ સફેદ હોય તેને શ્યામકર્ણ કહે છે.

ઊંટના જેવાં નેત્ર હોય, તેવા અશ્વને મહાન શુભ ગણાય છે. આ જાતિનો અશ્વ જે દેશમાં હોય ત્યાં દુષ્કાળ પડતો નથી, ઉત્તમ પ્રકારનું અન્ન ઉત્પન્ન થાય છે, તેમજ ઘોડારના સર્વ ઘોડા નીરોગી રહે છે. આ અશ્વના પ્રભાવથી માલિકના ઘરમાં યુવાવસ્થાનું મૃત્યુ થતું નથી.

ઉપરની પંક્તિના બે દાતમાં તથા નીચેની પંક્તિના બે દાંતમાં શ્વેત પુષ્પ જેવું ચિહ્ન હોય અગર ધોળી રેખા હોય, હીસની ગર્જના નાભીથી પ્રગટ થતી હોય આ અશ્વ માલિકને સાત માસમાં અગર સાત દિવસમાં દ્રવ્ય તેમજ વૈભવ પ્રાપ્ત કરાવે છે.

## છાયા વર્ણન

આકાશ પૃથ્વી, અગ્નિ, પાણી, પવન એમ પાંચ પ્રકારની અશ્વની છાયા ગણાય છે. તેમાં પાણી, અગ્નિ અને પૃથ્વીની છાયા વાળો ઘોડો ઉત્તમ ગણાય છે.

તેમજ આકાશને પવનની છાયા વાળો ઘોડો કનિષ્ટ કહેવાય છે,

## છાયા પારખવાની રીત

અશ્વને પ્રથમ ધમારી (નવરાવી) પાણી ઘાસથી તૃપ્ત કરી બપોરના વખતે નિદ્રા કરી લેટી ને જાગ્રત થાય ત્યારે છાયા પ્રેક્ષક છાયાની શુભ કે અશુભ છાયા જાણી શકે છે.

## છાયાના પ્રકાર

સચીન રંગનું શરીર હોય, જોવામાં સુશોભિત હોય તે છાયા પૃથ્વીની જાણવી.

સ્વચ્છ પાણીની ધાર કે કમળના જેવી કાંતિ-વાળી નિર્મળ છાયા પાણીની જાણવી.

પ્રાતઃકાલનો સૂર્ય, લાખ, સુવર્ણ, કે હરણના જેવા રંગની છાયા અગ્નિની જાણવી.

એમ અગ્નિ, પૃથ્વી, અને પાણીની છાયા શુભ ગણાય છે.

ઘોડામાં સાત્વિક રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારનું બળ હોય છે. તેના અનુક્રમે સોળ ભેદ ગણાવ્યા છે.

સાત્વિકના સાત; રાજસીના છ અને તામસીના ત્રણ ભેદ કહ્યા છે.

કુબેર, બ્રાહ્મણ, રાજા, વરૂણ, ઋષિ, યમ, અને ગંધર્વ એ સાતેયના જેવું બળ દાખવનાનાર સાત્વિક બળ કહે છે.

પિશાચ દૈત્ય. નાગ, પિતૃ, રાક્ષસ, અને પક્ષી જેવું બળ હોય તેને રાજસી બળ કહે છે.

પશુ, પક્ષી, અને બીગના જેવું બળ હોય તેને તામસી બળ કહે છે.

ઘોડી દેખી હીસે નહીં, બટકાં ભરી કે લાત મારી હાની ન કરે, ઘાસ ઉપર નિંદીત વૃત્તિ ન હોય તે અશ્વનું બ્રાહ્મણના જેવું બળ જાણવું.

ઘોડાં જોઇ હીસે નહી તેમ પ્રીતિ પણ ન કરે, મદ મોહ રહિત હોય તે અશ્વનું ઋષિના જેવું બળ જાણવું.

બહુ તેજવંત મૃગના જેમ કૂદતો હોય તેનું બળ રાજાના જેવું જાણવું.

ઠાણીઆથી પ્રીતિ રાખે, ચાલ ટૂકી હોય તેનું બળ યમરાજના જેવું જાણવું.

ક્રોધી તેમજ મોહિત હોય, ઘોડી દેખતા હીસે, સ્વામીની ચાહના કરે તેનું બળ કુબેરના જેવું જાણવું.

લાદ કે મૂત્રમાં આળોટે નહિ, ધીરજવંત તેમજ શુરવીર હોય, ઘણું પાણી પીએ તેનું બળ વરૂણના જેવું જાણવું.

સ્થિર રહી વાદ્યનાદ કે ગાયન આદિ પ્રીતિથી ધ્યાન દઈ શ્રવણ કરે તેનું બળ ગંધર્વના જેવું જાણવું.

લાદ કે પેશાબમાં લોટે, લાત મારે, ક્રોધ કરી સ્વામીને ભયભીત બનાવે તેનું બળ દૈત્યના જેવું માનવું.

આહાર બહુ કરે, ઠાણીઆને મારવા દોટ મૂકે, હીંસનો અવાજ ભયંકર તથા અહરનિશ નિદ્રાવશ રહેતો હોય તેનું બળ રાક્ષસના જેવું જાણવું.

દીર્ઘ અવાજવાળો નીડર અને મન શરીર શુદ્ધ હોય તેનું બળ પિશાચના જેવું જાણવું.

સમય સમય પ્રમાણે ભયભીત અને શુરવીર

હોય, શરીર નિર્મળ અને મહાન કોધી હોય તેનું બળ સર્પના જેવું સમજવું.

સ્વામી અગર દાણીને બચાવી બીજાને મારવા તાકે તેનું બળ પિત્રુના જેવું જાણવું.

મહાન ચંચળ, નળા દીર્ઘ તેમજ શરીર અશુભ હોય તેનું બળ પક્ષી જેવું જાણવું.

શરીરનું પ્રમાણ મોટું તેમજ ભયભીત હોય તથા નિદ્રાવશ રહેતો હોય તેનું બળ પશુ જેવું જાણવું.

આહાર બહુ કરે, ભયભીત હોય ને જેને પાણી પ્રિય હોય તેનું બળ માછલીના જેવું જાણવું.

ખૂબ પ્રમાદ સેવતો હોય તેનું બળ બગલા જેવું સમજવું.

## ઔરાસી અશ્વનાં લક્ષણ

ક્ષમાવંત, સુશીલ, ચાલ ઉતાવળી, શરીર તથા જીભ કોમળ, દાઢી લાંબી, રૂંવાટી થોડી અને મોઢા ઉપર બહુ માંસ ન હોય; જોઇએ એમ શ્રેષ્ઠ અંગ હોય, શરીર વજ્ર જેવું નકોર, વાંસો, ડાબા, પૂંછ અને કાન એ અંગ નાનાં હોય; મુખ શરીર તેજસ્વી અને શકિત સંપન્ન હોય; છાયા તથા લક્ષણ શુભ હોય, વાંસો ખૂબ મજબૂત અને થોડી જોઇને હીંસે નહીં; મૂખ શુદ્ધ અને ગરદન લાંબી તેને ઔરાસી અશ્વ કહે છે. આ અશ્વ શસ્ત્ર પ્રહારથી મરણાંત દશા હોવા છતાં પીઠ ઉપર સ્વાર હોય ત્યાં સુધી જમીનદોસ્ત થાતો નથી. તેનામાં અખૂટ બળ હોય છે.

ચારે જાતિઓ શા શા હેતુથી ઘોડેસ્વારી કરવી. બ્રાહ્મણોએ ઘોડાની સવારીથી ધાર્મિક ઉપદેશની વૃદ્ધિ કરવી. ક્ષાત્રિઓએ ઘોડેસ્વારી કરી દેશદ્રોહી અને દુશ્મનોનો નાશ કરવો. વૈશ્યોએ ઘોડાની સવારીથી હુન્નર કળાની શોધ કરવી. શુદ્રોએ ઘોડાની સ્વારીથી સેવા કાર્યને વિસ્તારવું.

## ઘોડાના અંગોનું પ્રમાણ

ઉત્તમ મધ્યમ કનીષ્ટ

૨૭ – ૩૦ – ૩૨ આંગળનું માપ મુખનું ગણાય છે. એ રીતે ઉત્તમ મધ્યમ કનીષ્ટભેદ ગણાય છે.

૩૬ – ૪૪ – ૫૬ આંગળનું માપ ઘોડાની ડોકનું ગણાય છે. ૭ આંગળનું માપ કાનનું ગણાય છે. ૧૮ – ૨૦ – ૨૮ આંગળનું માપ પૂંછની દાંડીનું ગણાય છે. ૬ આંગળનું માપ તાળવાનું ગણાય છે. તેમજ તાળવાનો રંગ લાલ ઉત્તમ કહ્યો છે. ૫–૬–૭ આંગળનું માપ વૃષણનું ગણાય છે. વૃષણ કાળા રંગના હોવા જોઇએ.

અશ્વની ઉંચાઈનું પુરૂં માપ ચાર હાથ અગર સાડા ત્રણ હાથનું ગણાય છે. અશ્વના માપવાના હાથ ચાર ઈંચનો એક હાથ ગણવામાં આવે છે.

અશ્વની ઉંમર જાણવાના બે પ્રકાર કહ્યા છે. ૧ અશ્વનું શરીરને જોવાથી ૨ અંતરગત લક્ષણ દાંત જોવાથી.

૧ સેજ દાંતની ઉત્પતિથી એકમાસની ઉંમર છે તેમ સમજવું. સમગ્ર દાંત પ્રગટ થયા હોય તો બે માસની ઉપર છે તેમ જાણવું. સમગ્ર દાંત સમાનતા ધારણ કરે ત્યારે ચાર માસની ઉંમર સમજવી. દાંતમાં લાલ રેખા ન દેખાય ત્યાં અશ્વ છ માસનો છે તેમ સમજવું. દાંત વિષે પૂર્ણ શ્વેતતા છવાય ત્યારે આઠ માસની ઉંમર તેમ સમજવું. ૧ દાંત પડેલ હોય તો એક વરસનો, તેમજ બે દાંત પડીને ઊગ્યા હોય તો તેની ઉંમર બે થી ત્રણ વરસની જાણવી. ૪ દાંત પડીને ઉગ્યા હોય તો ચાર વરસનો. ૬ દાંત ઊગે ત્યારે પાંચ વરસનો છે તેમ જાણવું.

અશ્વમાં જુવાની પાંચ વરસે પૂરી આવી જાય છે.

### "પંચોચૌ કેકાણુ"

આગલા દાંતના વચમાં બે દાંત કાળા હોય તો એ અશ્વ સાત વરસનો છે તેમ જાણવું.

૬ દાંત વિષે કાળાશ હોય તો આઠ વરસની ઉંમર સમજવી. આગળ દેખાતા દાંતમાં લીલા રંગની રેખા હોય તો તે અશ્વની ઉમર ૯–૧૦–૧૧ વર્ષની છે તેમ સમજવું.

અશ્વમાં જાતીવાર ખાસિયત.

શરીરમાંથી ખૂબ સુગંધ આવે, અપાર વજન

ઉપાડે, જોતાં જ સુંદર શરીરનો રંગ પીળો કે લાલ હોય તેને બ્રાહ્મણ જાતિનો જાણવો.

મોટું શરીર હોય, હીંસ ગંભીર હોય, ક્રોધી તેમજ અભિમાની હોય, જમીનને કાપતો ચાલે તેને ક્ષત્રિય જાતિ જાણવી.

મદ્યપાન બહુ કરે, શરીર નરમ, ચાલ આડી તેજસ્વી ન હોય, ક્ષુધાથી વિહવળ બને, ઠંડો રહે તેમ નેત્ર પીળાં હોય તેને વૈશ્ય જાતિ સમજવો.

શરીર શુષ્ક તેમજ દુર્ગંધ દેતું હોય, દ્રષ્ટિ માંડેલી રાખે, ધુમરો ફરીને લાદ કરે તેને શુદ્ર જાતિ સમજવો.

## ચિન્હથી આયુષ્ય પરખવાની રીત

જન્મીને ચાલતાં શીખે ત્યારે કંકરા (એ નામના જાનવરના) જેવી ચાલ હોય તે ઘોડો પંદર દિવસમાં મૃત્યુ પામે છે.

અહર્નિશ ધીમી હીંસ હોય તેનું આયુષ્ય એક માસનું કહ્યું છે.

શરીર શુષ્ક, નેત્રમાંથી પાણી વહે, કાનનો મૂળ ભાગ માંસ રહિત હોય તેમ ધીમે ધીમે હીસતો હોય તેવો અશ્વ બે માસમાં મૃત્યુ પામે છે.

કપાળ, ત્રિકુટી અને નાક એ અંગ વિષે કાક પદ જેવું ચિન્હ હોય તો સાત માસમાં મૃત્યુ પામે છે.

નીચલી જાડી નાની, નજર ટૂંકી તેમ શરીરના વાળ મોટા હોય તે એક વરસનું આયુષ્ય ભોગવે છે.

બે દાંત નાના તેમ જ આગળ નીકળતા હોય તે અશ્વ પાંચ વર્ષનું આયુષ્ય ભોગવે છે.

નેત્ર લાંબા, ક્રોધી અને કાન માપ કરતાં ટૂંકા હોય તે ઘોડો છ વરસની આયુષ્ય ભોગવે છે.

નેત્ર પ્રેતના જેવાં ભયંકર, મુખ નાનું, પાણી ઓછું પીએ, કાન હલ્યા કરે તે ઘોડાનું આયુષ્ય સાત વરસનું કહેવાય છે.

નેત્ર મોટા તેમજ લાલ, દાંત દીર્ઘ તેનું આયુ. આઠ વરસનું કહેવાયું છે.

નેત્ર લાલ, પટમાં ક્રમી થતાં હોય, લાદમાં લાળ નીકળે તે અશ્વ નવ વરસનું આયુષ્ય ભોગવે છે.

હીંસનો અવાજ અને હીંસ દીર્ઘ હોય. ગરદન નાની હોય, નેત્ર સતેજ અને લાલ હોય, પેશાબ તેમજ પસીનો પ્રમાણથી અધિક હોય, વૃષણ ધોળાં હોય તે અશ્વ દશ વરસનું આયુષ્ય ભોગવે છે.

નેત્ર ગોળાકાર તેમ જ શરીર અને વૃષણનો રંગ એક સરખો હોય તે ઘોડો ૧૧ વરસની આયુષ ભોગવે છે.

દાંત તેમ જ ભ્રકુટી દીર્ઘ, નીચેની જાડી નાની તેમ જ રેખાયુક્ત હોય તે અશ્વ ૧૨ વરસનું આયુષ ભોગવે છે.

મુખ, ઓષ્ટ, જીભ અને પેટાળ લાલ હોય, નેત્ર કાળાં હોય તેમ જ વૃષણ ગોળ હોય તે અશ્વ ૧૩ વર્ષ જીવે છે.

દાંત, સાથળ, નીચી જાડી અને રૂવાંટી મોટાં હોય, વાંસો શ્વેત તે અશ્વ ૧૪ વરસની આયુષ ભોગવે છે.

મૃગોના જેવાં નેત્ર તેમ જ શરીર અધિક હોય તે અશ્વ ૧૫ વર્ષનું આયુષ ભોગવે છે.

કાન ઊભા ચીકણા અને પીઠનો ભાગ લાંબો હોય તે અશ્વ ૧૬ વરસની આયુષ ભોગવે છે.

કપાળ પહોળું, ચાલ લાંબી અને પેશાબનો લાલ રંગ હોય તે અશ્વ ૧૭ વરસ જીવે છે.

બળવાન શરીર, દાંત સુંદર હોય તે અશ્વ ૧૮ વર્ષનું આયુષ ભોગવે છે.

દાઢી અને મુખ લીલાં હોય, પેટ પાતળું, વૃષણ ગોળ અને પીળા રંગના હોય તે ઘોડો ૧૯ વરસનું આયુષ ભોગવે છે.

પેટાળ અને જીભ લાલ હોય, ઉપરનું શરીર ધોળું હોય, વૃષણ કાળાં હોય તે અશ્વ વીસ વર્ષ જીવે છે.

વાઘના જેવી મંદ હીંસ અને ચાલ હોય,

શરીરની નાડી નરમ રહે તે ઘોડો ૨૧ વર્ષની આયુષ ભોગવે છે.

કર્ણાગ્ર પ્રદેશમાં બીરબહોટીના જેવો રંગ હોય તેમ જ સેજ લોહી વ્હેતું હોય તેનું આયુષ બાવીસ વરસ સમજવું.

મુખ અને કપાળ ચંદ્રના જેવાં ઉજ્જવળ હોય, શરીરમાંથી મન મોહિત કરે તેવી સુગંધ આવતી હોય તે ઘોડો ૨૩ વર્ષનું આયુષ ભોગવે છે.

પાણીના પ્રવાહમાં સામે ચાલી પાણી પીએ તેવો અશ્વ ૨૪ વર્ષની આયુષ ભોગવે છે.

નેત્ર પીઠ છાતી મોટાં અને પેટ નાનું હોય, ઘોડી જોઈ દીવાનો બની હીંસે નહીં, હીંસની ગર્જના મેઘ જેવી હોય તેની આયુષ ૨૬ વર્ષની ગણવામાં આવી છે.

પ્રવાહ સામે ચાલી પાણી પીએ ત્યારે કાન હલતા હોય, મુખ તેમજ શરીર મોટાં અને અધિક આહાર કરતો હોય તેવો ઘોડો ૨૭ વર્ષનું આયુષ્ય ભોગવે છે.

આમ ૨૭ વરસની ઉંમર ભોગવ્યા બાદ જે ઘોડું જીવતું હોય તેને મૃત્યુ તુલ્ય ગણવામાં આવેલ છે, એટલે કે તેમને સવારીના ઉપયોગમાં લેવાતો નથી.

મનુષ્યની હસ્તરેખા જોઈ સામુદ્રિક જ્ઞાન ધરાવનાર જેમ આયુષ્યનું પ્રમાણ કહે છે તેમ ઘોડાની નીચલી જોટીના દાંતમાં સીધી અગર આડી રેખા જોવાથી આયુષ્યનું પ્રમાણ કાપી શકાય છે.

નીચેની જાડી વિષે વાંકી રેખા હોય તો ૨૧ વર્ષનું આયુષ્ય ગણે છે.

મત્સ્યના જેવું ચિન્હ હોય તો ૨૩ વર્ષ, શંખાકાર ચિન્હ હોય તો ૨૪ વર્ષ, કમળની આઠ પાંખડી જેવું ચિન્હ હોય તો ૩૦ વર્ષનું, ધ્વજ અગર છત્ર જેવી રેખા હોય તો ૩૧ વર્ષ, અર્ધ ચંદ્રાકાર રેખા હોય તો ૩૨ વર્ષનું પૂરું આયુષ સમજવું.

**ભમરી–ફૂલ તિલકના અશુભ પ્રકાર**

કપાળમાં બે ભમરી જોડા જોડ હોય તેને લોક ભાષામાં લગડું કહે છે. તેમજ કપાળના ભાગમાં બે ભમરી ત્રાંસી હોય તેને બેડાફોડ કહે છે. લગડું તથા બેડા ફોડવાળું ઘોડું અશુભ કહેવાય છે.

કાંધમાં એક પડખે ભમરી હોય અને બીજા પડખે જો ન હોય તો તેને વાઘીઆનૂટ કહે છે.

કાંધમાં એક પડખે બે ભમરી અને બીજે પડખે એક ભમરી હોય તેને સાપણી કહે છે.

કાંધની બન્ને બાજુ બબ્બે ભમરી હોય તેને નનામી કહે છે. નનામી વાળું ઘોડું માલિકનું મૃત્યુ કરાવે છે.

કપાળની ભમરી આંખની લાઈનથી નીચે હોય તેને આંસુઢાળ કહે છે. આ અશ્વ શોક સંતાપ કરાવનાર કહ્યો છે.

પાછળના પગની સાથળમાં ભમરી હોય તેને ફીચિયાગોમ કહે છે. આ ગોમ વાળું ઘોડું હાનીકારક ગણાય છે.

ઘોડાની છાતી વિષે ભમરો હોય તેને ઉર ભમરો કહે છે. વાઘીઆનૂટ તેમજ ઉરભમરીવાળું ઘોડું અગ્નિ સમાન જાણી ચઢવું નહી. આવાં ઘોડા ગર્ભસ્થાનમાં હોય ત્યાં સુધી ધનનો નાશ કરે છે અને જન્મ થતાં દેશનાશક કહ્યો છે.

દોરડી, સાંકળ, તીર અને ત્રિશૂલના જેવું તિલક હોય તે ઘોડું દુષિત ગણાય છે. તેમજ ખંડિત તિલકવાળા ઘોડા દુખદાયક ગણેલ છે.

આડું અથવા વાંકું તિલક પણ અશુભ ગણાય છે. તિલકમાં લાલ ટીપકી હોય, કાગના પગ જેવું ચિન્હ હોય, અગર વચ્ચે ખંડિત હોય, એક બાજુ નમેલ હોય અથવા કપાળના નીચેના ભાગમાં હોય તેને તિલકતોડ કહે છે. આવું ઘોડું ધનનાશક કહ્યું છે.

પેટ કાન બગલ કપોળ, ઓષ્ટ આંસુઢાળની જગ્યા અને વાંસા ઉપર ભ્રકૂટીમાં, નીચલી જાડીમાં, ગાલમાં, સાથળમાં ફૂલવાળું ઘોડું ઘણું કનિષ્ટ કહ્યું છે.

છીપ, બિલાડી, તીરછા, અગર ઓછા દાંત વાળા ઘોડાને દુષિત ગણેલ છે.

વાનર, ગીધ, પાડો, બિલાડી, કાગડો, સૂવર, કે નોળીઆ જેવાં નેત્ર હોય તેને ઘણું અશુભ કહ્યું છે. તેને જોવાની કે સ્પર્શ કરવાની મનાઈ કરી છે.

દાંત કાળા હોય, નાના મોટા હોય, નોખા નોખા હોય કે ડબલ હોય તેને વીરલી ઘોડો કહે છે. તે અત્યંત અશુભ છે.

શરીર જુદા રંગનું અને પૂંછ ધોળું કે બીજા કોઈ રંગનું હોય તેને પ્રદીપ પૂંછ અશ્વ કહે છે. તેને દુખદાયક કહ્યો છે.

તિલક ડાબી આંખ તરફ અગર ડાબા કાંધ તરફ હોય, દાઢી ઉપર હોય, અરધા કપાળમાં નેત્ર ઢંકિત હોય, તેને ઉશીર નામે અશ્વ કહે છે. આ અશ્વને એટલો દુષિત ગણ્યો છે કે તેનું દાન કરવામાં પણ પાપ લાગે છે.

શરીર ધોળા રંગનું, મસ્તક કાળા રંગનું તેને ત્રીસરી નામે કહે છે, તેમજ કનિષ્ટ કહ્યો છે.

એક પગ ધોળો, ત્રણે ય પગ જુદા રંગના અથવા ત્રણ પગ ધોળા રંગના અને એક જુદા રંગનો હોય તેને મીસરી નામક કહે છે. આને દ્રવ્યનાશક તેમ જ માલિકનો ઘાતક કહ્યો છે.

કપાળ, હાંસડી, કે માથામાં હાથની આંગળી જેવું ચિહ્ન હોય અગર કેરી જેવુ કે ગાયના આંચળ જેવું ચિહ્ન હોય તેને સંગ્રહી કહે છે. તેને પણ અશુભ કહ્યો છે.

તાળવું કાળા રંગનું હોય તેને અત્યંત અશુભ કહ્યો છે.

### અશ્વના રોગ જાણવાનાં લક્ષણ

પ્રથમ નેત્ર દ્વારા રોગનું નિદાન થાય છે. નેત્ર જોવાથી ખૂબ ગરમ તેમ જ શુષ્ક લાગે, શરીર સંકોચાઈ રહે તેને વાતરોગ જાણવો.

નેત્ર લાલ કે પીળાં લાગે, સ્પર્શ કરતાં ગરમ જણાય તેને પીતરોગ થયો છે. તેમ જાણવું.

નેત્રમાં ખંજવાળ આવે અથવા દબાયેલ રહે કાન શીતળ રહેતા હોય તો કફનું દર્દ જાણવું

### કાન ઉપરથી રોગનું નિદાન

કાન કઠીન અને ઊભા હોય તો વાતરોગ સમજવો.

કાન ગરમ જણાય તો પીતરોગ સમજવો.

### નાક ઉપરથી નિદાન

નાક વાંકું હોય તો વાતરોગ થયો સમજવો

શ્વાસ ગરમ હોય તો પીત.

શીતળ હોય તો કફરોગ થયો છે જાણવું.

### જીભ ઉપર રોગ જાણવાની રીત.

જીભ કાળા રંગની શુષ્ક હોય તેને વાતરોગ સમજવો.

લાલ રંગની હોય, અંદર ફોડા પડ્યા હોય તો પીત સમજવો.

જીભ ચીકાશવાળી તેમજ મુખમાંથી લાળ વહેતો કફરોગ સમજવો.

આ ત્રણેય રોગ એક સાથે જોવામાં આવે તો ત્રીદોષ થયો છે તેમ જાણવું.

### ચામડી ઉપરથી રોગ પારખવાની રીત

ચામડી ગરમ રહે તો પીત, અત્યંત ગરમ રહેતો કફરોગ, સાધારણ ગરમ રહેતી હોય તો વાતરોગ સમજેવો.

ઘોડાઓમાં થતા રોગમાં પેટપીડ અને મૂત્રકચ્છ આ બે રોગને પ્રાણઘાતક ગણ્યા છે.

### પેટપીડનો ઈલાજ

અજમો, બોડી અજમો, હરડે, ઘોડાવજ, પાંચલુણ જવાસી સુંઠ પીપર સતાવર ત્રીજ જવક્ષાર અને કાળીપાટ, આ બધી ઔષધીને સરખે ભાગે વાટી ચૂર્ણ કરી એકેક તોલાભાર દારૂ સાથે પાવાથી પેટપીડનું દર્દ મટે છે.

### મૂત્રકચ્છનો ઈલાજ

ભોરીંગણીનાં ફૂલ બારીક વાટી તેનું ચૂર્ણ કરી ઘોડાના નાકમાં ફૂંકવું. તે પછી સવાર થઈ ખૂબ દોડાવ્યા બાદ પાણીમાં તરાવવો. આમ કરવાથી મૂત્ર કચ્છનો રોગ નાશ પામે છે.

ઘોડાના ઈલાજ કરતાં પહેલાં ઘોડો કયા પ્રદેશનો છે તે જાણી તે પ્રદેશના હવામાનને લક્ષમાં રાખીને ઉપચાર કરવો તેમજ દવાનું પ્રમાણ પણ તે દેશના હવામાનને અનુસરીને આપવું.

# હૈયઅનૈન

સં. જિતુદાન ગઢવી (વિભા વિલાસમાંથી)

છપ્પય:—

હથાં ફેર અરહરાં, શુદ્ધ સપડાય સજેળાં
ઉવટ અંગ અંગોછ, ગુંથિ યાળહ ગુંછેળાં
સજ કાઠાં સોવની, દ્રઢ ભિડિયા દુતંગા
લુંમઝુમ કલ્લગી ચાય નખશિખ્ખ સુચંગા
કરબાગ ધનુપ ગણુ કાયજે, અરસરકાં આધીરિયાં
હયરાજ રાજ સહોડાં હંદા, સત્રસલ હુકમ સિગારીયાં

દોહો:—

સત્રસલ હુકમ સિંગારીયા, હસત જોડ હયરાજ
કિસા રૂપ પ્રાક્રમ કહું, સજકેતા યક સાજ.

છંદ સારસી:—

તઈયાર તુરિયળ મહા સજ મળ, હુકમ સત્રસળ હોરિયાં...ટેક.
મુખ શશિય બીજમ ઉપમ ઓપમ, નવહ અંબુજ નાસકા
ચખ સાંમ ચરસી દેવ દરસી, સુરખ રંગ સુ ભાસકા
ક્રન્ન લિય કેવડ પત્ર તઠવડ, સુઘડ દોયસ સોહિયા
તઈયાર તુરિયળ........................સત્રસળ હોરિયા.

પહિયાળ પ્રળબહ સાર સોભહ, પેખ નાગ પ્રમાણહુ
કંધ ધનક કસિયા લાગ લસિયા, જેર બંધ સુજાણહુ
હય કરત હુકળ પેખ પર દળ, સમ મારણુ સરકિયા
તઈયાર.........

પ્રતકિતાં પખ્ખર રૂપ સ્ચ્છર, સુત્ર સરકે સોહતાં
મનુ પંખ મંડે અંગ ઉડંડે, દહુળ ઠંડે દ્રોહતા
કાઠાય કોરડ જડિત કે જડ, દ્રઢહ ચોકડ એમ દિયા.
તઈયાર.........

કે ખેત કચ્છી અરબ અચ્છી, તુરક તચ્છી તાજિયા
ધર ખેત ઘાટી કહક કાઠી, સજ અનોઠી સાજિયા
અયરાક ધારી બળ વધારી, લે અંધારી યમ લિયા.
તઈયાર.........

ગત ઉપટ ગવની વેગ પવની, ધીર જંગ સુધારીયા
યત આવ જાવહ ચક્રિગત ચહ, શોભ સરસહ સારીયા
યણુ તરે ઓપત જોય જત તિત, થોક સેનહ થત થિયા.
તઈયાર તુરિયલ મહા સજ મળ, હુકમ સત્રસલ હોરિયાં.

# 'સાણિયા વીંછિયાની વછેરી તો નવાઇ કરશે બા!'

કાનજીભાઇ બારોટ (ચલાળા)

'બા, સૌ દાયરો આવુગા ?'

'આપા માત્રા ! સાણિયો વિંછિયો નથી આદો !'

'કાણા સારુ ?'

'ઈ જ કે ભણ્યું યાને અભિમાન આવુગો છે. જનમારે નૂતો સોડયો. હવે થાને એક વસેરડું (વછેરી) હાથ આવુ ગ્યુ સે. તે ભલો ઈ ને ભલું થાનું ટારડું. ઘર બારો નીકળતો નથી. વસેરીની ભણ્યુ સારવારમાં જ રે છે. જાણ્યે ઈ વછેરીને ચડાવ કરું ને નવાઈ કરું નાખશે !'

મધ કાઠિયાવાડમાં ધારગણી, લાખાપાદરને ઓડાનું સમઢિયાળા એ ત્રણેય ગામને તરભેટે એક જૂનો ટીંબો છે. પાંચસોક વરસ પહેલાં ત્યાં ફગાસા નામનું ગામ હતું. આ ફગાસામાં સાંખનો માત્રો કરીને વાળાવંશી ક્ષત્રિય રાજ કરતો. ઈ કાળે વાળા કાઠિયું ભેળા ભળી ગયેલા.

સાંખનો માત્રો ચારેય હાંસે પૂરો. રેંગે ને તેગે સૂરજ એને છાબડે. જમદઢ ને જોરાવર એવા કેડીઓ એની પાસે. દેવકરણિયો ધાધલ, આસરો બાપલ, મેરામ તેતળો, ખાટરો માણો, રાણીંગ માંજરિયો, હાથિયો તડમાડિયો, કાળો પટગર ને સાણિયો વીંછિયો જેવા. આવા આવા અમીરો સાંખના માત્રાને વીંટાઈને બેઠા હોય ને રાજને રૂડો લગાડતા હોય.

સાંખનો માત્રો પોતાના નાતોદારને પરણાવીને ઘેર આવ્યો છે. દેવ જેવા દસોંદીઓ ડેલીએ ગહેકી રહ્યા છે. જેને સાંભળતાં ,,માણસને પરણવાના કોડ થાય એવા ઢોલ-શરણાયું બજી રહ્યા છે. એવે ટાણે સૌ દાયરાને યાદ કરે છે. એમાં સાણિયા વીંછિયાની ગેરહાજરીનો લાભ લઇ એક કાઠી એની વિરુદ્ધ સાંખના માત્રાની કાનભંભેરણી કરે છે.

સાંખના માત્રાએ સાણિયા વીંછિયાને બોલાવ્યો. આવ્યો. સૌને રામરામ કરીને કહ્યું. 'બોલો બાપ! કાણા સારુ બરકયો !' ત્યારે માત્રાવાળો કહેઃ 'આપા, દાયરો ભણતો સે કે આપાની પાહે એક વછેરી ઘોડી આવુ ગઈ સે, યાને વેકવામાં લાગુ ગ્યા હૌ. તો ઈ ઘોડી ઉપર ચડું ને કયાંક નવાઈ કરતા નઈ ?'

આપો સાણિયો મરમનાં વેણથી સમસમી ઊઠયો. કયેઃ

'લે સાંખના માત્રા, રામરામ. હવે ઈ ઘોડીએ ચડુંને નવાઇ કરહ તે દી તમુહી મોં બતાવહ.'

સાણિયો વીંછિયો દાયરો છોડીને ઘરે આવ્યો. વછેરીને માંડયો વેઠવા. (માવજત કરવા) પોતાની ગાયુંને પોતાના ખેતરમાં છૂટિયું ચારીને ધરાય એટલાં કપા સિયાનાં ખાણ દઈ, પોતાના હાથથી ગાયું દોઈને ઈ દૂધ વછેરીને પેટોપેટ ધરાઈને ખચી નીકળે એટલું પાવા માંડયો. ઘોડીની માવજતની ધૂનમાં દાયરે મેળાવે, સગાસંબંધીમાં જાવું બંધ કર્યું.

વછેરી પણ ચિતોડના રાણાની ઘોડાહરમાંથી જાણે નોખી પડી ગઇ હોય એવી દેવાંગનાના રૂપ કાઢી રહી છે. આપો સાણિયો ઘોડાંના વીંછિયો ગુણખોટના પરખંદા. વછેરીમાં ગણીગાંઠી એમ હશે ઈ આપે વીણી ચૂંટીને કાઢી નાખી અને પછી ચડાઉ કરી

આપા સાણિયાનું ઘર ગામની પરવાડે. કોઈને ખબર ન પડે એમ આપો ઘોડી માથે અસવાર થાય. ત્યાં તો ઘોડી ને પોતે એકાકાર થઇ જાય ને ફેરવવા લઈ જાય. એક દિવસ એક ગાઉ, બીજે દિવસે દોઢ ગાઉ અને ત્રીજે દિવસે બે ગાઉ એમ રોજ અર્ધો અર્ધો ગાઉની મજલ વધાર્યે જાય.

એમ છએક મહિના ઘોડી ફેરવી ત્યાં તો એક રાતમાં ચિત્તોર ગાઉના પલ્લા પકડીને દી ઊગ્યા પહેલાં ઘર દાખલ થઈ જાય.

એવી તાલીમ આપીને ઘોડીએ ચડીને આપો સાણિયો નીકળ્યા મલકમાં. કયાંય સારાં ઘોડાંના સમાચાર સાંભળે ત્યાં જઈને કહે કે "ભણ્યું હાલવા આવો

ઘોડાં ભેડવવાં હોય તો !"

આપાની ઘોડી દેખાવમાં થોડી દૂબળી લાગે એટલે સામાવાળાને એમ થાય કે આ ઘોડી આપણા જોરાવર જાનવરને ક્યાંથી પુગશે ? શરત આપો એવી સાખે કે "જીતું તો સોનામહોર લઉં ને હારું તો ઘોડી દઈ વયો જાઉં."

આપો તો આ રીતે મલક માથે જાતવાન ઘોડાં સાથે પોતાની માણકી ભેડવતાં સોના મહોરૂં જીતતાં જીતતાં ઠેઠ કચ્છ વાગડમાં લોલિયાણે આવ્યા.

લોલિયાણાના ઠાકોરની ઘોડીહારમાં દસ પીરાણી તાજણ્યું ઝપાટા ખાય છે. આ પીરાણી તાજણ્યું'ની રૂંવાટીમાંથી લોબાન જેવી ભભક આવે.

ઠાકોર પાસે આવી આપાએ ઘોડાં ભેડવવાની માગણી કરી. લોલિયાણા ઠાકોર કહે "કાઠી ભાઈ ! બહુ સારી વાત, પણ છેટાના મેમાન છો, રોકાઓ, મહિના પછી ઘોડાં ભેડવશું."

ચકોર રજપુત. ઘોડી જોઈને કળી ગયો કે ઘોડી પંથની સાવેલ ને કઠોર લાગે છે. એટલે એક મહિનો આપાને અને ઘોડીને મેમાની દઈને બેયને સુંવાળાં બનાવી દઉં.

સાણિયો વીંછિયો લોલિયાણે રોકાણો. પણ ઉતારો ગામની પરવાડે લીધો. પોતઃના રોટલા પાણી, ઘોડી ચંદી જોગાણ વગેરે મગાવી લ્યે, ને રાત પડતાં ઘોડી ઉપર ચડી એક દી બે ગાઉ, બીજે દી ચાર ગાઉ એમ મજલ કાપવાનું રાખ્યું.

દિવસે દરબારને મળે હળે લોલિયાણા ઠાકોરને એક કુંવર. નામ હાદલભા. જાડેજા વંશના ગુણો જેનામાં ઊતર્યા છે એવા કુંવર હારે આપાએ ભાઈબંધી કેળવી લીધી. થોડાક દિવસમાં તો કુંવર કાઠી વિના રહી ન શકે એવી લાગણી કેળવી દીધી.

આપો વાતે ડાહ્યા પણ કરાફાતના. તે અગમનિગમની કરે. પણ આપાની સુવાણ્ય દિવસની. પણ રાતે કોઈની હારે સગાઈ નહિ.

એમ કરતાં કરતાં મહિનો વીતવા આવ્યો. ઘોડાં દોડાવવાનો દિવસ નજીક આવ્યો. તે પહેલાં એક રાતે આપાએ ઘોડીને એક રાતે પોતાના ફગાસ ગામ ઉપર સાંધી. ૭૦ ગાઉનો પલ્લો ખેંચીને સાંખના માત્રાની મેડી નીચે જઈને હાક મારી.

"સાંખના માત્રા ! જાગજે !"

કયે "કોણ ઇ ?"

"ઇ તો હું સાણિયો વીંછિયો !"

"અટાણે અસૂરા ?"

"હા, આ માણકી ઘોડી માથે ચડીને નવાઇ કરવાનો છું."

એટલું જ કહીને ઘોડી મારી મેલી. અસવાર અંધારામાં અલોપ થયો. ઘોડીના ડાબલા ગાજતા ગ્યા. બડધમ ! બડધમ ! બડધમ !

સાંખના માત્રાએ સવારમાં દાયરાને કહ્યું કે, 'બા ! સાબદાઈ રાખજો. રાતે સાણિયો વીંછિયો આવ્યા'તા. ઈ નવાઈ કરશે. કાં લૂટફાટ કરીને આવશે. કાં કો'ક મોંઘામૂલા માણહને બાન પકડીને આવવો જોઈં. કાઠીભાઈ બીજો કાણું કરે ? આપણે ધીંગાણાની તૈયારી રાખવી.'

આપો સાણિયો દી ઊગ્યા પહેલાં વાગડ લોલિયાણા ગામે પોતાના ઉતારે આવીને ઊના પાણીએ ઘોડીને ધમારી. ચોફાળથી ઘોડીના આખા શરીરને લૂછી નાખ્યું. કાનસૂરીમાં આંગળિયું ફેરવી રજ ન રહેવા દીધી. ત્યાં તો ઘોડી તાજી થઇ ગઈ. જાણે એકેય ગાઉનો પંથ થયો નથી.

સવારમાં તો હાદલભા આપાને દાયરે બોલાવી ગ્યા. ઠાકોર કહેઃ

'બોલો આપા ! કાલ્ય ઘોડાં ભેડવવાં છે, હાર્ય-જીતનો ઠરાવ કેમ કરશું ?'

સાણિયો વીંછિયો ઠાકોરને લડાવીને કયે કે "અટાણ સુધી તો ડેંડાં ઝાલતો આવું છું. હવે મલીધર ભટકાણો છે. હજી સુધી તો જીતમાં સોનામોરું લઉં છું, પણ આ બા તમણી હાર્યે નોખો ઠરાવ કરવો છે."

"તમે બોલો આપા ! અમારા ગજા પ્રમાણે વાત કરજો !"

"અરે બાપ ! હું સૂરજનો પોતરો; મારો દન નથી ફરેંગો. તો હે ઠાકોર તમણા ઘોડાને માળી ઘોડી લેહવવામાં નો પૂગે તો એક તો માળી ઘોડી ને જીતેલી સોના મોરૂં તમુહી દિયા, ને ત્રણ લુગડાં સોંતો તમણો પ્રજાણ્યે મેલે દયાં.'

'અને આપા અમે હારીએ તો ?'

'તો હું માગું ઇ દેવું તમાણે !'

'કાદીભાઈ તમે વખતે અમને છેતરી ઘો !'

'તો થ્યું', રામરામ !' કહીને આપો ઊભા થઈ ગ્યા. ત્યાં તો કુંવર હાદલભા વચમાં પડ્યા.

"બાપુ ! હા પાડો ને ! માગી માગીને શું માગશે ? વળી એ કબૂલ કરે છે કે તમારી ત્રેવડ પ્રમાણે માગીશ !"

એકનો એક દીકરો. હઠ લીધી. ઠાકોર બંધાણા કે :

"આપા ! અમારૂં ઘોડું હારે તો તમે માગશો ઇ દેવું."

બીજે દિવસે લોલિયાણાની ઘોડાહારમાં પીરાણી તાજણ્યુંના શિરમોડ જેવી, મૃત્યુલોકના વિમાન જેવી ઘોડી ઉપર વાગડિયો રજપૂત જુવાન ચડ્યો અને કાદીની કસેલ માણકી ઉપર આપો સાલિયો વીંછિયો બકાકઝમ કરતા આવ્યા.

એક જોજન પહોંચવાનું નિશાન છે. ત્યાંથી જે અસવાર પાછા વળી મૂળ ઠેકાણે પહેલો પહોંચે તે જીતે.

એક બે ને ત્રણ કહેતાં તો બેય ઘોડિયું તારોડિયો ખરે એમ ગઈ ખ ર ર ર ર ર....!

એક મહિનો આપાને રોકીને ઠાકોરે પોતાની ઘોડીને તાલીમ દીધેલી, પણ એ તો ચાર છ ગાઉની અને આપાની ઘોડી તો સાઠ સિરોર ગાઉની સાધેલ.

પીરાણી તાજણ્યે જોર કર્યું પણ શરૂઆતમાં પાછા વળતાં માણકીએ પીરાણીને પાછળ મૂકીને મોર થઈ ગઈ. જેવી ગઈ'તી એવાં જ વેગેથી આવી. આપો જીત્યા. દાયરાએ ને આપાને રંગ દીધા. લોલિયાણા ઠાકોરને મોજ આવી ગઈ.

"માગો આપા !"

આપો કહે "ઠાકોર ! ફગાલાના કાઠી રાજ સાંખનો માત્રો એને તમણી કુંવરી સોનલબા પરણાવો !"

ત્યાં તો ડાયરા માથે વીજ પડી. ઠાકોર ગમ ખાઈ ગ્યા. કાઠી ભાઈએ ખરેખરની કરી. ઠાકોર કહે:

"આપા ! અમે જાડેજા ને કાઠીને કુંવરી કેમ દેવી ?"

"ઠાકોર ! જગતમાં વેણની કિંમત છે. તો ભણો કે હું ફરેંગો ! (ફરી ગ્યો !)" હાદલભા કહે "બાપુ ! સાચી વાત. આપણે બોલે બંધાણા. ક્ષત્રિય બચ્ચો બોલ ઉથાપે નહિ." એટલે નકકી થયું.

ઠાકોરે પોતાના ભાયાતો, અમીરોને એકઠા કરી મૂંઝવણ જણાવી. ભાયાતો કયે, "ભલે ! થાવા ઘો ! લખો કુંવરીનાં લગન ! આપો કાઠીભાઈ ને ! ભલે સાંખનો માત્રો હથેવાળે પરણવા આવતો. જાનના સામૈયાં કરી, ગઢમાં આવવા દઈ, દરવાજા બંધ કરી આખી જાનને તરવારે વાંતરી નાખશું. કાઠી ખો ભૂલી જાય !"

લોલિયાણા ઠાકોરે દીકરીનાં લગન લખી આપી આપા સાલિયા વીંછિયાને આપ્યાં. સાંખનો માત્રો હથેવાળે પરણવા આવે એવું નક્કી થયું. ઠાકોર કહે "વિવાહમાં રિવાજ અમારો રાખશું."

"સો રીવાજમાં નવાણું તમણા ને એક અમણો." આપાએ કરાર સ્વીકારતાં કહ્યું, હાદલભા કહે ! "બાપુ બોનબાના લગનમાં એક રીવાજ ભલે કાઠિયુંનો રે'તો !"

"બોલો તમારો કયો રીવાજ આપા ?"

"અમારી જાન સામા પાંચ ઘોડેસવાર પાંચેક ગાઉ સામા આવે,"

ઠાકોર કહે, "એવું તો અમારેય ખરૂં !"

"બા, તો બસ ! અમારે સામા આવનારમાં કન્યાનો સગો ભાઈ હોય !"

કુંવર કહે, "હું પંડે તમારી જાન સામે દસ ગાઉ આવીશ.'

સોનલ જાડેજીના લગન લઈ આપો સાણિયો વીંછિયો ફગાલે આવ્યા. સાંખનો માત્રો દાયરો ભરીને બેઠા છે ત્યાં જઈને ઘોડી ઠેરવી. કયે, 'સાંખનો માત્રા! હવે કરો સાબદાઈ! થાવ વરલાડડા! મેં કચ્છ વાગડના લોલિયાણાની લાડી પરણો, આ લગન વધાવો!'

દાયરો અચંબામાં પડી ગયો. વછેરીના મેણામાંથી જાડેજા ઠાકોરની લાડી કાઠીરાજ માટે કમાઈ આવે એવી તો અણદીઠી ને અણસાંભળી હતી. માત્રો વાળો કહે:

"ભણ્યુ સાચોસાચ નવાઈ કરી. જાડેજો કાઠીને દીકરી કીં ઘો? જાડેજો સાળો થવાની બાળાસાંખે નહિ!"

આપો સાણિયો કહે: "ઈ તમણે કાણ કામ? જોડો જાન! પણ હથિયાર પડિયાર વાળી. વખતે ભળ્યું ઘી ને લાપસીને બદલે ઝાટકા ઊડે. પણ બીતા નઈ. સૂરજદાદો બધુંય પાંહર્યું પાડશે.'

'હવે ક્ષત્રિયના દીકરાને ન્યાંથી લગન પાછાં જાય નઈ. વધાયું વાગી. આખું ગામ વિવાહના ઉછરંગમાં આવી ગયું, પણ માત્રાવાળો કહે મારી જાનમાં બાઈડી છોકરાંવાળા ન હોય ઈ જ આવજો.'

ફગાલેથી માત્રાવાળાની જાન જૂતી. પણ ધીંગાણે હાલ્યા હોય એવી. ઊંટ, ઘોડા, ઘોડવેલ્યનો પાર નથી. ભેળા હથિયારધારી એવા ત્રણ હજાર કાઠીઓ છે. સાણિયો વીંછિયો આગળ હાલે છે.

માત્રાવાળાની જાન મલક વીંધીને લોલિયાણાથી પાંચેક ગાઉ પહોંચી ત્યાં ઠરાવ પ્રમાણે કુંવર હાદલભા પાંચ અસવારો સાથે સામે આવ્યા. હેતપ્રીતથી મળ્યા.

સાણિયા વીંછિયાના કહેવાથી પચાસ કાઠીઓ કુંવર હાદલભાને વીંટળાઈ વળ્યા.

"આ શું આપા સાણિયા ?"

"કુંવર! અમારો એક રિવાજ કે પરણાવવા જાંઈ તયેં કન્યાનો ભાઈ સામે આવે એને અમે બાન પકડું લઈ. વરને પરણાવી જાન ઠેકાણે પાછી આવે તઈ છોડુ મેલીએ."

"અરે આપા! જવતલ કોણ હોમે?"

"ઈ તો આવે ય કાકાબાપાના ય હાલે!"

કુંવરને લાગડના ડુંગરામાં કેદ રાખી જાન લોલિયાણે આવી. ઠાકોરને કહેવરાવ્યું કે, "અમે આવુગા. કુંવર અમણા કેદી છે. સામૈયાં કરૂં ને ઝટ તમણી દીકરીને સાંખના માત્રા સાથે પરણાવું દયા. જો અમુમાંથી કોઈનો રૂંવાડો ખાંડો કર્યો તો સમજી લેજો કે તમારો દીકરો દુનિયામાં નથી."

ઠાકોર વળી મુંઝાણા. દીકરીને કહે: "બેટા, કેમ કરશું? ભાઈને કાઠિયુંયે કેદ કર્યો છે."

જાડેજાની દીકરી કહે છે કે, "બાપુ! મને કાઠીની ગાળ બેસી ગઇ. હવે હું બીજાની ચૂંદડી આ ભવમાં ન ઓઢું. તમે કાઠિયુંને મારી નાખશો તો કાઠિયું હાદલભાને મારી નાખશે ને હું માત્રાવાળાના દેહ સાથે બળી મરીશ." ઠાકોરે ફરી ભાયાતું સાથે મસલત કરી. એમાં ખૂબ ઝેરીલા હતા એમણે કે, "કાઠિયું તો ઠેકાણે કરી નાખીએ એક વાર. પછી હાદલને છોડાવશું. સોનલને સમજશે તો બીજે વરાવશું. નહિ તો દૂધપીતી કરેલી એમ જાણજો ભા!"

ઠાકોરને પુત્ર અને પુત્રીપ્રેમ પાસે આ કુળાચાર રૂચ્યો નહિ. એણે છેવટ કહી દીધું કે "હવે ગોઠે ઈ રોકાઓ. વચને બંધાણો છું એટલે દીકરી તો સાંખના માત્રાને જ વરશે. એને ગાળ બેસી ગઈ છે ભાઈયું!"

જાનના સામૈયાં થયાં; ઉતારા દેવાણા. માત્રો વાળો તોરણે આવ્યા. સોનલબા રંગેચંગે પરણી ઊતર્યાં. ઠાકોરે દીકરીને સારો દાયજો આપીને વોળાવી. જાન ડુંગરની ગાળી પાસે આવી ત્યારે કુંવર હાદલજીને છોડયા. ભાઈબહેન પૂરા હેતપ્રીતથી મળ્યા. ઓવારણા લીધાં ને કહ્યું કે:

"ભાઈ! ફગાલે કે'દી આવીશ?"

"બેન! તારો સંદેશો આવશે ને! તે'દી."
અને છુટા પડયા.

સાણિયો વીંછિયો સાંખના માત્રાને પરણાવીને માણકીએ ચડીને ઘરે આવ્યા. વરઘોડિયાં પોંખાણાં. કાઠી દાયરે કબુલ્યું કે આપે ઘોડીએ ચડીને નવાઈ કરી.

એમ દિન ગણતાં માસ ગયા ને વરસો વીસરિયાં. સાંખના માત્રાને સોનલબાના હેતપ્રીતનાં પધડારૂપે બે દીકરા ખોળે રમે છે. સુખને મણા નથી.

એવાં છલકતાં સુખ વચ્ચે સાંખના માત્રાને બાંસામાં પાઠાનો રોગ થયો. રાણી સોનલદે માત્રાના પાસપરૂ ધોઈ રિયાં છે. રાજાને પૂરી પીડા છે.

સુજાણ માત્રો વાળો રાણીને કહે છે કે, "જાડેજી રાણી! હવે હું થોડા દી'નો મહેમાન છું. તમારા ભાઈને વાવડ મોકલો. એને મનની મનમાં રહી જાશે!" સોનલ કહે, "ધન્ય છે કાઠી! ગાળ મને કાઠીની ચડી ઈ યે તમને વરીને લેખે લાગી." સોનલે પોતાના ભાઈને સંદેશો મોકલાવ્યો :

સોનલ કાગળ મોકલે
સુણજે હાદલ ભા!

મરશે કાઠી માતરો
(તારે) માથે રે'શે દા!

મોટા ઠાકોર ગુજરી ગયા છે, સોનલબાનો સંદેશો મળતાં જાડાં દળકટ સાથે હાદલભા કાઠિયું માથે ચડયા. વગડાની ફોજુંએ ફગાહાનો ગઢ ઘેર્યો. ભેડાવ ઢોલ ધણેણ્યા. કચ્છી શરણાયુંમાં સિંધુ રાગ વાગ્યા.

સાંખનો માત્રો સાબદો થયો. સોનલે બે તરવારૂં બંધાવી. વાળાનો લાંબો ચોટલો છોડયો. પાઠાની ઉતપાતની પીડાને દબાવીને લડયો. ઘણા કાઠી કામ આવ્યા. માત્રાવાળો જાડેજાની તરવારૂંએ ફૂલધારે ઊતર્યો.

હાદલભાએ બેય ભાણેજને ઉગારી લીધા. ફગાહાને ઉજ્જડ કર્યું, તેદુનું ઉજ્જડ છે. સોનલબા સાંખના માત્રાના દેહ સાથે સતી થયાં.

**નોંધ** : ફગાહાનો ટીંબો ધારગણી માત્રાવાળાના ખેતર પાસે છે. ઉજ્જડ ટીંબા પાસે એક ઠેકાણે ઘી જેવી સુગંધ આવતી કહેવાય છે. કહેવાય છે કે સાંખના માત્રે ત્યાં મોટો જગન કર્યો હતો.

---

## ગીત છપાખરૂં

ફાળા સાંધતા વાંદરાં જેમ ભાંજતાં અરાંકી ફોજ,
દણી ચલા મદ મતા, દીપલા દરંગ,
જરા વાઘ આથા થાતા જાંગલાં પાકડે જાતા,
તાતા અખો દાતા દીએ, કૂદતા તુરંગ—૧.
કહીજે લટાળા, ડાબ ત્રાંશળી લેખણી કાન,
શકોડા મૂઠિયાં ગાળાં પીઠ થોડા શાર,
ધમોડી ગઢાંસુ હીંજે શેપનાશ જાણુ ધંડી,
કળ્યાં ઘોડાં દીએ અશાં ભાવકો કુમાર—૨.
દૌખિયાં કું ધકે ચાડે ઉડાડે ગરદાં ડાળે,
હેક ઘડી પત્તા નાચે, પુત્ર તણે હાથ,
નરાં ચ્હોર જડે નાંહી ચડેવા ચંચલા નાણે,
નિપણાં બખાણે આપે ભાવનગ્ર નાથ—૩.
લાટ પાટ કરાં થકાં, નટાં જ્યું ગુલાંટાં લેતા,
શોભતા મંદિરે ઘણા સોનેરીઆ સાજ,
ચલે મન, પાતશારો, ચડેવા ઉપરે છાજી,
રીઝવા સમાપે તાજી, ત્રુઠો દાજીરાજ—૪.
(સ્વ. પાતાભાઇ નરેલાનું કરેલ ઠાકોર દાજીરાજનું ગીત)

# ખડસલિયાનો લાલો

બાપલભાઈ ગઢવી (આબરિયાધાર)

સોરઠમાં અમરજી દીવાનની હાકધાક વાગતી એ વખતે નાણાવટી નાગર ગૃહસ્થ એની જમણી ભૂજ ગણાતા હતા. સારી કામગીરી બદલ તેને ત્રણ ગામ મળેલાં. વીસળિયું, વડલી અને ખડસલિયું.

આ ખડસલિયું મહુવા તાબાનું ગામ ને નાગર દરબાર લાભુભાઈ નાણાવટી નામ. એ વખતમાં આ લાભુભાઈમાં અભા સોરઠિયાની અણસાર આવતી. ઘેલાશાનો અવતાર હોય તેવો લાગતો. એણે એક વછેરો પાળ્યો. વછેરો જાતે માણકિયો હતો પણ નામ લાલો રાખેલું. લાલો તો લાલો, જાણે કનૈયો જોઈ લ્યો.

અથોક રૂડો. ખારેક ખારેક જેવડી કાનોટી, ઢોરેલ સાબરૂ, દેડકાની જેવી ચકિતાતી આંખ, માણિકલટ હીરણાની બહાર નીકળતી, ઢીંચણ સુધી કેશવાળી, બાજોઠિયા જેવા ત્રીંગ, વરિયાળી ત્રાસળી જેવા ડાબા. બદામિયા જેવો ઊલનો બાંધો.

આ લાલાને કેળવવા મીરાજી નામનો સિપાહી ચાબુક ફેરવે છે. હુશિયાર માણસ. ઘોડાને ફેરવી ને એવો તૈયાર કર્યો કે જાણે મૃત્યુલોકનું વિમાન જોઈ લ્યો. લગ્ન–પ્રસંગે દારૂના ભંભોટિયા બજારમાં ગોઠવ્યા હોય ને તેમાંથી ઘેરયું નીકળતી હોય એમ ઘોડો ચડપ ચડપ ડાબા માંડતો જાય, જાણે જુવાન વરરાજો નીપટિયા ફોડે તેમ ભંભોટિયા ફોડતો જાય. ઢોલની દાંડી પડે તેમ ડાબ (પગ) ઊપડે. પડમાં જાણે ફેરબો (ત્રગાળો) ઊતર્યો.

"તેરે તરિશા, ને કરશિયો ને પંચોરો ઠેકાણ" એમ ઘોડો ફાટીને ધુંવાડા નાખી જશે. મોઢેથી પંથે ચડાવવા, લાભુભાઈ નાણાવટીને સગાંવહાલાં ને મિત્ર-મંડળ જૂનાગઢમાં રહે. દરવખત જૂનાગઢ જવાનું થાય. ઘોડાને માથે સામાન નાખે, ગાદલાની ફાંસી માથે ચોસીક, ઉપર પિત્તળિયું કાઠું, કીનખાબનો ધાસિયો, આગ-તંગની દોરી, ઝેરબંધ અને આનીવાળાના ફૂંદા ઢીંચણ સુધી ઝુલતા પરતીના વારણા લેતા હોય. લાભુભાઈને માથે પાઘડી, અંગરખું કેડે રહેલ, કેડમાં તમંચો, બાંય નીચે તરવાર ને પીઠ માથે સોનાને ફૂલે ઢાલ પડી હોય. જાણે દસ ગામનો ગામેતી નીકળ્યો.

સવારે જૂનાગઢ જવા ખડસલિયાથી નીકળે. દાંતિયાવા દિવસ રહે ત્યાં ચાક ગાળીના કાંકરા કાઢી નાખે. જૂનાગઢથી નીકળે ત્યારે નાડાવા દિવસ પોર ત્યાં ખડસલીની ડેલીએ ડાબા પછાડતો હોય.

એક વખત લૌકિક એટલે ખરખરાના કામે સાદા પોશાકમાં ગયેલ. વળતાં બિસાણ–અગસરાની વચ્ચે એક ગામના પાદર દોકડો ઘોડાં ઘમરી ખૂંદી રહ્યાં છે. કાઠીઓમાં લગન, બે જાનું આવેલી છે. વરરાજા દાતણ કરવા નીકળ્યા છે. કાઠીઓનાં ઘોડાં કરડ કરડ ચોકડાંની કકડાટી બોલાવે છે. તેમાં લાભુભાઈ નાણાવટીનો ઘોડો આવ્યો. ઘોડાને ભાળીને હણહણહણ હણહણહણ હણહણહણ ત્રણ હાવળ દીધી. સામેથી પચાસેક ઘોડાએ આવકાર આપ્યો. ગામ ગાજી ઊઠ્યું.

કાઠીડાયરામાંથી એક જણ બોલ્યો કે:

"ક્યાં રે'વાં ?"

"વાળાકમાં". લાભુભાઈએ ટૂંકો જવાબ દીધો.

"કેવા છો ?"

"વાણિયા." ઘોડાને ધીમો પાડતાં લાભુભાઈ બોલ્યા.

"ક્યાં ગ્યા'તા ?"

"તળાજમાં મોટો સંઘ આવે તેમ છે એટલે વિસાવદર ને જૂનાગઢ ધી માટે ગ્યો'તો."

ત્યાં એક કરેઠ હાકે જુવાન બોલ્યો: "એલ! વાણિયાકમાં એક નાગરનો ઘોડો વખણાય છે ને ?" કેડ ઝનેલા લાભુભાઈ કયે: "હા ભાઈ ! વખણાય છે."

"કેવોક છે ઈ ઘોડો ?"

"અત્યારના ઊંડે તૈયડું થતું એવું વળી છે અદ્ભુત. આ ઘોડાંમાં એનું એકે ય ઘોડું નથી." એમ લાભુભાઈએ ટૂંકો કેડો જવાબ દીધો.

"એમ ? તયેં તો આંટો થાશે."

લાભુભાઈ કહે : "દરબાર ! આંટો માથે પડશે. ઈ ઘોડો છે એવો જ અસવાર છે. બત્રીસ દાંત વચ્ચે જીભ રહે તેમ કામળિયાવાડમાં (કામળિયા આયરો વચ્ચે) રહે છે, પણ કોઈને લાગ લેવા દે તેવો નથી."

એમ વાત કરે છે ત્યાં રાંગમાં ઘોડો કતાબ કરવા માંડયો. એક જુવાન બોલ્યો કે:

"શેઠ ! તમારો ઘોડો હલતો હોય એમ લાગે છે. લાવો એક આંટો મરાવીએ !"

લાભુભાઈ કહે : મને હાંકતા આવડે છે. લ્યો હું ગોથું મરાવું."

એમ કહી લગામ ઢીલી મૂકી. ઘોડે પગડિયા ઉપાડયા. ઘોડાની રૂમ્મા ઝુમ્મા ચાલ જોઈને કાઠીઓ ઠરી ગયા. દાનત બગડી. દસેક કાઠી જુવાનો ઘોડાં લઈ પડખે ચડયા. લાભુભાઈ સમજી ગયા કે હવે આઘે રહેવામાં જ મજા છે. કાઠીઓને ઘડીક રમાડીને પછી વાત કરતાં ફોડ પાડયો કે:

"આ ઈ જ વાળાકના નાગરનો ઘોડો છે. જેની માએ સવાસેર સૂંઠ ખાધી હોય ઈ વહ્યા આવો."

આમ કહેતાં તો હાકલા થયા તરવારની પીંછી ઉપર પછેડી નાખીને ઈસારો કર્યો અને કાઠીઓનાં ઘોડાં લાભુભાઈના લાલા પાછળ છૂટયાં.

લાભુભાઈ ઘડીક કાઠીઓને લગોલગ થાવા દઈને લાલાને ઢીલો મેલે. બે ખેતરવાનું વેળું પાડી દયે. વળી ઊભો રાખે. કાઠીઓને નજીક આવવા દયે ને જે સાંપટે તે પાટી ભોં જઈને ઊભો રાખે. વળી નજીક આવવા દઈ ને જાવા દયે.

કાઠીઓનાં ઘોડાં પરસેવે રેબઝેબ થઈ ગયાં. નક્કી થયું કે આ ઘોડો હાથ નહિ આવે. એમાં એક ઊંડી નેળ આવી. અબથાડે (બેય બાજુ) ઊંચી વાડ વચ્ચે ઊંડો મારગ હાલ્યો જાય. લાભુભાઈનો લાલો નેળમાં દાખલ થયો. સામેથી એક ભરેલું ગાડું આવે. એકે ય કોર તરાય એમ નથી. કાઠીઓએ ભર ભરેલું ગાડું જોઈને ભીંસ કરી કે હવે ક્યાં જાશે ? ડાબલાની પ્રાછટ પડતી આવે. લાલો તરી શકે તેમ ન હતું.

લાભુભાઈએ ભરોટું (ભર ભરેલું ગાડું) નજીક આવવા દઈને લાલાના પડખામાં એડીનો ઘા કર્યો. એડી લાગતાં તો લાલો કૂદ્યો બગાઝ ઝમ ભરોટા ઉપર થઈને ગ્યો. ગાડાખેડુ આભો થઈ ગ્યો. કાઠીઓના ઘોડાં ઠહરી રહ્યાં. કાઠી અસવારો આંખો ચોળતા રહ્યા ને લાલો નીકળી ગયો.

લાભુભાઈએ કાઠી અસવારોને કીધું કે : "ઘોડો જોવે તો ખડસલિયા આવજો હું તમારી વાટ જોઉં છું."

આ ઘોડાને મીરાંજી સિપાહી સાચવતો. તેને ખૂટવીને આજુબાજુના કામળિયા આયરો ને દરબારોએ ઘોડીઉં દોરાવેલી. એના સો જેટલા વછેરા થયા. ત્યારથી વાળાકમાં લાલાની રેવાલ (રેવાલ) કહેવાય છે. વાળાકમાં રેવાલ લાલાથી જ આવી એમ કહેવાય છે.

---

દીઠયા દેવળારા પાગ થંભ તાંસળી સરીખા ડાબા
 દોદો તસુ ગાળા નાળી મેંગળારા દંત
છાતી રેજી ઢાલ છોડા વાંભક સાંકળે શોભે અંક
 કાનસુરી મુખે રૂપાળા અનંત
કેશવાળી લટાળેગી ખડા અબધૂત કાવે,
 પીઠે માંડયા શામ શોભતા પખાણ,
ત્રીંગ બાળેઠીયા જેડા ઉર સોડા દીયે તેમ
 ડાબા તાંસળી જયું ભરે મેંકડા જયું ડાણ
પાગ થંભ દેવળાકા સાંકડે લંબોડા પેખ્યા
 કવીયાંને લાખાસરે સમાપ્યા કેકાણ
માળીયે જાળીયે ચડી ગોખડે હરખ્યું જુવે
 હેંયે જામ નવાબ કરે ચડેવાકી હામ
ટોલરવે દીધા યશ જોધાણારા હાથી ઘડે
 નવે ખંડ રેવાંવાળા ચાર જુગા નામ
 સં. નટુભાઇ જોષી (ચલાળા)

# ચારણી સાહિત્યમાં અશ્વ વર્ણન

સં. દાદુભાઈ પ્ર. ગઢવી (હિંમતનગર)

કહે છે દેવતાઓએ જ્યારે સમુદ્ર મંથન કર્યું ત્યારે તેમાંથી ચૌદ રત્નો નીકળ્યાં. આ ચૌદ રત્નોમાં એક અશ્વ પણ હતો.

કમળા, શંખ, મયંક, મહી,
રંભા, સુરતરૂ, બાજ;
ધેનુ, ધનંતર, ધનુજ, વીખ,
સુરા, સુધા, ગજરાજ.

આ રીતે ઘોડાંની ઉત્પત્તિ સમુદ્રમાંથી થઈ અને પછી તો પૃથ્વીનાં વેમાન આ ઘોડાં પૃથ્વી પર ઘૂમવા લાગ્યાં.

એકવાર પૃથ્વીનો પ્રલય થયો. સૂતેલા બ્રહ્માના મુખમાંથી હયગ્રીવ નામનો દૈત્ય વેદો ચૂસી ગયો. બ્રહ્માએ ભયભીત થઈ ભગવાનની પ્રાર્થના કરી. એ ઘોડાના મોઢાવાળા દૈત્યને મારવા માટે ભગવાને ચોવીસ અવતાર માંહેનો એક હયગ્રીવ નામે અવતાર લીધો. "અવતાર ચરિત્ર" નામક ગ્રંથના કર્તા મહાત્મા નરહરદાસજી બારહટ તેનું આ પ્રમાણે વર્ણન કરે છે:

## છંદ પધ્ધરિ

ઉરમાંજ વેદ સોજત અનંત,
પાવત ન લેશ કહું પરમ સંત.
ભયે બ્રહ્મ બીકલ ચીત બારબાર,
કરતાર ત્રાહી કીની પૂકાર.

તુમ દીન બંધુ દેવાધિદેવ,
ભવભૂત લખતઈ છાન ભેવ.
સબ કાલ કરત કારન સમર્થ,
જીહાં ભાઇ ભજે તિહીં લહે તથ્ય.

રખ પાલ વેદ રાજાધિરાજ,
અન સહન અવસ્તા પરી આજ.
દુઃખ આની બ્રહ્મ જબ સૂની દેવ,
ઈહી સમય આની પ્રગટે અજેવ.

વિધી સુભ સુની વિધી દીનવાની.
સબી લેશ હરી ઉર દયા આની.
અદ્ભુત શરીર આકૃતિ અનુપ,
હરી ભયે તહાં હયગ્રીવ રૂપ.

પ્રભુ કર્યો અંબુધીન મહ પ્રવેશ,
સમુઝે આસુર આયો નિશેશ.
જાતિ સ્વભાવ કિય નાક જોર,
કછુ કાલ ભયો સંગ્રામ ઘોર.

વિગ્રહયો દુષ્ટ માર્યો વિશેષ,
હયગ્રીવ દેવકૃત વિજય વેશ.

## છપ્પય

ઈહી પ્રકાર અખીલેશ પુરુષ,
હ ય ગ્રી વ પ્ર ગ ટી ય.
દુ ષ્ટ મા રી સં ઘા રી,
અસુર માયા અરદીય

અ મ ર વં દ આ નં દ,
નિગમ લીત રહત નિરંતર
વિધિ સનાથ કૃત વિશ્વ નાથ,
પ ર બ્રહ્મ દ યા પ ર

હત હયગ્રીવ અસુર અહીત,
ભયો અચીર્જ ત્રયલોક ભુવ
ઉધાર નિગમ "નરહર સુકવિ";
હ ય ગ્રી વ અવતાર હ વ.

અને પછી ચારણો ઈશ્વર સ્તુતિ સાથે સાથે ઘોડાંઓની પણ પ્રશંસા કરવા લાગ્યા. કારણ કે ઘોડાંઓ દુનિયાનું મહામૂલું રતન ગણાતું.

કર્ણ પર્વ લઈને ગણેશપુરીએ પોતાના પિતાના પર્વાસિંહજીના નામથી "વિરવિનોદ" ગ્રંથમાં ઘો... અજબ વર્ણન કર્યું છે.

## દુહો

બિહર્યો લેન બયાર, હય લિહરે હેરે વિહરી;
તોટક છંદ તૈયાર, કવિ નવછાવર મેં કરી.

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે, "હું જ્યારે હવા ખાવા બહાર નીકળ્યો ત્યારે ત્યાં (યુદ્ધમાં) ખેલાતા ઘોડાને મેં જોયા." જેનું ત્રોટક છંદમાં ગણેશપુરી વર્ણન કરે છે :

### છંદ ત્રોટક

મુખ ભા કલ્પ દ્રુમ પુષ્પ મનો
જુકી લગીય કેસર જેબ જમો
મની જાલ જુરાવ જુયો મહરા
ચિહટી ફૂલી કલ્પ લતા ચહરા

ઘોડાંના મોઢાની શોભા કલ્પ વૃક્ષના ફૂલ જેવી છે. અને તે ફૂલમાં જાણે કલંગી રૂપી કેશરનાં તંતુઓ શોભી રહ્યાં હતાં. ઘોડાના મોઢા પર રત્નથી જડેલ મોરડો ચડાવેલ હતો. તે જાણે કે ચોતરફ ફૂલે લૂમઝૂમ થયેલી કલ્પલતા હોય નહીં ?

કીત દીપ શીખા તીત શ્રોન કીતે-
તિત ધ્વંસક સુમાંદ વિતે
મનુ નાલન ખંડન જોર ખરી
ભલ ભામીની લોહસું ખંક ભરી

કવિને ઘોડાના કાનને દીપ શીખાની ઉપમા આપવામાં સંકોચ થાય છે. કારણ કે દીપ તો બુઝાઈ જાય છે.

પરંતુ પશુઓને ઘી, તેલ આદી પાવાની નળીની જાણે બે ફાડો હોય તેવા કાન દેખાતા હતા. વળી મનોહર સ્ત્રીની ભ્રકુટી જાણે વક્ર થઈ હોય તેમ બન્ને કાનો ભેગા થઈ જતા હતા.

કલીકા જુગ કીસુક વામન કે
વર દે કી વિભાગ વિદામન કે
તિય લોલ દિગંત કી દેખન કે
લળીયે લુબી અંટ કી લેખન કે

કાનો એવા લાગે છે જાણે કેશુડાની કળીની જોડી છે કે બદામના બે ભાગ કરેલા છે ? કે કોઈ સ્ત્રીએ પોતાના પ્રેમી ઉપર ફેંકેલો કટાક્ષ છે ? કે કોઈની લેખણના ચીરા થઈ ગયેલા બે ભાગ છે ?

ચિત ઓર સુ નેનન જોરી ચહી
ગતિ ભ્રંગન જોરી મરોરી સહી
લળી કંધ મયુરીન તાપ ચઢે
લળી કે બર પૈરન પેર બઢે

ઘોડાની આંખો જાણે ભમરાની જોડી છે. તેમજ મરોડદાર ડોક જોઈને મયુરી (ઢેલ)ને હૃદયમાં કંપારી થવા લાગી છે. ચપળ ગતિવાળા મનોહર પગ જોઈ ને તો ઢેલ ત્યાંથી નાસી જ ગઈ.

રન સ્રંગ સુવાધનમે ચુની કે
ઉપમા કવિચિત ચઢી ગુની કે
જીર બંધ જુઆન નિબંધન જયોં
કવિ આનત કે ઉપમા નન કો.

રણશીંગાને બાંધવાના વસ્ત્રની જેમ ઘોડાને પણ જેરબંધ શોભી રહ્યો છે.

ભ્રમી વાત તૂટી કટી પાતુરકી
ઉપજી ઉપમા કવિ આતુરકી
ઉધ અંગ અનુપમ કંધ કયો
ઉર અર્ધ સુજાન સુખ જેબ જયોં

કવિ ઉપમા આપે છે કે નાચતી નૃત્યાંગનાની તૂટી ગયેલી કેડનો ઉપલો ભાગ જાણે કે ઘોડાના ખંભા હોય, અને તે ઘોડાની છાતીમાં નૃત્યાંગનાનું મુખ સમાયું હોય તેમ લાગતું હતું.

ઇક ખેટક આદીપ પીઠી પર્યો
ઈકિ કૌતલ અશ્વ સ્વ અગ ધર્યો
કરી પીઠી સુઢાલ કરે વરકો
ઉર અર્ધ મનો ઉર અછર કો

યુદ્ધમાં એક સુભટની પાછળ ઢાલ બાંધી છે અને બીજી એકની આગળ ઢાલને બદલે બચાવ માટે ઘોડાને આગળ રાખ્યો છે. કવિ કહે છે ઢાલથીયે વધારે સુરક્ષિત ઘોડો છે, તે ઘોડાને આડો રાખીને લડનાર યોદ્ધો જ દેવાંગનાના હૃદયમાં પોતાનું સ્થાન

મેળવે છે. કવિ કહે છે એ ઘોડાંની છાતી નથી પણ દેવાંગનાનું (અપ્સરા)નું હૃદય છે.

પન નારીન સોનૃત પેજ પરી
કરી જીત મનો અલકે કતરી
સમુદે વપુ સેલીય જેભ જુઈ
શીશુ હેરન નાગન આત સુઇ

વળી તે ઘોડાઓએ જાણે કે નૃત્ય નાટે વારાંગના સાથે હોડ કરી તેમાં જીત મેળવી તે અપ્સરાની લટો કાપી તેની કેશવાળી બનાવી હોય તેવું લાગે છે. ઘોડાની પીઠપર 'સેલીય' નામની જે કાળી લીટી ઠેઠ કેશવાળી સુધી આવી રહેલ છે તે તો જાણે કેશવાળી-રૂપી પોતાનાં બચ્ચાંને જોવા નાગણી લંબાણી હોય તેવું દેખાય છે.

પુની લૂંબ લળે છબી પાવત સો
જબ જંત્ર વિલોકહું જાવત સો
ગની કે ઉપમાન કહું ગુની કે
ક્રત ધમ્મલ પાતુરી કો ધુની કે

તે ઘોડાનાં પૂછડાં જાણે કે જળ ઉડાડતા ફૂવારા છે. વળી વારાંગનાઓને જીની ને તેના ચોટલાને પૂંછડારૂપે ધારણ કર્યાં હોય તેમ લાગે છે.

અથવા શીશુ સુંદરી સોચ અર્યો
ભલ જાત અહી ઉધ શ્વાસ ભર્યો
જંહ પાનન કૌંત્રીક જેબ જળે
ફૃન ત્યોં મની ત્યોં પ્રતિબિંબ ફળે

અથવા તો નિતંબ સુધી પહોંચેલ કોઈ લલનાનો ચોટલો હોય કે અતિ વેગથી ચડતો સર્પ હોય. વળી જે પૂંછના ઉપરના ભાગમાં પૂર્ણ આકારે ઉપસેલા માંસના અવયવો તે જાણે સર્પની ફણી પર રહેલી મણિ અને તેમાં પડેલી પ્રતિ છાયા હોય નહીં!

પુની ઘુઘરીય કો ખનકાર કરે
છીન છાત છીતી સસીકાર કરે
જર જીન જાુહારન જાલ જર્યો
વપુમા રવિકો પ્રતિબિંબ ભર્યો

તે ઘોડાઓના પગમાં બાંધેલાં કાંટિયાંમાંથી ઘુઘરીના ખણખણાટ થઈ રહ્યા છે. તે જાણે દોડતા ઘોડાના ઝપાટાથી પૃથ્વી સીસકારા કરતી હોય તેમ લાગે છે. વળી તે ઘોડાની પીઠ પર જવાહીરો સમુહથી જડેલા પલાણો જાણે ઘોડાની સ્વચ્છતામાં સૂર્યનાં પ્રતિબિંબ પડયાં હોય તેવું દેખાતું હતું.

શશી સારદ નારદ નાથ અહી
ગુન ગાવન આન પતાક ગહી
કમચી સુચી પુષ્પ સુરાઈ રહે
ગ્રહ અષ્ટ ગૂરે તીન જાન રહે

વળી ચન્દ્ર, સરસ્વતી, નારદરૂપી તથા શેશનાગ તે ઘોડાઓનું યશોગાન કરવા ચમરરૂપ ધજાઓ ધારણ કરીને આવ્યા હોય તેમ લાગતું હતું. ઘોડાના મોરડામાં ગુંથેલાં પવિત્ર પુષ્પો જાણે આઠે ગ્રહો તેમાં સમાયા હોય તેવું લાગતું હતું.

અરીકો અરી મિત્ર સુ ધ્યાન ધર્યો
તિમ ચાર દિસાન પીછાન અર્યો
સુચી રંગ સુરંગ જીહાન રટે
ઉપમાન કુરંગ જબાન કટે

શત્રુનો શત્રુ મિત્ર થાય એમ વિચારીને જાણે ચારે દિશાઓનો અંધકાર તે ઘોડાને મળી ગયો હોય નહીં? તેમ શ્યામ રંગના ઘોડાઓ શોભવા લાગ્યા. શ્યામ રંગને જગતે ઉત્તમ રંગ કહ્યો છે. તેથી કવિ કહે છે ઘોડા ને કુરંગ (હરણા)ની ઉપમા આપતા મારી જીભ કપાય. કેમ કે સુરંગને કુરંગની ઉપમા આપવી તે અઘટિત છે. એમ કહી કવિએ અહીં નિરૂક્તિ અલંકાર દર્શાવ્યો છે.

સુચી કો સુચી નચ્ચ સુરાહ સજે
વર પૌરન ઘોર મૃદંગ બજે
શ્રુતિ મૂર્છન ગ્રામ ભચે ધ્રક જ્યોં
મનુ સાદીવ વાજીય કૌતુક ત્યોં

વળી યુદ્ધમાં ઘોડાઓ ઈન્દ્રારાણીના નાચની રીતિ મુજબ નાચી રહ્યા છે. તે વખતે સૈન્યમાં પણ ગંભીર ચોઘડિયાં રૂપી મૃદંગનો નાદ થઇ રહ્યો છે. તે સમયે ઘોડેસ્વાર ઘોડા અને જોનારાઓ જાણે કે તીવ્ર આદી બાવીસ શ્રુતિઓ, લલિત આદી એકવીસ મૂર્છનાઓ અને મંદ્ર આદી ત્રણ ગ્રામો અહીં એક તાલરૂપે

થઈ ગયાં છે.

ઉપમા પવ માનન માનનકો
અહ અરક ગર્દભ આનનકો
ફૂન નેટીય હૈગજ ફેરન તે
ચલ લટ્ટુ સુખાલ ચપેટન તે

ગણેશપુરી કહે છે કે આ ઘોડાઓને કદાચ વાયુની ઉપમા આપું તો પણ પ્રશંસનીય નથી, કારણ કે વાયુ તો રાવણનું વાસીદું વાળનાર હમાલ હતો પરંતુ જેમ ચાલાક છોકરો તેના સામી થપાટ ઉગામનાર માણસની ઝપટમાં આવતો નથી તેમ આ ઘોડાઓ પણ હાથીની ટક્કર ને ચૂકાવી ગુલાટ મારી જાય છે.

અસવારન કે મત ગેલ અટે
રચી તીય યથા રૂચી પીય અટે
દુહુ બાગન મેં ઈક ધા દરસે
જલમેં થલમેં ઘન જ્યોં બરસે

તે ઘોડાઓ સ્વારની મનોવૃત્તિ ઉપર ચાલે છે. તે એવી રીતે કે જેમ પતિવ્રતા નારી પોતાના સ્વામીની ઈચ્છા મુજબ ચાલે. વળી જેમ વરસાદ પાણીમાં તથા પૃથ્વીમાં એક સરખો વરસે છે તેમ આ ઘોડાઓ ચાલતી વખતે લગામની બન્ને બાજુ દેખાય છે.

કર દ્વૈ તનુ આપત ટારનમે
દગ દ્વૈ વર રૂપ નિહારનમેં
શ્રુતિ દ્વૈ સુચી શબ્દ સુના વનમે
પખ દ્વૈ નિત લાજ બધાવનમેં

જેમ શારીરિક દુઃખો નિવારવા માટે બે હાથ ઉપયોગી છે, તથા ઉત્તમ દેખાવ જોવા બે આંખો ઉપયોગી છે, તથા પવિત્ર વચનો સાંભળવા માટે બે કાન ઉપયોગી છે તેમ આ ઘોડાઓ પણ માતૃપક્ષે તથા પિતૃપક્ષે બને પક્ષથી શોભનિય છે. અર્થાત ઉત્તમ જાતિના છે.

ચલ પેર રકેબન ચૂમત હે
ઘન મોદસું સાદીન ઘૂમત હે
ઉડતે પુહમી પર પૌર પરે
મરૂસે ધરકો વર કછ કરે

તે દોડતા ઘોડાઓના ચપળ પગો સ્વારના પેગડા સાથે ભટકાતા આવે છે, તેથી તે સ્વારો લથડતાં નથી. તેમ જ છલાંગ મારતા તે ઘોડાના ડાબલા પૃથ્વી પર એવા તો જોરથી પડે છે કે મારવાડ જેવી નિર્જળ પૃથ્વી પણ કાદવવાળી બની જાય

જીત જીવન પેરે રૂપે જીનકે
તિત હીં તિત આવત હિ તિનકે
સરી ગે મપ નિરૂપે પમગે
રસીયો ગુનીતાન ગરી સુજગે

જેમ સંગીતમાં સા ર ગ મ પ ધ ની એમ સાત સ્વરો છે, તેમ આરોહ અવરોહ બન્નેમાં નિ ધ પ મ ગ રે સા એ સ્વરો સમાન જ આવે છે તેમ આ ઘોડાઓના ડાબલા જતી વખતે જે સ્થળે પડયા હોય પાછા વળતી વખતે પણ તે જ સ્થળે જોવામાં આવે છે.

વર વાજી સુ પેર સમેટનમેં
કર સુમ જ્યું જાચક ભેટનમે

જેમ કંજુસ માણસના હાથ ભિક્ષુકને ભેટવામાં સંકોચાય છે તેમ દોડતી વખતે ઘોડાના પગો તેવી રીતે સંકેલાય છે

ઉડને અતી ઉધરૂ આત તરે
કપટી નર પ્રિતીય રીતિ કરે
અસમાન ગયે પ્રની બાત પરે
પરી માન વિમાનન કે ઉતરે

દગાખોર માણસની દોસ્તીની જેમ ઘડીક ઊંચે ને ઘડીક નીચે ઊછળે છે તેમ તીરની પેઠે તે ઘોડાઓ ઊંચે કૂદે છે અને વિમાનની જેમ પાછા ધીમે ધીમે ઊતરે છે.

પટુ સાદી ન લેન ન દેત પલે
અરીતી લહી કરી યોં ઉછલે
અતી ગૌરવ ખેત પીઠી ઈતે
ખીચલે રન ખેત સુહેતુ ઇતે

વળી ઘોડાઓ યુદ્ધમાં જવા એવા તો આતુર થઈ રહ્યા છે કે પોતાના સ્વારને તેનું પડી ગયેલું વસ્ત્ર પણ સમેટવા દેતા નથી વળી તે ઘોડાઓની પીઠપર

તેની જન્મભૂમિનું વખાણવા લાયક ચિન્હ છે. માટે તે ઘોડાઓને સમરાંગણમાં ભયભીત થવાનું કાંઈ કારણ નથી.

જીન પીઠ ચઢે સુખ પાવહીં જે
તિન ચીતહી પૂછહું ગાવહીં તે

ગણેશપુરી કહે છે કે આવા ઘોડાની પીઠ પર સ્વાર થવાથી જે સુખ પ્રાપ્ત થાય છે તેના સંબંધમાં તો તેના સ્વારના હૃદયને પૂછીને માહીતગાર થાઓ તે જ તેણે અનુભવેલા સુખનું વર્ણન કરી શકે.

વજમાલ મહેડુ રચિત "વિજય પ્રકાશ કોષ"માં ઘોડાનાં વીસ નામો આપ્યાં છે.

અશ્વ, તુરંગમ, વાજી, હય,
સિંધવ, અર્વ, તુખાર;
પવંગ, બાહ, કેકાન, તુરી,
તારીછ, તર્લ, ઉદાર;
ધૂર્ય, ભીર્ય, ગાંધર્વ હૈ,
હેમર, એંગ, વિતંડ;
ધર્યો રૂપ હયગ્રીવ કૈ,
કીય અસ્વાનન ખંડ;

જામનગરના રાવળ જામને કહે છે જડેશ્વર મહાદેવ દિવસ ઊગ્યે એક ઘોડું આપતા, અને એ ઘોડાં રાવળ જામ દાનમાં દેતા.

જડિયો જંગલમાં વસે, ઘોડાંનો દાતાર;
ગૂઠયો રાવળ જામને, હાંકી દીધો હાલાર.

રાવળ જામે એટલાં બધાં ઘોડાં દાનમાં દીધેલાં કે તેના પર ચડીને કવિઓએ ધૂળની ડમરીએ આકાશમાં ધૂળનું બીજું આકાશ કરી દીધું.

અધર ગયણ વળંભ રહી, કવ ચઢીયા તોખાર;
તેં ઉતાર્યો લખધીરરા, ભોરીંગ સરથી ભાર.

દિલ્હીની રેઈસમાં જીતેલા કોઈ સાયબખાનના ઘોડાનું આ ગીત પણ માણવા જેવું છે.

ગાજે ગીતકા સંગીત ગડદોમ રોડ ગોડ
ધાગડદા પખાજ ગાજ સેલરા ધમંક
ખાગડદા સાહરા ખેળા ખેલવે સાયબખાન
અંગડે મડંત માનો ઝાગડદા ઝમંક

રસત્રમી સમો ભ્રમી અનમી રમાડે રેસ
ફાગડદા ફ્રમમાં ફ્રમા ફ્રમાં ઘોળે દિહ
તબલારી ઠોર જોર બળ મળે કંઠ તાલ
અલલ્લા અલલ્લા મળે સુગલા અસન

ઉથલ્લાં પાથલાંથિયે રોહલ્લાં મોહલ્લાં એસા
જેહ નલ હરે ભણ્યાં માંડીયા જસન
ચાગડદા ચાગડદા ચોટ ગાગડદા મૃદગચંગ
તાતાગડદા તાનમાન નૃમવે સુલતાન

થાગડદા થાગડદા થીથી થડગડદા મેલે થાટ
રમાડીયો ઉનરાવ સંધી રાવ રાણ
પ્રમના ઊપાઈ હાર પ્રપાઈસી ભૂત પ્રેત
રૂક રાઈ પ્રન પાઈ મુહ માછ રત્ત

દલીરા નહાયો થંભ વરદાઇ રેસ દિયા
ગ્રેહતે વધાઇ ભાઇ ગણ્યાં પાઠગત્ત

ઘોડું રૂપાળું ભલે ન હોય, નાનું એવું ટારડા રોખું પણ હાલવામાં આપચલું હોય, પૂળે ધરાયું ને પૂળે ભૂખ્યું. એવું એક ગીત મળી આવ્યું છે. કોઈ ચારણ કચ્છમાં જાય છે, તેની ભેળું બીજો ચારણ આવું ઘોડું મગાવે છે :

ગઢા જાવ છો કાછરી ધરા, લાવજો અમારી ઘોડી
નખોટીલી છે કનાની, જીવરી તરાટ,
દોકોરી ઉપરાં રખે, અરચતે દોકડો દુજો;
જોઇ જોઈ કરાં જીવે, રાવણારા થાટ.

એક પૂળો બાજરારો, આખોદન ખાય ઊભી,
પાય જેટલાં પાણી તેટલાં પી જાય;
કરીયે આકરી તારે, બળે બરછી ભોંય કૂદે,
ઘોડું ખાલા ખવારો તો, તાતી માંતી થાય.

ચોકડારી સસુતરી; સુરાની ઉપરા ચડે,
ભીલા સામા જો ખીચે તો, જોવે ઉભી ભાણ,
રૂપિયા ડોઢરી થાને, પાઘડી બંધાવાં રૂડી;
આઠે દને ન લાવો તો, માહેવારી આણ.

# શેવટી

પિંગળશીભાઇ ગઢવી (છત્રાવા)

આ ચારજામાનું નામ અત્યારે તો બહુ જ થોડા જાણતા હશે. કયાંથી જાણે, કયાંય જોવાને ય મળતો નથી ત્યાં ! શેવટી એટલે ઘોડાની પીઠ પર માંડવાનો ઉમદામાં ઉમદા ચારજામો. જેમાં ઘાસિયું, દળી, ખોગીર, અને ગાદી એ બધો સામાન આ એક જ શેવટીમાં આવી જાય છે. ઘોડાની પીઠપર માંડતાં એના અંગમાં ટાઢક વળી જાય છે, એવી તો એની સુંવાળપ હોય છે.

મખમલને મશરૂના ગલેફમાં શેમળા કે આકોલિયાના ઉમદા રૂનો પોલ આપી સોનેરી તારથી એનું ભરતભરી વિધવિધ પ્રકારની કળા ખીલવવામાં આવે છે. એક ધારો છ છ મહિના સુધી કારીગર કામ કરે ત્યારે શેવટી તૈયાર થાય છે. રાજવીના મુગટમાં ચોડાતો કાચનો કટકો પણ જેમ હીરો બની જાય છે, એમ સાધારણ ઘોડા ઉપર પણ જો આ શેવટી મંડાય એટલે એની અનેકગણી કિંમત વધી જાય છે.

એ ઘોડાંની પ્રશંસા કરતાં દાખલો અપાય છે કે એની શી વાત ! એના ઉપર તો શેવટીનાં મંડાણ થાય છે. આવી શેવટી કોઈક જ કારીગર બનાવતા અને એની કિંમતમાં આખા વરસનો ઘર–ખરચ મળી રહેતો.

જેતપુર દરબાર ભાણવાળાની ઘોડાહારમાં એક જોઈએ ને એક ભૂલીએ એવાં છત્રીસેય જાતનાં ઘોડાં હતાં. દરબાર ભાણવાળાને હાલના જસદણ દરબારની જેમ ઘોડાનો ભારે શોખ હતો. સવારમાં પોરમાં ઊઠતાં વેંત હાથમાં દાતણ લઈને પહેલાં પ્રથમ ઘોડા–હારમાં જ જવાનું. એકેક ઘોડા પાસે જઈને એની ખબર પૂછવાની. માથે હાથ ફેરવવો, એકેકને કંપાઉન્ડમાં ફેરવીને તાલીમ આપવાની. માલીશ કરાવવાનું. રાતબ ને ચંદી આપવાની ને સાંજે ઘાસની પથારી કરાવવા સુધીનું કામ પોતાની દેખરેખ નીચે થતું.

દરબાર ભાણવાળાને ઘોડાંના આવા શોખની નામના સાંભળી કચ્છ અંજાર ગામનો ગોવિંદા નામે એક કસબી મોચી શેવટી તૈયાર કરીને જેતપુર ગામે આવ્યો. આ વખતે જેતપુરમાં ૧૨ ડેલીઓ. આ બધા ભાયાતો મોટા ભાગદારની ડેલીએ આવીને બેઠા છે, કાવા કસુંબા લઈ ફૂલજરિયા હોકાની ઘૂંટો લેતા વાતોના ઝકોળ બોલાવે છે, ત્યાં આ ગોવિંદો આવ્યો. દાયરાને રામરામ કરીને વીંટેલ કપડામાંથી શેવટી બહાર કાઢીને હળુકથી સામે મૂકી, ત્યાં તો અંધારા ઓરડામાં દીવડા પ્રગટાવીને બીલોરી કાચનું ઝુમર મૂકયું હોય નહીં એમ ચારે બાજુ ઝળાંઝળાં થાતું અજવાળું પથરાઈ ગયું.

બધા દરબારો તો ખુશ ખુશ થઈ ગયા. આંખનું મટકું માર્યા વિના એક ધ્યાને જોઈ રહ્યા ને વારા ફરતી વખાણ કરવા લાગ્યા. "વાહ શેવટી ! વાહ તારી કારી-ગરી ! વાહ ગોવિંદા વાહ ! તેં તો ખગવાળી છે. આજ દિવસ સુધી આવી શેવટી જેવા નથી મળી, ધન્ય છે તારા કસબને !"

ગોવિંદે પણ આ શેવટી બનાવવામાં જેટલી જાણતો હતો એટલી કરામત ઢાલવી નાખી છે. મખ-મલના ગલેફ ઉપર સોનેરી તારના બખીઆ ભર્યા છે તે જાણ્યે સોનાની સાંકળીનો અઠીંગો કેમ ચોંટી દીધો હોય નહીં ! જેમ જોઈએ એમ મોર, પોપટ, ફૂલ વેલ્યુંનું ભરત ભરીને ચિત્રો પાડયાં છે. ચારેય ખૂણે ઝુલતાં ફૂમતાં એમાં ઝીણી ઝીણી ઘુઘરિયું. પ્રમાણમાં નહીં મોટી નહીં નાની, નહીં સાંકડી, નહીં પહોળી, અસલ કાઠિયાવાડી ઘોડાની પીઠ પર માંડતા ચપોચપ ચોંટી જાય એવી હાથમાં લેતાં સુખડના જેવી સુવાસ મ્હેકી ઉઠે. ટૂંકામાં સવારી કરીને જિંદગીનો લ્હાવો લેવા જેવી આ શેવટી છે.

દરબારે પૂછયું : "ગોવિંદા ! બોલ્ય, શું કિંમત

આપું ?"

આ ઘરેણા જેવી શેવટી જોઈને સૌ દરબારીને લેવાની ઇચ્છા થઇ, પણ મોટેરા ભાગદારની ઇચ્છા હોય ત્યાં સુધી તો બીજાથી બોલાય નહીં, આમાન્યા રાખવી જોઇએ.

"બાપુ ! આપની પાસે કિંમત ન થાય, આપ તો કદરદાન રાજવી છો. મને ઓછું નહિ આપો, રાજી થઈને જે આપશો તે લઈ લઈશ. તમે મારા કસબની કદર કરી છે એ મારે મન મોટી વાત છે."

"ગોવિંદા ! એમ ન થાય, તું રાજી થઈને કહે તે આપું".

"ના, બાપુ ! હું ન બોલું".

આમ હા ના ખેંચતાણ હાલે છે. દરબારે કહ્યું: "ગોવિંદા ! હું મારી મરજી પડે તે આપીશ. પણ તેં મનમાં કેટલા રૂપિયા ધાર્યાતા તે વાત કર્ય, ન કર્ય તો તું માનતો હોય એના સમ છે."

એટલે ગોવિંદે કહ્યું : "બાપુ ! મેં તો એમ ધારેલ કે બાપુ બસો રૂપિયા આપે તો મારી કળાની કદર કરી કહેવાય. પછી આપને ઠીક લાગે તે."

દરબારે ગોવિંદા મોચીને ૨૫૦ રોકડા અને પોશાકમાં એક પાઘડી આપી. ગોવિંદો તો ખુશ ખુશ થઇ ગયો. બેક દિવસ રોકાણો ને પછી રજા માગી.

દરબાર ભાણવાળે કહી રાખેલ કે તું ઘરે જા ત્યારે મને મળતો જાજે. એટલે ભાણવાળાની ડેલીએ આવ્યો. દરબારે બોલાવીને એક શેવટીની વરધી આપતાં કહ્યું: "ગોવિંદા ! શેવટી મારી આંખમાં ખૂતી ગઈ છે. જેમ બને એમ વેલાસર તૈયાર કરીને પોગાડવાની છે, અને જો ! જેટલી જાણતો હોય એટલી કારીગરી વાપરવાની છે. કિંમત માટે જરા પણ મુંઝાઈશમાં."

"ભલે બાપુ, પણ રાત દી કામ કરું તોય છ એક મહિના તો લાગવાના."

"કાંઈ વાંધો નહિ, પણ પોગાડવાની જરૂર છે એ ન ભૂલતો."

"અરે બાપુ એ કાંઈ ભૂલાય!" એમ કહીને રવાના થયો.

ગોવિંદો અંજારમાં આવીને શેવટીને કામે લાગી ગયો. એકધારો છ મહિના સુધી મંડાઇ ગયો. પણ દિલનો રંગ રેડીને બનાવી. વર્ણન કર્યું જાય નહિ એવી બની. માણસ માતર જોઇને થંભી જાય છે. એક જીભે બોલી ઊઠે છે. "વાહ શેવટી વાહ ! ધન્ય છે તારા કસબને !" આમ ગોવિંદાનું મન માન્યું ત્યાં સુધી કારીગીરી કરીને હતી એટલી ઠાંસી ઠાંસી ને ભરી દીધી છે. આમ શેવટી તૈયાર કરી લાલ મધરાસીની બેવનમાં વીંટીને ગોવિંદો જેતપુરને મારગે રવાના થયો.

અહિં ભાણવાળાની ઉદારતાએ એવો તો ઉપાડો લીધો કે કુટુંબમાં ખટપટનાં જાળાં બાઝી ગયાં. ભાઈઓ ભત્રીજા મામા મોસાળ સાળાબનેવી ભેળા થઈને સાવજને સીંકરી લીધો છે. કોઈ આવે એને મળવા દેતા નથી. "બાપુને ઠીક નથી, હમણાં ગાંડાઈ વધી ગઈ છે, જેને તેને ગાળ્યું કાઢે છે, કોઈને મળતા નથી." એવી વાતો કરીને પાછા વાળી દે.

ગોવિંદો શેવટી લઈને ભાણવાળાની ડેલીએ આવ્યો પણ કોણ ભાણવાળો ને કોણ ગોવિંદો ! કોઈ ઊભવા દેતું નથી. ગોવિંદે ખૂબ કાગારોળ કરી કે: "મને એક વખત બાપુનાં દર્શન તો કરાવો ! ભલે ગાળ્યું કાઢે, ભલે મારે પણ મને પાસે લઈ જાવ."

ગોવિંદાની આજીજી કોઈએ સાંભળી નહીં ને ડેલીએથી તગડી મૂકયો. એટલે નિરાશ થઇ ને હાલી નીકળ્યો. ભાણ બાપુને મળ્યા વિના ઘરે જવાનું મન માનતું નથી, એટલે ઉદાસ બનીને જેતપુરની બજારમાં આમ તેમ આંટા મારે છે. ત્રણ ચાર દિવસ ગોવિંદાને આમ ફરતો જોઈ એક વેપારીની નજર ખેંચાણી. એ તો ડાહ્યું વરણ, જાણી ગયો કે આ માણસ કાંઈક મુંઝવણમાં છે, ત્રણ ચાર દિવસ થયા બજારમાં આંટા ફેરા ખાય છે, મોઢા ઉપર વ્યાંધિના ઓળા દેખાય છે.

શેઠે તો અવાજ કરીને ગોવિંદાને પોતાની દુકાને બોલાવ્યો, ને પૂછયું કે "તું કાંઈક મુંઝવણમાં હોય એમ મને લાગે છે, વાંધો ન હોય તો વાત કર્ય, નીકળે તો રસ્તો કાઢીએ."

ગોવિંદે કહ્યું: "શેઠ, હું અંજાર ગામનો

# શેવટી

પિંગળશીભાઈ ગઢવી (છત્રાવા)

આ ચારજામાનું નામ અત્યારે તો બહુ જ થોડા જાણતા હશે. કયાંથી જાણે, ક્યાંય જોવાને ય મળતો નથી ત્યાં ! શેવટી એટલે ઘોડાની પીઠ પર માંડવાનો ઉમદામાં ઉમદા ચારજામો. જેમાં ધાંસિયું, દળી, ખોગીર, અને ગાદી એ બધો સામાન આ એક જ શેવટીમાં આવી જાય છે. ઘોડાની પીઠપર માંડતાં એના અંગમાં ટાઢક વળી જાય છે, એવી તો એની સુંવાળપ હોય છે.

મખમલને મશરૂના ગલેફમાં શેમળા કે આકોલિયાના ઉમદા રૂનો પોલ આપી સોનેરી તારથી એનું ભરતભરી વિધવિધ પ્રકારની કળા ખીલવવામાં આવે છે. એક ધારો છ છ મહિના સુધી કારીગર કામ કરે ત્યારે શેવટી તૈયાર થાય છે. રાજવીના મુગટમાં ચોડાતો કાચનો કટકો પણ જેમ હીરો બની જાય છે, એમ સાધારણ ઘોડા ઉપર પણ જો આ શેવટી મંડાય એટલે એની અનેકગણી કિંમત વધી જાય છે.

એ ઘોડાંની પ્રશંસા કરતાં દાખલો અપાય છે કે એની શી વાત ! એના ઉપર તો શેવટીનાં મંડાણ થાય છે. આવી શેવટી કોઈક જ કારીગર બનાવતા અને એની કિંમતમાં આખા વરસનો ઘર–ખરચ મળી રહેતો.

જેતપુર દરબાર ભાણવાળાની ઘોડાહારમાં એક જોઈએ ને એક ભૂલીએ એવાં છત્રીસેય જાતનાં ઘોડાં હતાં. દરબાર ભાણવાળાને હાલના જસદણ દરબારની જેમ ઘોડાંનો ભારે શોખ હતો. સવારમાં પોરમાં ઊઠતાં વેંત હાથમાં દાતણ લઈને પહેલાં પ્રથમ ઘોડા–હારમાં જ જવાનું. એકેક ઘોડા પાસે જઈને એની ખબર પૂછવાની. માથે હાથ ફેરવવો, એકેકને કંપાઉન્ડમાં ફેરવીને તાલીમ આપવાની. માલીશ કરાવવાનું. રાતબ ને ચંદી આપવાની ને સાંજે ઘાસની પથારી કરાવવા સુધીનું કામ પોતાની દેખરેખ નીચે થતું.

દરબાર ભાણવાળાને ઘોડાંના આવા શોખની નામના સાંભળી કચ્છ અંજર ગામનો ગોવિંદા નામે એક કસબી મોચી શેવટી તૈયાર કરીને જેતપુર ગામે આવ્યો. આ વખતે જેતપુરમાં ૧૨ ડેલીઓ. આ બધા ભાયાતો મોટા ભાગદારની ડેલીએ આવીને બેઠા છે, કાવા કસુંબા લઈ ફૂલજરિયા હોકાની ધૂંટો લેતા વાતોના ગ્રકોળા બોલાવે છે, ત્યાં આ ગોવિંદો આવ્યો. દાયરાને રામરામ કરીને વીંટેલ કપડામાંથી શેવટી બહાર કાઢીને હળુકથી સામે મૂકી, ત્યાં તો અંધારા ઓરડામાં દીવડા પ્રગટાવીને બીલોરી કાચનું ઝુમર મૂક્યું હોય નહીં એમ ચારે બાજુ ઝળાંઝળા થાતું અજવાળું પથરાઈ ગયું.

બધા દરબારો તો ખુશ ખુશ થઈ ગયા. આંખનું મટકું માર્યા વિના એક ધ્યાને જોઈ રહ્યા ને વારા ફરતી વખાણ કરવા લાગ્યા. "વાહ શેવટી ! વાહ તારી કારીગરી ! વાહ ગોવિંદા વાહ ! તેં તો ખગવાળી છે. આજ દિવસ સુધી આવી શેવટી જોવા નથી મળી, ધન્ય છે તારા કસબને !"

ગોવિંદે પણ આ શેવટી બનાવવામાં જેટલી જાણતો હતો એટલી કરામત ઠાલવી નાખી છે. મખમલના ગલેફ ઉપર સોનેરી તારના બખીઆ ભર્યા છે તે જાણે સોનાની સાંકળીનો અઠીંગો કેમ ચોડી દીધો હોય નહીં ! જેમ જોઈએ એમ મોર, પોપટ, ફૂલ વેલ્યુંનું ભરત ભરીને ચિત્રો પાડ્યાં છે. ચારેય ખૂણે ઝૂલતાં ફૂમતાં એમાં ઝીણી ઝીણી ઘુઘરિયું. પ્રમાણમાં નહીં મોટી નહીં નાની, નહી સાંકડી, નહી પહોળી, અસલ કાઠિયાવાડી ઘોડાની પીઠ પર માંડતા ચપોચપ ચોંટી જાય એવી હાથમાં લેતાં સુખડના જેવી સુવાસ મ્હેકી ઉઠે. ટૂંકામાં સવારી કરીને જિંદગીનો લ્હાવો લેવા જેવી આ શેવટી છે.

દરબારે પૂછ્યું : "ગોવિંદા ! બોલ્ય, શું કિંમત

આપું ?"

આ ઘરેણા જેવી શેવટી જોઈને સૌ દરબારોને લેવાની ઇચ્છા થઈ, પણ મોટેરા ભાગદારની ઇચ્છા હોય ત્યાં સુધી તો બીજાથી બોલાય નહીં, આમાન્યા રાખવી જોઈએ.

"બાપુ! આપની પાસે કિંમત ન થાય, આપ તો કદરદાન રાજવી છો. મને ઓછું નહિ આપો, રાજી થઈને જે આપશો તે લઈ લઈશ. તમે મારા કસબની કદર કરી છે એ મારે મન મોટી વાત છે."

"ગોવિંદા! એમ ન થાય, તું રાજી થઈને કહે તે આપું".

"ના, બાપુ! હું ન બોલું".

આમ હા ના ખેંચતાણ હાલે છે. દરબારે કહ્યું: "ગોવિંદા! હું મારી મરજી પડે તે આપીશ. પણ તેં મનમાં કેટલા રૂપિયા ધાર્યા'તા તે વાત કર્ય, ન કર્ય તો તું માનતો હોય એના સમ છે."

એટલે ગોવિંદે કહ્યું: "બાપુ! મેં તો એમ ધારેલ કે બાપુ બસો રૂપિયા આપે તો મારી કળાની કદર કરી કહેવાય. પછી આપને ઠીક લાગે તે."

દરબારે ગોવિંદા મોચીને ૨૫૦ રોકડા અને પોશાકમાં એક પાઘડી આપી. ગોવિંદો તો ખુશ ખુશ થઈ ગયો. બેક દિવસ રોકાણો ને પછી રજા માગી.

દરબાર ભાણવાળે કહી રાખેલ કે તું ઘરે જા ત્યારે મને મળતો જજે. એટલે ભાણવાળાની ડેલીએ આવ્યો. દરબારે બોલાવીને એક શેવટીની વરધી આપતાં કહ્યું: "ગોવિંદા! શેવટી મારી આંખમાં ખૂતી ગઈ છે. જેમ બને એમ વેલાસર તૈયાર કરીને પોગાડવાની છે, અને જો! જેટલી જાણતો હોય એટલી કારીગરી વાપરવાની છે. કિંમત માટે જરા પણ મૂંઝાઈશમા."

"ભલે બાપુ, પણ રાત દી કામ કરૂં તોય છ એક મહિના તો લાગવાના."

"કાંઈ વાંધો નહિ, પણ પોગાડવાની જરૂર છે એ ન ભૂલતો."

"અરે બાપુ એ કાંઈ ભૂલાય!" એમ કહીને રવાના થયો.

ગોવિંદો અંજારમાં આવીને શેવટીને કામે લાગી ગયો. એકધારો છ મહિના સુધી મંડાઈ ગયો. પણ દિલનો રંગ રેડીને બનાવી. વર્ણન કર્યું જાય નહિ એવી બની. માણસ માતર જોઈને થંભી જાય છે. એક જીભે બોલી ઊઠે છે. "વાહ શેવટી વાહ! ધન્ય છે તારા કસબને!" આમ ગોવિંદાનું મન માન્યું ત્યાં સુધી કારીગીરી કરીને હતી એટલી ઠાંસી ઠાંસી ને ભરી દીધી છે. આમ શેવટી તૈયાર કરી લાલ મધરાસીની બેવનમાં વીંટીને ગોવિંદો જેતપુરને મારગે રવાના થયો.

અહિં ભાણવાળાની ઉદારતાએ એવો તો ઉપાડો લીધો કે કુટુંબમાં ખટપટનાં જાળાં બાઝી ગયાં. ભાઈઓ ભત્રીજા મામા મોસાળ સાળાબનેવી ભેળા થઈને સાવ-જને સીંકરી લીધો છે. કોઈ આવે એને મળવા દેતા નથી. "બાપુને ઠીક નથી, હમણાં ગાંડાઈ વધી ગઈ છે, જેને તેને ગાળ્યું કાઢે છે, કોઈને મળતા નથી." એવી વાતો કરીને પાછા વાળી દે.

ગોવિંદો શેવટી લઈને ભાણવાળાની ડેલીએ આવ્યો પણ કોણ ભાણવાળો ને કોણ ગોવિંદો! કોઈ ઊભવા દેતું નથી. ગોવિંદે ખૂબ કાગારોળ કરી કે: "મને એક વખત બાપુનાં દર્શન તો કરાવો! ભલે ગાળ્યું કાઢે, ભલે મારે પણ મને પાસે લઈ જાવ."

ગોવિંદાની આજીજી કોઈએ સાંભળી નહીં ને ડેલીએથી તગડી મૂકયો. એટલે નિરાશ થઈ ને હાલી નીકળ્યો. ભાણ બાપુને મળ્યા વિના ઘરે જવાનું મન માનતું નથી, એટલે ઉદાસ બનીને જેતપુરની બજારમાં આમ તેમ આંટા મારે છે. ત્રણ ચાર દિવસ ગોવિંદાને આમ ફરતો જોઈ એક વેપારીની નજર એંચાણી. એ તો ડાહ્યું વરણ, જાણી ગયો કે આ માણસ કાંઇક મૂંઝવણમાં છે, ત્રણ ચાર દિવસ થયા બજારમાં આંટા ફેરા ખાય છે, મોઢા ઉપર વ્યાધિના ઓળા દેખાય છે.

શેઠે તો અવાજ કરીને ગોવિંદાને પોતાની દુકાને બોલાવ્યો, ને પૂછ્યું કે "તું કાંઈક મૂંઝવણમાં હોય એમ મને લાગે છે, વાંધો ન હોય તો વાત કર્ય, નીકળે તો રસ્તો કાઢીએ."

ગોવિંદે કહ્યું: "શેઠ, હું અંજાર ગામનો

મોચી છું. મારું નામ ગોવિંદો. દરબાર ભાણવાળાની વરધી પ્રમાણે આ શેવટી બનાવીને લાવ્યો છું. મારા ઘરની હતી એટલી મૂડી આ શેવટીમાં ખરચી નાખીને તૈયાર કરી છે. અહીં આવ્યો ત્યાં કોઈ મારો ભાવ પૂછતું નથી. ભાણબાપુને મળવા દેતા નથી. હું બહુ દુઃખી થઈ ગયો. મારી કળાનો કોઈ ભાવ પૂછતું નથી. મારી આ હાલત થાશે એ ખબર નહિ, નહિંતર આવત નહીં. આજ આઠ આઠ દિવસ થયા રખડું છું. પાસે ખરચીમાં એકેય દોકડો નથી. ખાવું શું ને જાવું ક્યાં ? કાંઈ સૂઝ પડતી નથી."

શેઠે કહ્યું: "રસ્તો કાઢીએ; વિશ્વાસ બેસતો હોય તો આ શેવટી મારી દુકાને મૂકી દે. ટાણું થાય એટલે જમી જાવું મારે ઘરે. અને ઉતારો નારણ માળીને ત્યાં. કુંભાર, માળી જાણ્યા અજાણ્યાને ઉતારાની ના ન પાડે. તને અજાણ્યા માણસને મારે ઘરે ઉતારો ન આપું; પણ તારી વારફેર કરૂં. નારણ માળી બહુ ભલો માણસ છે. ભાણબાપુનો બગીચો સાચવે છે દરબારને મેળવી દેવાની ભલામણ કરૂં."

આમ વાત કરે છે ત્યાં નારણભાઈ ત્યાંથી નીકળ્યો એટલે શેઠે બોલાવ્યો. ગોવિંદાની અધિરાઈ હાથ રહી નહિ. નારણ આવ્યો એવા મૂક શેઠને પડતા ને નારણ સામે વાતે ચડી ગયો.

"નારણભાઈ ! તમે મારા બેલી થાવ. મારી છ છ મહિનાની મહેનત મારી જાય છે. હું દુખી થઈ ગયો. ભાણબાપુને કોઈ મળવા દેતું નથી."

નારણે કહ્યુ: "દરબાર પાસે તો હું પણ લઈ જઈ શકું નહિ, પણ એક મોકો છે, રવિવારના રોજ દાદાની ખાંભીએ ફૂલ ચડાવવા આવે છે ને બગીચામાં રોકાય છે. મંદિરને ઓટે સારી ઘડી બેસે છે. મળવા તો કોઈને દેતા નથી પણ વંડી ઠેકીને આવી જા તો થાય. કાં સાર ખાવા પડે છે ને કાં પાધરૂં પડી જાય છે. તારી હિંમત હાલે તો થશું. હું સૌની કજીઓ કરીને તુંને બાધવા ધોડીશ, પણ એ કાંઈ ધ્યાનમાં લેવાનું નથી." ગોવિંદો કહે :"ભલે એમ કરૂં".

રવિવારને દિવસે પ્રભાતના પો'રમાં નારણ માળીએ તો બધી તૈયારી રાખી છે. ટાણું થતાં ભાણવાળો ને સૌ દાયરો આવ્યા, મંદિરના ઓટા ઉપર ગાદલાં નાખીને સમાનમાં બેઠાં ત્યાં વંડી ઉપરથી ધા ખાતો ધબ દેતો ગોવિંદો પડયો. ખભા ઉપર શેવટી લઈને "ભાણબાપુની જે હોય ! ભાણબાપુની જે હોય !" એમ કરતો દોડયો આવે.

દાયરામાંથી હાકલ થઈ : "ક્યાં ગયો નારણ ! આ કોણ રજા સિવાય દોડયું આવે છે?" ત્યાં તો ગોવિંદો બાપુ પાસે પોગી આવ્યો ને કહ્યું :

"બાપુ ! માળીનું કામ નથી. હું હેરાન થઈ ગયો છું. મારી ધા સાંભળો, આઠ મહિના પહેલાં મને વરધી આપી છે તે શેવટી લઈને આવ્યો છું. આ મારી શેવટી સામે નજર તો કરો ! મારો કસબને મારી કરામત તો જુઓ !

"એ બાપુ ! તમને મળવા સાટુ આજે આઠ આઠ દિવસ થયા ભૂખ્યો તરસ્યો રખડું છું, મને આપનાં દર્શન કોઈએ કરવા દીધાં નહિ. બાપુ ! હું બહુ દુઃખી થઈ ગયો. છેવટે આ વંડી ઠેકીને આવવું પડયું. હવે મારો કે જીવાડો, આપ ધણી છો."

દરબારને વાતની યાદ આવી ને કહ્યું: "ગોવિંદા! હું તને ઓળખું છું. શેવટી લઈને આવ્યો છે ને !"

"હા બાપુ."

"ભલે આવ્યો, બેસ બેસ." કહેતાં હસી પડયાં.

ગોવિંદે શેવટીને દાયરાની વચ્ચે મૂકતાં જાણે પારિજાતનું ફૂલડું ખીલ્યું કે શું !

દરબાર ભાણવાળાની અને દાયરાની એકધારી નજર ખૂતી ગઈ. જોઈ જોઈને ધરવ કર્યો ને પછી કહ્યું: "વાહ શેવટી વાહ ! વાહ ગોવિંદા તારી કરામતને ધન્યવાદ છે." દરબાર એટલું બોલ્યા ત્યાં મામા મોસાળ સાળા બનેવી એક મોઢે વખાણ કરવા લાગ્યા.

"બાપુ, આવી શેવટી આપણે જીંદગીમાં જોઈ નથી. ભાણવાળાને પ્રતાપે આવી ચીજું જોવા મળે છે. જેવો બાપુનો કનૈયો ઘોડો એવી આ શેવટી."

"બાપુ ! આ તો કોઈ દેવ કે દૂત સમજવો ને કોઈ વરદાની ! સાધારણ માણસનું આ કામ નથી.

કમાલ કરી છે. એલા મને કેમ વાત કરી નહીં ? નહિતર હું બાપુ પાસે ન તેડી જાત ! કેડો લાગે છે." આમ મેળે મેળે વાતો કરવા લાગ્યા.

દરબાર ભાણવાળો બોલ્યા: 'ગોવિંદા ! તું દુઃખી થઈ ગયો. તારાં સકનફેર થયેલાં, નહિતર આવી કબુદ્ધિ અમને ન સૂઝે.' એમ વાતો કરતા જાય ને શેવટી જોતા જાય. નીરખીને જોતાં મોજના તૂરા છૂટવા માંડયા ને બોલ્યા: 'એલા ભઈ કોણ છે ?" એટલું બોલતાં કેટલાય ઊભા થઈ ગયા.

"વાળંદને બોલાવો, મારા પરણ્યાનાં લુંગડાં લાવો ! કનૈયા ઘોડાને લાવો. કામદારને કહીને જામદારખાનામાંથી મારું ઘરેણું મગાવો, સોનામોર નાખીને મારો ખડીઓ મંગાવો."

બાપુનો હુકમ થતાં બધા પાટીએ પડી ગયા. માંડી ટપોટપ એક પછી એક ચીજું આવવા.

કનૈયો ઘોડો પણ આવ્યો, પણ બોટાદના બાજોઠ જેવી છાતી, ખારેકના ઠળીઆ જેવી કાનસુરી, અંજલિમાંથી પાણીનું ટીપું હોય તો ચૂસી લિયે એવી તો એની મોકલી છે. ધરતી પર પગ અડવા ન અડયા એમ નટવાની જેમ નાચતો આવ્યો.

કનૈયા ઉપર શેવટી માંડી. કોટિયું સરક જેરબંધ કીધી ને પીઠની ઝુલ નાખીને શણગાર્યો ને શેવટી ઉપર પોતાનો ખડીઓ નાખવા કહ્યું. ત્યાં ગોવિંદાની રાડ ફાટી ગઈ: "બાપુ ! શેવટી ઉપર કાંઈ ન રખાય, મારી કળામાં ઘોબો પડે છે."

દરબાર કહે: "જોતો ખરો ! અથર્યો થામાં અર્થ્યો ! અમે બધુય સમજીને માંડતા હતું."

અત્યાર સુધી તો કોઈને કશી ખબર પડતી નથી કે દરબાર શું કરવા માગે છે.

વાળંદને બોલાવીને ગોવિંદાની હજામત કરાવી. માળી ને કહીને નવરાવ્યો ને નવાં લુંગડાં પહેરાવ્યાં પછી હળવેકથી કહ્યું: "ગોવિંદા ! આ કનૈયા ઉપર તું બેસ. હું જોઉં તો મારી આંખ્યુંને ટાઢક વળશે. હું જ બેસું તો મને ખબર શું પડે કે કેવાક રૂડાલાગીએ ! માટે તું બેસ."

"અરે બાપુ ! મારાથી કાંઇ એમ કનૈયા ઉપર બેસાય ?" ગોવિંદે કહ્યું.

ત્યાં ભાણ બાપુની આંખ્ય લાલ થઈ, ગાંડામાં તો ખપે છે. રૂવાબથી હુંકાર કરતાં કહ્યું: "બેસી જા હું હુકમ કરૂં છું" પછી તો કોઈથી ચૂંકારો થાય એમ નહોતું.

ગોવિંદો કનૈયા ઘોડા ઉપર સ્વાર થયો.

જોઈને તોફાને ચડેલ દરિયાના લોઢ ઊછળે એમ મોજનો લોઢ ઊછળ્યો: "એ ગોવિંદા ! હવે ઊતરતો નહીં; એ બધુંય તારું, મને તો ગાંડો ગણીને આ બધાએ સીકરી લીધો છે. રાજા હોવા છતાં રાંક થઈને બેઠો છું. મારી પાસે બીજું કાંઈ નથી, તને શું આપું ?"

ગોવિંદાનો શ્વાસ અધર ચડી ગયો: "એ બાપુ ! આમ ન કરો."

દરબાર કહે: "બોલમાં ગોવિંદ ! વાલામાં વાલી ચીજ આપીએને એ જ પોગે છે. જેવું આપીએ એવું પામીએ. તારી કળાના બસો પાંચસો રૂપિયા ન હોય માટે વ્હેતો થા, હું રાજી છું."

ગોવિંદાથી હા ના બોલાય એમ હતું નહી. કનૈયા ઘોડા પર બેસીને રવાના થયો. ગોવિંદો દેખાણો ત્યાં સુધી દરબાર ભાણવાળા જોઇને મોઢું મરકાવતા રહ્યા.

●

અષ્ટાંગ શ્વેત બાજી અનૂપ,
શિર પૂછ મુખ છાતી સ્વરૂપ;
અરૂ ગિને વેદ ખુર ત્યું ઉતંગ,
તિનિ કહે અષ્ટમંગલ તુરંગ.


૧૪૩૦૦

# ઘોડાંખાઇ

ભગુભાઇ ગઢવી (કુનાનું ગામ)

આ વાત પાંચાળના પાણીદાર કે કાઠિયાવાડી મોરલા જેવાં કે તોતીંગ અરબી વેલર ઘોડાંની નથી પણ કાઠિયાવાડ અને પાંચાળના આથમણે સીમાડે હાલારની ભોમકામાં પાકેલ ઊછરેલ અપત્રેહરાં (ટારડાં) ઘોડાંની છે

ઝાલાના મેઘપરના ખોડોજી, ટીબડીના જુણોજી અને બંગાવડીના કલોજી ત્રણેયને ગળે ગાંઠયું. વા હાર્યે ચડનારા અને આફતનાં પડીકાં જેવા. પડથે આળવીતરાઇ એવી જ.

અંગ્રેજ સરકારની નજર તળેના વહીવટ વખતે ત્રણ ગાઉને તરભેટે સંડલો સોનું પે'રી વસ્તીની બેન દીકરી એકલી હાલી જાય તોય કોઈથી આંગળી પણ ચીંધાય નહી અને ભૂલ્યે ચૂકયે ય જો અડપલું થઈ ગયું તો દેશી રજવાડાં ચોરને પાતાળમાંથી પકડી મીઠાની કાંજિયુ ઘોડાંના મૂતરમાં પાઇ પાઈ ને ખો ભૂલાવી દેતા

આવા જાગતા સમામાં ખોડોજી જુણોજી અને કલોજી 'ફેરાયત' તરીકે જાણીતા થયેલા (લૂંટ—ધાડ) 'ફેરાયત' ફેરા કરીને ખેરાત કરતા.

ત્રણેય ખાનદાન રાજપુત જાગીરદાર હતા. હામ, દામ અને ઠામ જેવી પાંચ પચીસ પેટિયાં કાઢે તેવો ગરાસ હતો કોઈ રેંજી પેંજીને લૂંટતાં નહિ ને ગરીબોને સખાવત કરતા. લૂંટતા લખપતિ શેઠીઆ કે રાજા મહારાજાને. ફેરા પણ પાંચ દશ ગાઉના નહિ ઈ તો સોસો ગાઉની મજલી મીટ માંડે. એવા એકદીનો સમો જોઈ ત્રણેય જણે ગોહિલવાડની ધરતી માથે ફેરા સારુ ઘોડલા વે'તા કર્યા.

રમઝમ.. રમઝમ ..રમઝમ .

ધોળા હાથી જેવા વઢિયારા બળદો ગળે ઘૂઘરમાળ ઝણકાવતા ફરરર ..ફરરર ..ફોરણાં ગજવતા, બેઉ જણની ઝાલેલી સનાણ રાસે વાવેગે ધૂળની ડમરીઓ ઉડાડના આડાથી તે ઠાંઠા લગી ખીચોખીચ ભરેલા જાનૈયા અને જાનડિયુંના ભાવનગરી ગાડાંને ગીસલાની જેમ ફગવતા હોય એમ ઉસકસટ હાલ્યા આવે છે ભેળી સરવા સાદવાળી કોયલ કંઠી જાનડિયુંના મંગળ ગીતની રમઝટય બોલતી આવે છે, અને આગલે વરને ગાડે બેસી સરણાઇ જાનડિયુંનાં ગીતને શરણાઈના સૂરે ગાઉ ગાઉને ગાળે વગડામાં રમતાં મૂકે છે

જાન હતી ભાવનગરના રાજ ઝવેરી સોનીની. માજન સમા પારખુ મહરથ હતા રાજના ઝવેરી હતા. તેથી રાજમાંથી કિંમતી ઝવેરાતના દાગીના લઈ આવી રાજનો અને રાજઝવેરીનો મોભો વધે એવી જાનડિયું અને વરરાજાને શણગાર્યા હતાં વળી જાનહાર્યે જોખમ હતું, તેથા રાજમાંથી ચાર સિપાહી વેળાવિયા અને ચાર રસાલાના ઘોડેસ્વારની માગણી કરેલ, તેથી રાજે ચાર સિપાહી વેળાવિયા અને ચાર રસાલાના ઘોડેસ્વાર જાનના રક્ષણ માટે મોકલેલ.

દીકરો પરણાવી જાન હેમખેમ પાછી વળી. બળદ અને ઘોડાં ઘર માથે વળ્યાં હોવાથી ખેપટ ઉડાડયે આવે છે ધરની સંકેલતા ગાડાં ભાવનગરથી પાંચેક ગાઉને પલ્લે પહોંચી ગયાં છે સૂરજ મહારાજ પણ એક પો'રનો પથ કરી ગયા છે. ચીરામણી ટાણું થવા આવ્યું છે

વગડો વીંધીને ગામ ગજવતી જાન એક ભાયાતી ગામને પાધર વળોટી ઘૂઘર માળના રણઝણાટે, જાનડિયુના મીઠાં ગીતે અને શરણાયુંના અતૂટ સૂરે ગામનાં નાનાં મોટા પાધર જાન જોવા દોડી આવ્યા

"એ ...રામ ..રામ...." ગામના દરબારોએ પાધરથી જતી જાનને રામ રામ કર્યા

"રામ....બાપા. રામ...." જાનના વેળાવિયા રસાલાના ઘોડેસ્વાર દરબારોએ વળતા રામરામ કર્યા.

"કયાંની જાન ભા ?"

"જાન ભાવનગરના રાજઝવેરીની." સવારોએ ઉત્તર આપ્યો.

"તંયે ઊતરોને ભા! કસુંબા ટાણું છે. ડેલીએ બે ઘડી ઉતારો કરોને? ગાડાં છોડો ઘડીક, બળધુંય ભલે વિસામો લ્યે." ગામદરબારોએ વિવેક કર્યો.

"જાન હાર્યે છે. અમથી વોળાવિયાથી કેમ રોકાવાય?" રસાલાના સવારોએ મૂંઝવણ છતી કરી.

ઝવેરી વાત પામી ગયા. કસુંબા ટાણું છે. રસાલાના સવારોય પણ દરબારો હોય. કસુંબો લિયે તો ચાકીકો હળવો થાય એમ સમજી કહ્યું કે:

"દરબારો! તમ તમારે ડેલીએ જઈ આવો, કસુંબો લઈને આવો એટલે આપણે નદીએ ટીમણ કરશું. અમે ગાડાં નદીએ છોડી છંઈ"

સવારો ગામમાં દરબારો હાર્યે ડેલીયે કસુંબો પીવા ગયા. જાનનાં ગાડાં જઈને નદીના રેતવામાં છૂટયાં. સૌ જાનૈયા જાનડિયુંએ ખળ ખળ વે'તાં તેલ જેવાં વે'ણમાં હાથ પગ મોઢાં ધોયાં. કોગળા કરીને ભાતાંના ડબા ઉઘાડી શીરાવવા બેઠા. જાનમુખી મા'જને કહ્યું કે: "તમે સૌ શીરાવી લ્યો, હું વળાવિયા આવશે એની હાર્યે શીરાવીશ."

સૌ વેવાઈના ઘરની આગતા સ્વાગતા અને મીઠપની વાતું કરતા કરતાં ટૂંમાણુ કરે છે. બરોબર એ જ વખતે સામે કાંઠેથી ત્રણ ઘોડેસવારો નદીને કાંઠે પડ્યા.

"ભા! આકડે મધ જેવું છે, પણ સવારનો પો'ર છે" જુણોજી બોલ્યાઃ પરથમના બોલનારનો બોલ પડતો ઝીલી લેતાં બીજો બોલ્યો: "સવારનો પોર છે તે શું બીક છે?" ખોડેજીએ સામું પૂછ્યું.

કલેજીએ વાત ટેરી: "બીક બીજી તો કાંઈ નહી પણ જાન હાર્યે ભાવનગરના ચાર રસાલાના સવારો છે. એનાં ઘોડાં અરબી વેલર છે, એટલે સવારનો પો'ર છે તે તાણ્ય પડે."

બેય ફેરાયતની વાત કાઢી મુખી ફેરાયત ખોડાજી બોલ્યા કે: "ભાવનગરનાં ઘોડાં છે તે કાંઈ હાથ આવેલ લાડવો મૂકી દેવાશે? કરો કંકૂનાં, કરણીજી સહાય કરશે." કહી દોહો બોલ્યા.

**કરણી કે આગે કરી, પીછે ધરીએ પાવ;**
**વેરી વશિયર વાઘરૂ, દુશ્મન લગે નહદાવ.**

"જય કરણીજી!" કહી ત્રણેય સવારો સડેડાટ કરતા નદીમાં ઊતર્યા. શીરામણી કરતી જાન સામે આવીને ત્રણ્ય ઘોડાં ઊભાં રહ્યાં. બે નાળ્યના જોટા ખોળે હતા તે ખંભે કર્યા કટ...કટ.... કરતાક બ–બે ઘોડા ચડાવી લવકી ઉપર આંગળી ઠેરવી સિપાઈ વોળા-વિયાને ચેતવ્યા:

"ખબરદાર ઊભા થ્યા છો તો હતા નો'તા થઇ જાશો! બંધૂકો અને મેગઝીન મૂકીને આઘા ખસી જાવ!"

હાકલ સાંભળતાં જ નવે નાડયું ગામતરે વઈ ગઈ. જળ સરપ જેવા થઈ ગયા. બંદૂકો અને દારૂ–ગોળી યંત્રવત હેઠાં મૂકાઈ ગયાં.

જુણેજીએ પેગડું છાંડયું. હથિયારો હાથવગાં કર્યાં. કલેજીએ નદીના પટમાં ચોફાળ પાથર્યો. જાન સામા વળી કરડા સાદે કહ્યું: "ઝવેરાતનાં નંગ જડેલ અને સોનાનાં ઘરાણાં ચોફાળમાં નાખો, ચાંદીનાં ઘરાણાં ઊતારશોમાં." અચેતન પૂતળાં જેમ હાથ પગ હાલવા માંડયા. અંગે અંગનું સોનું ઝવેરાત ટપોટપ ઊતરીને ચોફાળમાં નાત્યના મેળા જેવું ભેળું થઈ ગયું; અને સારતિયા જમવા માટે નોખી નોખી પંગત્યે બેસાડે એમ ત્રણ હમચામાં સોની ઝવેરીની રિદ્ધ સિદ્ધિ સમૃદ્ધિ ઠાંસાં ઠાંસીને કેદ થઈ ગઇ.

સોના ઝવેરાતથી મથોમથ ભરેલ ચામડાના હમાચાને હનામાં ભરાવી, દોરાઓથી બાલાતંગ બાંધતા મજબૂત ફેરાયતને ભાવનગરી સિપાઈઓ ને સોની ઝવે-રીની જાન તગતગતી આંખ્યે જોઈ રહ્યા.

ઘોડે રાંગ વાળતા ફેરાયતોએ સિપાઈઓની બંદૂકો ખાલી કરી, દારૂગોળો કેપ કબજે કરી ખાલી નાળચાં પાછાં ફેંકતાં કહ્યું કે: "ભાવનગર મહારાજના માનને ખાતર હથિયારો પાછાં આપીછીં, જાવ તમા-રાથી એક સિપાઈ ગામમાં ગયેલ રસાલાના સ્વારોને કહેજો કે જાન લૂંટીને ફેરાયત સામે કાંઠે ઊભા છે,

તમારી રાહ જુવે છે"

સિપાઈએ જઈ ધા નાખી

તલવારના ઝાટકા જેવી વાત સાંભળી કસું-બાની ભરેલ અંજળીઓ ઊંધી વળી ગઈ ડાયરાને મોઢે મશ ઢળી ગઈ ભાવનગરી સવારોએ ઘોડે રાંગવાળી

ત્રાગડદમ ત્રાગડદમ... ત્રાગડદમ.. ત્રાગડદમ

મૃદંગનો અચ્છો ઉસ્તાદ જેમ દેકડના પડ માથે આંગળીઓ રમાડે તેમ દરબારી તોતીંગ ઘોડાંના ડાબલા ધરતીના પડમાથે રમવા માંડયાં ધૂળની ડમરી હાર્યે રસાલાનાં ઘોડાં નદીમાં ઊતરી તીરવેગે કાંઠા ભણી દોડવા લાગ્યાં

આંબતા ઘોડાં ભાળી ત્રણેય ફેરાવતે પોતાના ઘોડાંના મોં ફેરવી લગામ ખેંચી વતન કોર્ય વાળ્યા ખરતા તારોડિયા જેમ ધરતી માથે લીંટો થઈ ગયા

ભાવનગરી સવારોનાં અસલ અરબી વેલર પૂરા માપનાં લગભગ આંબવા માંડયાં

"ખોડાજી ! ઘોડાં મોટાં છે લગભગ પૂગ્યા !" કલોજી બોલ્યા

"લગામ સતાણ કરો" વળતાં સાંભળ્યુ. લગામુ ખેંચતાં જ વીજળીના સબાકા જેમ ટારડાં ઘોડાં પંથ કાપવા લાગ્યાં.

શિકારી કૂતરા જેમ શિકાર માથે વગે તેમ હાલારી ટારડાં વાંસે ભાવનગરના રસાલાનાં વેલર ઘોડાં લાં સાંધતા સાંધતા ઠેઠ ઠાંગામાં ઊતર્યાં. ભગવાન સૂરજ-નારાયણ ઘોડદાડે નીહાળતા આથમણા નમવા માંડયા. એક શગે બે બે પોર દોડેલા મહારાજાનાં અરબી ઊંટિયા જેવા ઘોડા પરસેવે રેબઝેબ થઈ થાકીને લોથ જેવાં થઈ ગ્યાં'તાં, ત્યાં જ કાઠીના કોઈ ગામને પાદર સાત આઠ જુવાનો સચિંત નજરે દોડતા આવતા ઘોડાને જોઈ રહ્યા હતા પડખે આવતાં જ ભાવનગરી સવારોએ જુવાન કાઠીઓને કહ્યુ કે. "ત્રણેય ઘોડાં લૂંટ કરીને ભાગે છે એક પોર દીથી અમે તેને તગડતા આવી છીં. અમારાં ઘોડાં થાકમાં છે તેમ એનાંય થાકમાં થાકયાં હશે, તો તમો તમારાં તાજા ઘોડાં છોડો તો હમણાં ઝલાઈ જાશે, તમને જશ મળશે, ભાવનગર તમારી કદર કરશે"

માણકી, હરણ, તાજણ, બોરી, બોદલી ને રેડી જેવી જાતવંતી ઘોડિયું છૂટિયું. ડાબલે ધરતી ધણેણાવતી ધૂળની ડમરિયુ ઊડાડતી વાને વ વાંસે રાખે એવી ઘોડિયુ માથે લવરમૂછા કાઠીઓનાં ભાલા સૂરજ સામે ઝળળક ઝળળક ઝળકવા લાગ્યાં ને પાણી પંથી ઘોડિયું તેતર માથે બાજ વળે એમ ભાગતા ફેરાયત માથે વળિયુ. ભાગતામાં એક બોલ્યો કે "કાઠીઓનાં તાજા ઘોડાં વારે થયા છે" ખોડેજીએ હીંમત દેતાં કહ્યુ "કોઈ ડર નહિ, જરા તેજ કરો," તેજ કરતાં જ ભોડરિયા વ ટોળિયામાં સૂકલ પાન ઊડે તેમ ઘોડાં પાંખાળા થયાં

ઠાંગામાં અડધિક આવતાં વીસેક હાથ ઊંડો ને પંદરેક હાથ પહોળો એક વોંકળો આવ્યો ઈ વોકળાને મથાળે જઈયે ત્યારે ફરીને સીધા મારગે ચડાય આટલા ફેરમાં અધ ગાઉ જમીનનો પલ્લો વધે ઘોડાં ભાગ્યે જાય છે તેવામાં :

"સરકીને મારો ચોફાળ પડી ગયો !" કનેજીએ ધીરા પડતાં કહ્યુ

"જવાદે, ઘોળ્યો ગિયો ! ખોડેજીએ દોડતા ઘોડે કહ્યું.

"જવા નો દેવાય. નામ છે માલીકોર્ય !" કલેજીએ ઘોડી રોકી

"તો લેતો આવ્ય, અમે સામે કાંઠે મારગે ઊભા છઈયે" ખોડાજી બો યા.

કલોજી ચોફાળ લેવા ઊતર્યા ને બે જણા વોંકળો ફરવા ગયા કનેજી ચોફાળ લઈ ઘોડે ચડયા ત્યાં કાઠીનાં ઘોડાં લગભગ અને ખોડાજી સામે કાંઠે પૂગ્યા વોંકળો ફરવાનો વખત નો'તો. સામે કાંઠેથી ખોડાજીએ હાકલ કરીઃ મૂંઝાજેમાં ! દબાવ્ય ઘોડીને ! હમણાં આ કાંઠે !"

કલેજીએ પાછી વાળી ઘોડીને સામે મારગે વે'તી કરી ને લગામ ખેંચી એડી અડાડી પડકારો કર્યો પડકારો થાતાં જ બકાક ઝમ કરતી ને પંદર હાથનો વોંકળો ઘોડી આંખના પલકારામાં પાર કરી ગઈ. સાથીઓએ બલકારા ભણ્યા કાઠીનાં ઘોડાં પણ કાંઠે પોગ્યાં. એક કાઠીએ કહ્યું. "ભાઈ ! આપણે ઘોડાં મારવાં નથી. આ ઘોડાંને આપણાથી પોંચાશે નહી."

સામસામા કાંઠેથી રામ રામ કરી કાઠી દરબારો પોતાના ગામ કોર્ય વળ્યા અને ફેરાયત વતનમાં ઢળ્યા

કહેવાય છે કે ત્યારથી એ વોંકળાનું નામ ઘોડાખાઈ પડ્યુ.

# 'બોડી તેં શીંગાળી કીધી'

મહંત શ્રી હરિકૃષ્ણમાચાર્ય (સીમરોલી)

બોડી વાવનાં રૂખડાં, ભલે દેખાડયાં રામ;
ભૂખ્યાંને ભોજન મળે, થાકયાને વિશ્રામ.

કાંઠીના પછાત વિસ્તારમાં ખારા સમુદ્રમાં મીઠી વીરડી જેવું આજે પણ લોકસાગરમાં જેની કીર્તિ અમર છે, તેવું બોડીવાવનું ધર્મસ્થાન જૂનાગઢ જિલ્લાના માંગરોલ તાલુકાના ચંદવાણા ગામે નદીના કિનારા ઉપર આવેલ છે. આજે પણ જ્યાં ભૂખ્યાંને ભોજન, થાક્યાને વિશ્રાંતિ મળે છે. રામધૂન, ભજન ને કથાના ગુંજારથી આ સ્થાનનું વાતાવરણ હંમેશાં ગુંજતું હોય છે.

આ સ્થાનના મૂળ પુરુષ સંત જીવણદાસજી ગંભીર મુખમુદ્રા સાથે આસન ઉપર બિરાજેલા છે. એની નિજાનંદી વાણીમાંથી આજે વેદના ટપકે છે. મહારાજની ફરતા આશ્રમવાસીઓ, અન્ય સાધુ–સંતો અને ટેલવાઓ બેઠેલા છે. મહારાજને બધા ગદ્ગદ કંઠે વિનવે છે કે "બાપુ આપ સંત છો, મહાત્મા છો, ત્યાગી છો આવું આત્મ–દમન આપને ન શોભે. ભગવાન જાનીરાયજીનો ચોર ભાગીને કયાં જશે? આંધળોભીંત થઈને સાંજ પહેલાં પાછો ફરશે."

જીવણદાસજીએ ભારી અને વેદના ભરેલી વાણીથી જવાબ વાળ્યો કે; "ભાઈઓ! તમારી લાગણી હું સમજું છું. ઘોડી ચોરાણી તેનો મને અફસોસ નથી. આ તો દેવ દરબાર છે. તેમાં ઘોડાંઓ આવે અને જાય, પણ આ તો ભગવાન જાનીરાયજીનું વાહન ચોરાણું છે. લોકોએ હવે દેવસ્થાનની અદબ છોડી દીધી છે. તમે જાણો છો કે આ દેવનું વાહન છે તેના ઉપર માણસથી ન બેસાય. વર્ષમાં માત્ર એક જ વખત આ ઘોડી મંદિર બહાર જાય છે, અને તે પણ ફાગણ વદી એકમના દિવસે જ્યારે ભગવાન જાની-રાયજી સ્વારીમાં બિરાજી મંદિર બહાર પધારે છે ત્યારે ઘોડીને પલાણી સ્વારી આગળ દોરવામાં આવે છે. આ જાનવર કેટલ છે અને દેવને અર્પણ થયેલું છે. આની ચોરી થવાથી મને રંજ થયો છે.

રાતના ઘોડી ચોરાણા બાદ સવારથી સંત જીવણદાસજીએ અનાજ છોડી દીધું છે. "ભગવાનની પૂજા બંધ, દૂઝણાં જાનવરોને દોહવા બંધ, જગ્યાનો ભંડાર બંધ એવી મારી પ્રતિજ્ઞા છે."

બેઠેલા ભક્તોની સમજાવટ છતાં આ જોગી હઠ અડગ રહી.

"જ્યાં સુધી જગ્યામાં ઘોડી પાછી ન આવે ત્યાં સુધી મારી આ ધા ચાલુ રહેશે. મારે કોઈની સામે ફરિયાદ નથી કે રિસામણાં નથી પણ જ્યારે મંદિરની મર્યાદા લોપાય ત્યારે હું જાનીરાયજીનો પૂજારી આ બધું બેઠો બેઠો કેમ જોઈ રહું? આવા કપરા પ્રસંગે હવે અનાજ ન ખપે."

મહારાજનો આ ફેંસલો સાંભળી લોકોમાં હાહાકાર મચી ગયો. વાત પવનના વેગે ફેલાઈ ગઈ કે બોડીવાવની જગ્યામાંથી ઘોડી ચોરાવાથી જીવણદાસ બાપુએ ધા નાખી છે. આ સમાચારથી પાડોશી ગામના આગેવાનો, માંગરોલના મહાજનના મોવડીઓ અને ભાવિકો સંતના દુઃખમાં ભાગ લેવા અને કોઈ રસ્તો શોધી કાઢવા બોડીવાવના માર્ગે પડ્યા.

બરડાનો જાણીતો લૂટારો જેમલ મેર ધામળેજની ધાડ પાડી લોઢવા ગામે પ્રખ્યાત આહેર પટલાણી વેજી ભરવી સાથેના ધીંગાણામાં પીઠ બતાવીને છટકયો. તે જેમલ ગિરના વિસ્તારમાં ઉત્તરોત્તર તગડાતો તગડાતો જ્યારે ઉપરના સમાચાર સાંભળે છે કે બોડીવાવે સંત જીવણદાસજીએ ધા નાખી છે ત્યારે તેના આત્માને ઘણો આઘાત પહોંચ્યો.

જેમલ લૂંટારો હોવા છતાં અખાજ તેના કોઠે પડ્યું નહોતું. તેની નસોમાં શુદ્ધ ક્ષત્રિયોનું લોહી વહેતું હતું. કેટલીક વખત તે બોડીવાવ આવતો. ભગવાન જાનીરાયજીની ઝાંખી કરી, સંત જીવણદાસજીને

પગે પડી કરેલાં કરતૂકનું પ્રાયશ્ચિત કરતો. આ સાધુના સહવાસ પછી જેમલે લૂંટ અને લોકોને દુભવવાનું લગભગ છોડી દીધું હતું. તેને જીવણદાસજીમાં ઘણી આસ્થા હતી. મહારાજના પડયા બોલ ઝીલવામાં તેની સાર્થકતા માનતો.

આ કપરા સમાચાર સાંભળ્યા બાદ તરત જ તે મારતે ઘોડે બોડીવાવ જવા ચડી નીકળ્યો. રાતના પ્રવાસને અંતે વહેલી સવારે તે બોડીવાવ આવ્યો. મંદિરના પટાંગણમાં અંતરવાસ પાઘડી કરી ખુલ્લા પગે જ્યાં સંત જીવણદાસજી બિરાજતા હતા ત્યાં તેમના ચરણોમાં ઢળી પડયો. મહારાજે ઘોડી ચોરાણાની વાત જેમલને કહી ત્યારે જવાબમાં તેણે જણાવ્યું કે: "બાપુ! બધી વાત જાણ્યા પછી અહીં આવ્યો છું."

જેમલ નાનપણથી જ ચોરી, લૂંટ અને ધાડ વિગેરેનો જાણકાર હતો. તે વિચારશીલ અનુભવી તસ્કર હતો. મંદિરની ઘોડી કેવી રીતે, કયા સંજોગોમાં, કોણે ચોરી હોય તેના કડીબંધ વિચારો તેના મગજમાં આવી ગયા પોતાના મનમાં તેણે ગુનેગાર નક્કી કરી લીધો. જીવણદાસજીને તેણે આજીજીપૂર્વક જણાવ્યું કે:

"બાપુ! આપનો ચોર મારા ગૂંજામાં છે, આપ સુખેથી પારણાં કરો આપની પ્રતિજ્ઞા હવે મારી પ્રતિજ્ઞા છે. મંદિરની ચોરાયેલી ઘોડી પાછી ન લાવું ત્યાં સુધી મારે અનાજ અગાજ છે. આપે જે ધા નાખી છે તેનાથી મારો આત્મા કકળી ઊઠે છે. પણ મને મૂંઝવણ એ જાતની છે કે ઢોરના ચોરનારાઓ ઘણા કુશળ હોય છે, તે ચોરેલા જીવની સુરત બદલી નાખે છે, માલનો માલિક પોતાના જાનવરને ન ઓળખી શકે તેવો તેનો કાયાપલટ કરી નાખવાના તે લોકો કારીગર હોય છે. ચોરાયેલી ઘોડી મેં નજરે જોઈ નથી કે તે સંબંધમાં હું કંઈ જાણતો નથી એટલે જો એકલો જાઉં તો ઘોડીને શી રીતે ઓળખી શકું? માટે આપ મારી સાથે પધારો, તે લોકોએ ઘોડીને એવી તો બનાવી દીધી હશે કે આપ કદાચ તેને નહીં ઓળખી શકો પણ ઘોડી આપને અવશ્ય ઓળખી લેશે."

જેમલની વાતથી હળવા બનેલા જીવણદાસજીએ જવાબ આપ્યો કે: "પારણાં ભગવાન કરાવશે ત્યારે કરશું, છતાં હું તારી સાથે આવું છું. મહારાજે બીજી ઘોડી મગાવી બે ટેલવાઓ સાથે લઈ જેમલ ભેગા ચડી નીકળ્યા. બે દિવસમાં તો બરડાનો પ્રદેશ પસાર કરી બારાડાના બારા ગામે જેમલ પોતાનાં માણસો અને જીવણદાસજીની સાથે સીધો કાના ભોપાની વાડીએ જઈ પહોંચ્યો.

આમ જેમલ તથા મહારાજને પોતાની વાડીએ ઓચિંતા આવેલા જોઈ કાનોભોપો ધરબાઈ ગયો, પણ બનાવટી વિવેકના ભાવ સાથે તે સામે લેવા આવ્યો. જેમલને બાથમાં ઘાલીને મળ્યો. જીવણદાસજીને પગે હાથ નાખ્યો. જેમલ સામે જોઈ મહારાજનો પરિચય આપવા માટે હાથના ઇશારાથી જણાવ્યું. જવાબમાં જેમલે પરિચય કરાવ્યો:

"બાપુને ન ઓળખ્યા? બોડીવાવની જગ્યાના મહંત જીવણદાસજી બાપુ.

આ પરિચયથી કાનો વધારે ગૂંચવણમાં પડયો, છતાં પોતાની બેઠક ઉપરથી ઊભો થઈ ફરી જીવણદાસજીના પગે હાથ નાખી જેમલ સામે જોઈ બોલ્યો કે: "આજે ભલો વેરો કર્યો જેમલભાઈ! આપણે તો સીમાડા પાડોશી, હાલતાં મળીએ પણ મારે આંગણે બાપુ કયાંથી? મારાં ધનભાગ્ય."

જેમલે તેટલી જ મીઠાશથી જવાબ દીધો કે:

"કાનાભાઈ! બાપુ તો વાની મારી કેવલ છે. ઓચિંતા નીકળવાનું થયું. ચારેક દિવસ પહેલાં ભગવાન જાનરાયજીની ઘોડી કોઈ તસગર ઉપાડી ગયો. આ ઠાકોરજીને અર્પણ થયેલ ઘોડી છે. તેના ઉપર કોઈ સવારી ન કરે. એ તો થાનકનું રૂપ છે. તે ઘોડી ચોરાણા બાદ બાપુએ અન્ન પણ લીધું નથી મને એ વાતની જાણ થવાથી હું બોડીવાવ ગયો અને બાપુને સાથે લઈ આ તરફ નીકળી આવ્યો. હવે આમાંથી તમે જ કાંઈક રસ્તો કાઢો."

કાનો ભોપો બારાડી વિસ્તારનો નામચીન ઢોર ચોરોનો સરદાર હતો. ચોરાયેલ મોટા ભાગનાં જાનવરો કાના ભોપા મારફત કચ્છમાં પહોંચી જતાં. ચોરાઉ માલનો નિકાલ કરવા માટે તેણે જુદી જુદી કેટલીક વ્યવસ્થાઓ રાખેલી. તેનું આયોજન બુદ્ધિપૂર્વક થતું.

બોડીવાવની ઘોડી બે દિવસ પહેલાં કાનાના તબેલે આવી ચૂકી હતી. આવાં કિંમતી જાનવરના પૂરતા પૈસા ઉપજે તેટલા માટે તેને કચ્છ તેમજ જરૂર જણાય તો ત્યાંથી સિંધ મોકલી આપવા માટે તેણે વ્યવસ્થા ગોઠવી હતી, પણ આવા અણીના સમયે જેમલ અને જીવણદાસજી ઓચીંતા આવી જવાથી તેની વિમાસણમાં થોડો વધારો થયો.

ન કળી શકાય એવી કાનાની બેચેની અને રીતભાત ઉપરથી જેમલને ખાતરી થઈ કે ઘોડી અહીં જ છે. તેણે સલુકાઈથી કામ લેવા પહેલેથી જ વિચારી રાખ્યું હતું, છતાં જરૂર જણાય તો કાનાને હાથ બતાવી દેવાની પણ તેની તૈયારી હતી. તેણે વિનવણીભરી વાણીમાં કાના ભોપા સાથે વાત માંડી :

"કાનાભાઈ આપણે તો સીમાડા પાડોશી છીએ; એટલે એકબીજાને નાનપણથી જ સમજીએ છીએ અને જાણીએ પણ છીએ. આવા કામમાં નાની વાત પણ આપણી જાણ બહાર જાય નહીં તે દેખીતું છે. મેં આડી અવળી પૂછપરછ કરી છે તે ઉપરથી લાગ્યું કે ઘોડીનું પગેરૂં આ તરફ આવેલ છે. આથી મને હિંમત આવી કે કાનાભાઈ ધારે તો આ કામમાં અમને મદદરૂપ થઈ પડશે. તમારા માટે તો આ રમતની વાત છે. બાકી આ કામ બીજા કોઈનું હોત તો હું પગ પણ ન માંડત. બોડીવાવ મારો ગુરુદ્વારો છે. જીવણદાસજી જેવા સંતના ઉપવાસથી નિકંદન નીકળી જાય. અમે તેમ પણ તે ભેખના દીકરા. આપણાં તો તરવાના તૂંબડાં વદે. આપણે કાંટીઆ વરણ જો એની મરજાદા લોપીએ તો પૃથ્વી રસાતળ જાય. માટે કાનાભાઈ આ પતાવી આપો એટલે નાળિયેરનું પાણી નાળિયેરમાં રહે અને જીવણદાસજીને માનભેર બોડીવાવના માર્ગે વિદાય કરીએ."

વાતનો મર્મ સમજી જતાં સહેજ કરડાકીથી કાનાએ જવાબ દીધો કે : "જેમલભાઈ, આ તરફ પગેરૂં નીકળ્યું તેની સાબિતી શું ? બાકી તમે જાણો છો કે માઠા મે અને ધંધાપાણીની ખાત્રી ન હોવાથી ડૂબતો માણસ તરણું પકડે તેમ બારાડીના લોકો નાની મોટી ચોરી-ચપાટી કરતાં થયાં છે. પણ આ વાતમાં મને શંકા જાય છે કે અહીંનો માણસ માંગરોલ સુધી લંબાય ઈ વાત ગળે નથી ઊતરતી. કારણ કે એ વિસ્તારમાં કોઈ આશરો આપે એવાં પઠંગા નથી. અને તમે તો જેમલભાઈ જાણો છો કે પઠંગા વગરનું આ કામ થાય નહીં. માટે તમે આને માટે બીજે કોઈ ઠેકાણે તપાસ કરો."

આમ કાનાના ઉડાઉ જવાબથી જેમલે વધારે સાવધાનીથી વાતને આગળ લંબાવતાં કહ્યું કે : "જુઓ કાનભાઈ ! તમારે મારી વાત આમ ઉડાવી દેવી હોય તો ભલે, બાકી મને પાકા પાયાની બાતમી મળી છે કે ઘોડી આ તરફ આવી છે અને આ ગામમાં છે. વખતો વખત અજાણ્યાં ઘોડાં બાજુ બાજુમાં બંધાયેલાં હોય તો નાકસૂર ખેંચીને હણહણાટ કરે એવો હણહણાટ તમારી વાડીમાં વડલા પાછળ બાંધેલા ત્રાટામાંથી સંભળાય છે. એટલે એ ઘોડી તમારી વાડીમાં હોય તેમ માનવા કારણ છે. માટે આપણે કાંટિયા વરણ ભાઈચારાને નાતે એક બીજાની વાત જાળવી લેતા હોઈએ છીએ એમ તમે પણ મારી આબરૂ જાળવી લ્યો તો સારી વાત છે !"

જેમલની સીધી વાતથી કાનાએ અસ્વસ્થતા દબાવી સહેજ ચીડાઈને પૂછ્યું કે: "જેમલભાઈ ! તમે તો મને ચોર બનાવો છો !"

જેમલે વળતો ઘા કર્યો કે: "કાનાભાઈ ! તમે ચોરી કરવા જતા નથી તે વાત સાચી છે, પણ કોઈએ કરેલી ચોરીનો માલ ઠેઠ કચ્છ બની અને સિંધ સુધી પહોંચાડો છો અને ત્યાં તમારા પઠંગા પણ છે એ વાત કોનાથી અજાણી છે ? હું તમારી સાથે ઝગડો કરવા નથી આવ્યો, આ તો શેઢા પાડોશીને નાતે વિનવણી કરૂં છું. બાકી કાનાભાઈ, મારા ગુરૂ જીવણદાસ મહારાજ વચ્ચે છે. વાત વધે અને તેમાંથી આડા અવળું વેતરાય તો તેનું દિલ દુભાય. બાકી આવી વાતમાં જેમલ કરગરે નહીં. ઘોડી તમારી વાડીમાં છે અને તમારે તે કાઢી દીધે છૂટકો છે."

કાનાએ વાત સંભાળી લેતાં ટાઢેપેટે જવાબ દીધો કે: "જેમલભાઈ ! વાત સાચી, મારે ત્યાં માલ આવે છે અને જાય છે, અત્યારે પણ ચાર ઘોડીઓ

બાંધી છે. તેમાંથી કઈ ઘોડી મહારાજની છે તેની શું ખાતરી ? બાવાની ઘોડીને કાંઈ શીંગડાં છે ?"

એક બાજુ શાંતિથી બેઠેલા જીવણદાસજી કાના અને જેમલ વચ્ચેની ખેંચતાણ શાંતિથી સાંભળતા હતા. હવે તે વચ્ચે જ બોલી ઊઠયા કે: "ભાઈ કાના! જો ખાત્રી કરવી હોય તો કરી લ્યો જાનીરાયજીની ઘોડીને કાન પાછળ શીંગડાં છે."

જીવણદાસજીનો અવાજ શબ્દ પારખુ ઘોડી ઓળખી ગઈ. તેણે બેઠક પાછળના તબેલામાં હણહણાટ અને ફરેડા દેવા માંડયા, તોફાન મચાવ્યું. જોતજોતામાં તો ખીલો ઊપડાવી તે બહાર નીકળી આવી. જીવણદાસજીને જોતાંની સાથે જ તેના ઉપર ઘોડી ચડી આવી, તેને ફરતાં આંટા મારવા લાગી. મહારાજે તેને બચકાવી ઉપર હાથ ફેરવ્યો, તેને શાંત પાડી. ઘોડીનું માથું નમાવી કાનાને બોલાવી બતાવ્યું કે: "કાનાભાઈ! ખાત્રી કરો, અમારી ઘોડીને શીંગડાં છે કે નહિ!"

આ જોઈ કાનો દિગમૂઢ બની ગયો. તેણે મોઢામાં તરણાં લીધાં. સંત જીવણદાસના પગમાં પાઘડી નાખી કરગરી ઊઠયો: "બાપુ મેં આપનો અપરાધ કર્યો, મને માફ કરો. અમે તો પામર જીવ કહેવાઈ, આપ સાગર છો"

કાનાની આર્તભરી વાણીથી જીવણદાસજી પીગળી ઊઠયા. તેને માથે હાથ ફેરવી આશીર્વાદ આપ્યા, "ભગવાન જાનીરાયજી તને સદ્‌બુદ્ધિ આપે, અને બેટા! તારૂં કલ્યાણ થાવ."

કાનો લાગણીમાં દબાઈ ગયો. તેના જીવનમાં નવું સોપાન શરૂ થયું. તેણે સંતના પગ પકડયા. આંસુ ભરેલી આંખે ખાત્રી આપી કે: "બાપુ હવેથી આ ધંધો બંધ કરૂં છું."

જીવણદાસજીએ કાના ઉપર હાથ મૂક્યો, તેને આશિષ આપ્યા અને બોડીવાવના રસ્તે જેમલ સાથે વિદાય થયા.

આ ઘોડીનો વેલો અત્યારે પણ શીંગાળીના નામે ઓળખાય છે. અને દશેરાના દિવસે હાલમાં પણ તેની પુજા થાય છે. ઘોડાંઓની અન્ય જાતોની સરખામણીમાં આ જાત સ્થિર સ્વભાવની, શબ્દ પારખુ, માલિક પ્રત્યેની વફાદારી અને અટંકીપણા માટે વખણાય છે. આ છે બોડીવાવની શીંગાળી.

આ પ્રસંગની સાક્ષી દેતો દુહો અત્યારે પણ લોક જીભે બોલાય છે:

**બોડી તેં શીંગાળી કીધી, જગમાં જીવણદાસ;**
**ઊંચા તારા ઓરડા, તેમાં જાનીરાયના વાસ.**

---

# ઘોડાંની ગતિ, શક્તિ

સં. ૧૪૦૦માં ગોગાદેજી થઈ ગયા. તેમને યવનો સાથે યુદ્ધ થયુ. ઘોડાંઓથી યુદ્ધ જીત્યા. પછી ભૂખ્યા તરસ્યા ઘોડાંઓ લઈ એક તળાવની પાળે વિશ્રાંતિ લેવા બેઠા. ઘોડાંઓને છૂટા કરી ચરવા કાઢી મેલ્યાં. તે ખબર દુશ્મનોને પડતાં એકદમ માથે આવી ચડયા. ગોગાદેજીથી ઘોડાં તુરત હાથ થયાં નહીં. જેથી કામ આવી ગયા. એટલે એક દુહામાં કહ્યું છે :

**"ભૂખ્યાં તિસિયાં, થાકડાં રાખી જે નેડાહ;**
**ઢળિયાં હાથ ન આવસી, ગોગા દે ઘોડાંહ."**

ભગવાન રામના ગુણગાન કરનારા તુલસીદાસજીએ પણ ઘોડાંની ગતિ માટે કહ્યું છે :

"તીખે તુરંગ, મનોગતિ ચંચલ,
પૌન કે ગૌન હુકે જું લજાતે"

તો પછી આપણો ડીંગળી ભાષાનો કવિ ઠાકોર વજેસીંગજીને તથા ઘોડાંને આ રીતે બિરદાવે તેમાં નવાઈ શી !

**"તાહળા પવંગતણા, ડાબા અળય દેવાય;**
**કડમડ થાય કોરંભ, વશિયર સોત વજપાળદે."**

ત્યારે કુચાળા માકાભાઈ તો કહે છે કે પૂરેપૂરા મહેશ રીઝયા હોય તો જ કોઠારે કણ, ખજાને લક્ષ્મી તથા ઘોડારે જાતવાન ઘોડાં હોય છે.

**"જેણે મહેશર માગિયા, કણ ભરિયા કોઠાર;**
**ઘર ઘોડાં લખમી ઘણી, જે ત્રૂઠા જડધાર."**

—બળદેવભાઈ નરેલા (ભાવનગર)

# ફૂલેકામાં વરઘોડો શ્રીરામનો

સં. કરસન પઢિયાર (લીંબડી)

બાલ કાણ્ડ–રામ ચરિત માનસ ગ્રંથમાં શ્રી રામચંદ્રજી વિવાહ પ્રસંગમાં લખેલ છે કે:

"બંધુ મનોહર સોહહિ અંગા,
જાત નચાવત ચપલ તુરંગા."
"રાજકુંઅર બર બાજિ દિખાવહિં,
બંસ પ્રસંસક બિરિદ સુનાવહિં
"જેહિ તુરંગ પર રામ બિરાજે,
ગતિ બિલોકી ખગનાયકુ લાજે."
કહિ ન જાઇ સબ ભાંતિ સુહાવા,
બાજિ બેષુ જનુ કામ બનાવા.

બન્ને મનોહર ભાઈ શોભિત છે. જે ચંચલ ઘોડાઓને નચાવતા – રમાડતા ચાલ્યા આવે છે. રાજકુમારો શ્રેષ્ઠ ઘોડાઓ, અને એની ચાલ–રમતને દેખાડી રહ્યા છે. માગધો અને ભાટો બિરદાવલી બોલી રહ્યા છે. જે ઘોડા ઉપર શ્રીરામ બિરાજેલ છે, તેની ચાલ–તેજ ચાલને જોઇને ગરુડ પણ લજાઈ જાય છે.

એ બધી રીતે ખૂબ સુંદર છે, એનું વર્ણન અવર્ણનીય છે; જાણે કે કામદેવે જ ઘોડાનો વેષ ધારણ કરી લીધો હોય એમ લાગે છે.

જનુ બાજિ બેષુ બનાઈ મનસિજુ
રામ હિત અતિ સોહઇ
આપનેં બય, બલ રૂપ ગુન,
ગતિ સકલ ભુવન બિમોહઇ
જગમગત જિનુ જરાવ જોતિ,
સુમોતિ મનિ માનિક લગે.
કિંકિન લલામ લગામુ લલિત,
બિલોકી સુર નર મુનિ ઠગે.

જાણે શ્રીરામચંદ્રજી માટે કામદેવ ઘોડાનો વેષ ધારણ કરી અતિ શોભિત થઇ રહ્યા છે. તે (કામદેવ) પોતાની અવસ્થા, બળ, રૂપ, ગુણ, અને ચાલથી સમસ્ત લોકોને મોહિત કરી રહ્યા છે. સુંદર મોતી, મણી, અને માણેક લગાડેલ જીન અજવાળાથી ઝગમગી રહ્યું છે. તેની સુંદર ઘૂંઘર લગાડેલી લલિત લગામને જોઇને દેવતા, મનુષ્ય અને મુનિ બધા છેતરાય જાય છે.

પ્રભુ મનસહિં લયલીન મનુ,
ચલિત બાજિ છબિ પાવ
ભૂષિત ઉડગન તડિત ઘનુ,
જનુ બર બરહિ નચાવ.

પ્રભુની ઇચ્છામાં પોતાના મનને લીન બનાવીને ચાલતો ઘોડો ઘણી શોભા પામી રહ્યો છે, જાણે કે તારાઓ તથા વીજળી–અલંકૃત મેઘ સુંદર મોરને નચાવતો હોય.

જેહિ બર બાજિ રામુ અસવારા,
તેહિ સારદઉ ન બરનૈ પારા
સંકરૂ રામ રૂપ અનુરાગે,
નયન પંચદસ અતિ પ્રિય લાગે
હરિ હિત સહિત રામુ જબ જોહે,
રમા સહેત રમાપતિ મોહે.
નિરખી રામ છબિ બિધિ હરખાને,
આઠ ઈ નયન જાનિ પછિતાને.

–જે શ્રેષ્ઠ ઘોડા ઉપર શ્રીરામચંદ્રજી સ્વાર થયેલ છે, તેનું વર્ણન સરસ્વતીજી પણ નથી કરી શકતાં. ભગવાન શંકર ઘોડેસ્વાર (શ્રી રામચંદ્રજી)ના રૂપમાં એવા અનુરક્ત થયા છે કે તેમને પોતાના (શ્રી શંકરના)–પંચમુખ–પંદર આંખો આ સમયે ખૂબ પ્યારી લાગવા માંડી. (કામદેવે ઘોડાનું રૂપ ધારણ કર્યું હોય અને ભગવાન શંકર (પંચાન)ના પાંચેય ત્રીજી લોચન–ખુલ્લા લોચનથી. બચાવવાના હિતની બાજી જેના મનમા છે તેવા) રામને શ્રી વિષ્ણુ અને લક્ષ્મીજી પ્રેમથી જોયા ત્યારે બંને મોહાઇ ગયાં. શ્રી બ્રહ્માજી પણ ઘણા આનંદિત થયા, પણ પોતાને આઠ જ નેત્ર હોવાથી પછતાયા.

...અને, આ ઘોડેસવારને કાર્તિક સ્વામીએ બ્રહ્માજીથી દોઢી (બાર) આંખોથી જોયા, અને ઉત્સાહિત થયા.

ઇંદ્ર પોતે ગૌતમ ઋષિના શ્રાપને આશીર્વાદ માન્યો, કારણે તેણે આ ઘોડેસ્વારને એકસો નયનથી નિહાળ્યા.

શ્રી રામનાં લગ્ન બાદ જનકપુરમાંથી વિદાય પ્રસંગે:–

તુરગ લાખ રથ સહસ પચીસા
સકલ સંવારે નખ અરૂ સીસા

–ઘણી ભેટો પૈકી એક લાખ ઘોડા આપવામાં આવ્યા.

# સવાજીનો નટાવો

અમરદાન ખારાવાળા (ખારા)

અમારા ગામના જીવરાજભાઈ પટેલે સહુ પ્રથમ કૂવા ઉપર મશીન મૂક્યું. મેં એમને કહ્યુઃ "મશીન કેવડું છે?"

મને કહેઃ "૧૦ હોર્સ પાવરનું."

સાંભળતાં જ મને વિચાર થયો કે હોર્સ પાવર એટલે શું? હું તો અંગ્રેજી ભણેલો નહીં. એટલે ભણેલાને પૂછ્યું.

એણે કહ્યુઃ "૧૦ ઘોડાના બળના જોરવાળું." મને વિચાર થયો કે, ઊંટ નહીં, હાથી નહીં અને ઘોડાની ઊપમા કેમ આપી હશે? તપાસ કરતાં ખબર પડી કે ઘોડામાં ખૂબ જ તાકાત હોય છે.

પાલીતાણાના દરબાર બહાદુરસિંહજીને ઘોડાનો ઘણો શોખ હતો. મોખડાકામાં ઘોડાઓ માટે વ્યવસ્થા કરેલી. એક વાર હવામહેલથી એક ઘોડો છૂટીને ભાગ્યો. ભૈરવનાથ પાસેના પુલ આગળના લોઢાના થાંભલા ભેગો ભટકયો. તે થાંભલો વળી ગયો પણ ઘોડાને કંઈ ઈજા ન થઈ.

પગ નીચેના કાંકરાના ભૂકા કરી નાખે એવા ડાબલા માટે જ અંગ્રેજોએ ઘોડાની તાકાત ઉપરથી માપ નક્કી કર્યું હશે એમ મને લાગ્યું. ઘોડામાં જેટલું બળ એટલી જ બુદ્ધિ પણ ખરી. બલા અને જાતવાન ઘોડાઓ ધણીને જીવતદાન આપે છે. ટારડું હોય તો મારી પણ નાખે.

પાલીતાણાની મૂળ ગાદી ગારિયાધાર ગારિયાધારમાં દરબાર સવાજી ગોહેલ મહાન શૂરવીર થઈ ગયા આજે પણ એના પાળિયાને કસુંબો પાવા એના વંશજો આવે છે.

તે દરબાર એક વાર એમના મામાની સાથે વાતો કરે છે. મામા હતા અવસ્થાગાન. ઘડપણ આંબી ગયેલું. અધુરામાં પૂરું સળેખમ થયેલું અને ઉધરસે ઉપાડો લીધેલો. મામાને ઉધરસ આવતાં ઊભા થયા અને ઓસરીની કોરે થૂંકવા ગયા, પણ ગળફો દૂર ન જતાં વફાદાર કૂતરો જેમ ધણીનો કેડો ન છોડે તેમ કોર ઉપર પડયો. આ જોઈને સવાજીએ કહ્યું: "મામા! આટલી બધી અશક્તિ આવી ગઈ છે? વૈદરાજ પાસેથી કોઈક દવા લો તો સારું થાય."

મામાએ કહ્યું- "જાણાભાઈ! જ્યારે ઘડપણ આવે ત્યારે દવાની પણ કારી ફાવતી નથી બાપા! તમે ઘરડા થશો ત્યારે ખબર પડશે."

સાંભળતાં જ સવાજી ગોહેલે કહ્યું "૪૦ નટાવે એની માથે બ્રહ્મહત્યા. ઘડપણ આવવા દઈ તો વાધિો ને!"

મામાએ કહ્યુઃ "હાં! હાં! ભાણાભાઈ!" પણ પછી તો શૂરવીર માણસ-થૂંકાય પછી ગળાય નહીં.

આ વાતની એમના બહેનને તરત ખબર પડી, એટલે થોડા દિવસો પછી ભાઈને ટોપરાનો વાટકો ખવરાવ્યો. ટોપરું ખાઈ ને માજણીને માગવા કહ્યું.

બહેને કહ્યુઃ "ભાઈ! હું માગુ એ આપવું પડશે, તો માગું!"

સવાજીએ કહ્યું; "માથું માગો તો એ પણ આપી દઉં, પછી શું?"

આ વાત મજબુત કરી બહેને કહ્યું "ભાઈ! મને કાપડામાં તેં નક્કી કરેલાં ૪૦ વર્ષ ઉપર ૧૦ વર્ષ વધારે જીવવું તે આપો."

આ સાંભળતાં જ સવાજીએ કહ્યું: "ભલે, દીધાં, પણ બહેન! તમને ખબર છે ને કે જે કોળ-યાએ આપ્યું હોય એને ડબલ કરીને પાછું દેવું જોઈએ"

બહેન કહેઃ "હા,"

દરબાર કહે: "બહેન! તો પછી ૧૦ વર્ષ તમારાં દીધેલાં અને એમાં ૧૦ મારાં ભેળવવાના. આ

તે ૨૦ વર્ષ તમને કાપડામાં દઉં છું. હવે ૩૦ રહ્યાં. હવે તમે જો એક વેણ આ બાબતમાં બોલ્યાં તો મોરલીધર મહારાજની આણ છે."

આ સાંભળતાં જ બહેનની જીભ સીવાઇ ગઈ, પણ ભાઈને ઝાઝું જીવાડવા, દેખભાળ રાખવા કુંવારા-વ્રત કર્યું.

આ પ્રસંગ બન્યો ત્યારે સવાજીને ૨૫ વર્ષ પૂરાં થયાં હતાં, છવીસમું શરૂ થએલું. એટલે સવાજી મોત સાથે રમત રમવા માંડ્યા. સૂતા સાપને જગાડવાનો ધંધો શરૂ કર્યો. નાના રાજકોટ, સલડી, આંસોદર અને આજુબાજુના ગામડાંના કાઠી દરબારો સાથે વેર બાંધ્યાં, પણ પવનવેગે બધાને આ સમાચાર મળી ગએલા કે દરબારને ૩૦ પહેલાં મરવું છે, એની આ બધી મહેનત છે.

એક દિવસ સવાજીને અવળો સંકલ્પ આવ્યો. પરવડીમાં પલેવાળ બ્રાહ્મણે કૂવો બંધાવ્યો છે તે જોવાને બહાને પરવડી આવ્યા. કૂવો ઢૂકાવાને બહાને મરવું. કારણ કે એક વાર વચન આપેલું કે આત્મા-હત્યા નહીં કરું, પણ આમાં વાંધો નહીં એમ માની કૂવા પાસે આવ્યા.

આથમણે પાદર ડૂબાણીઓ કૂવો. એ પણ સો એક ફૂટના ઘેરાવવાળો. કાળે કરીને કૂવો તૂટે નહીં એટલે બરાબર વચ્ચેથી કમાન વાળેલી. દોઢ ફૂટ પહોળી. ઘોડાને પરબારો જ એના પર જવા દઈ ચલાવ્યો. પણ જેમ બદાણિયો દોર ઉપર જાય તેમ ઊપાડયો સાથેના અંગરક્ષકોએ પાછળથી પડકાર કર્યો કે: "દરબાર! આ શું કર્યું! આવી છોકરમત! આવી રમત ન કરાય."

સવાજી કહે: "સાચરમાં ઘોડો કેવું કામ કરે છે. તે જોઈ લઉં, કોઈકવાર કામ લાગે. મરવા નથી જતો, મૂંઝાશો નહીં" આમ કહી ઘોડાને કૂવા ઉપર જવા દીધો. ઘોડો નટની જેમ સામે કાંઠે જતો રહ્યો.

દરબારે પણ રમત શરૂ કરી. સામે કાંઠેથી પાછો ઘોડાને પાછે પગે આ કાંઠે લાવ્યા. પછી પાછો જવા દઈ પાછો પાછે પગે આ કાંઠે લાવ્યા. પણ ઘોડો તે દોઢ ફૂટની કમાન ઉપર અસવારની રક્ષા કરતો જ રહ્યો.

ઘોડો લગીરે લથડયો નહીં તેથી દરબારે સામા કાંઠે જવા દઈ પાછા પગે લાવતાં બરાબર વચ્ચે આવતાં ઓચિંતા લગામ ખેંચી અને માર્યો આંચકો. પણ ઘોડો બે પગે ઉભો થઇ ગયો. દરબારે જમણી બાજુ લગામ ખેંચી પણ પછી ફેરબો ફેરફૂદરડી ફરે એમ ઘોડો કમાન ઉપર કુદરડી ફર્યો, એટલે સવાજીએ પાછી લગામ ખેંચીને એડી મારી એટલે ઘોડો ઉછળીને પરબારો સામે કાંઠે સિંહની જેમ ગયો.

આ જોતાં આજુબાજુ ઊભેલા લોકોના શ્વાસ અધ્ધર ચડી ગયા દરબારની આત્મહત્યાના જાણે સાક્ષી થવા સર્જાયા હોય એમ દિગ્મૂઢ બની ગયા. પણ ઘોડે દરબારને આંચ આવવા ન દીધી.

આજે પણ તે ઘોડાના ઉછળીને તાકાત ભેગી કરીને પાણા ઉપર પાડેલા પગના ડાબલાના ખાડા તે કૂવા ઉપર મોજૂદ છે.

## મૃત્યુ પછી પણ અશ્વની ઉપયોગીતા

અશ્વ જીવતાં તો માનવીની અનેક પ્રકારની સેવા કરતો જ હોય છે; કોઇને કોઈ રીતે માનવીને ઉપયોગી થતો હોય છે, પરંતુ મૃત્યુ પછી પણ કોઇને કોઈ રૂપે માનવસમાજને ઉપયોગી નીવડે છે, એ વાતની આપણામાંથી ઘણા ઓછાને ખબર હશે!

પાશ્ચાત્ય દેશોમાં, ઘોડાનાં પગનાં હાડકાં (નળા) કઠણ અને સફેદ હોવાથી તેમાંથી, છરી અને કાંટાના હાથા બનાવવામાં આવે છે. પૂંછડી તથા કેશવાળીના વાળમાંથી કાપડ પણ બનાવવામાં આવે છે. અને શરીર ઉપરના નાના–નાના વાળ ગાદી બનાવવાના કામમાં લેવામાં આવે છે. તેમ જ ચામડામાંથી ચોક્કસ પ્રકારનાં શિકારીને પહેરવાનાં બૂટ પણ બનાવવામાં આવે છે. ખરીના ભાગમાંથી તેલ પણ કાઢવામાં આવે છે. ત્યાર પછી બાકી વધેલા કૂચામાંથી દાંત ખોતરણી જેવાં સાધનો પણ બનાવામાં આવે છે. એની ગરદનના અને પાંસળીના હાડકાંને બાળીને, કોલસા કરવામાં આવે છે. આ ક્રિયા દરમ્યાન નીકળતા ધુમાડામાંથી 'એમોનિયા' નામનું ઔષધ બનાવવામાં આવે છે. આમ મર્યા પછી પણ અશ્વ માનવસમાજની ઉપયોગી સેવા બજાવે છે. ભારતવર્ષમાં તો અશ્વના શબને ખાડામાં દાટી દેવાનો રિવાજ છે, પણ, એની પૂંછડીના અને કેશવાળીના વાળમાંથી ચમ્મર બનાવવામાં આવે છે.

—હરસુર ગઢવી (ભેંસાણ)

# ધોળીનો રૂખડ અને રૂખડનો રોઝો

સુરગભાઈ વરૂ (નાગેશ્રી)

બાબરીઆવાડમાં બે બહેનો. ધોળીબાઈ તથા ભાવીબાઈ. ધોળીબાઈને પેટે જવાંમર્દ રૂખડ વરૂ પાક્યો. ભાવીબાઈને પેટે ભોળો કાત્યાળ જનમ્યો. બેય માસીઆઈ ભાઈઓ તેમની માના નામથી પ્રખ્યાત થયા. રૂખડ વરૂ ધોળીનો રૂખડ કહેવાયો. ભોળો કાત્યાળ ભાવીનો ભોળો કહેવાયો. દીકરાઓએ માનાં ધાવણ અને કૂખ ઉજાળ્યાં. માએ દીકરાઓને ઉજળા કર્યા.

રૂખડ વરૂના બાપુ લુણાવરૂ નાનપણમાં ગુજરી ગયા હતા. આઈ ધોળીબાઈને એકનો એક દીકરો રૂખડ. પોતાનો દીકરો રાંડી પૂતર શે'જાદો ન કહેવાય તે માટે આઈએ નાનપણથી રૂખડ વરૂને કેળવવા માંડયો. શરીર અને મનનો લોખંડી થાય એ માટે નાનપણથી રૂખડ વરૂને વેઠવા માંડેલો. ગામના સારા સારા મલ્લકુસ્તી કરનારાઓને બોલાવી તેમની સાથે રૂખડને કુસ્તીના દાવ શીખવાડતાં, તલવારના દાવ શીખવાડતાં. પોતાની ઘોડીને આવેલા વછેરાને પણ રોજ મણ મણ દૂધ પાઈને તથા ઘીની રાતબ આપીને વેઠવા માંડેલાં. વછેરો સફેદ એટલે 'રોઝો' કહેતા.

રૂખડ વરૂ ૧૮ વર્ષનો થયો ત્યાં તો જુવાની ભગડતૂતી રમવા માંડી. રોઝો રૂખડ વરૂની જુવાનીને જગાડવા હાવળ દેવા લાગ્યો. ગામમાં હસન નામનો જાચક ઘોડાને સારી રીતે ફેરવી જાણે. તેની પાસે ઘોડાને ફેરવાવ્યો. મુંબઈમાં નાગેશ્રીનો સુતાર રહેતો હતો, એ ઘોડાંના સારા સામાન બનાવે એ નાગેશ્રી આવેલો, એણે રૂખડના રોઝાને જોયો.

એને દિલમાં કોડ જાગ્યા. એ ધોળીબાઈ પાસે આવ્યો. કહે: "આઈ ! તમે કહો તો રૂખડભાઈના ઘોડા માટે પાખર બનાવી દઉં. તથા રોઝાનું અને રૂખડભાઈનાં અંગોનું રક્ષણ થાય એવું નેતરનું બખ્તર બનાવી દઉં."

આઈ કહે: "અરે ભાઈ ! એટલું જ ખૂટતું હતું. આ લે તારા છોકરાને આ ભેંસ આપું છું. પણ પાખર અને બખ્તર ક્યાંય ન હોય એવાં બનાવી દેજે." આમ કહી આઈએ અર્ધો મણ દૂધ દેતી ભેંસ દેતાં સુતાર રાજીના રેડ થઈ ગયો. એણે માપ લઈ રૂખડ વરૂના રોઝા માટે ખૂબ ઓછાં વજનનું પાખર બનાવી દીધું. એની સાથે જોડીને નેતરનું બખ્તર કરી દીધું.

પાખરની કરામત એવી કે ઘોડો દોડે એની આગળ હાથીની સૂંઢ જેવું ઉછળતું આવે. તથા ફરડાક ફરડાક ફૂંફાડા મારતું આવે. સ્વારના અવયવનું રક્ષણ કરતી બે નેતરની પાંખો ખૂલે. નેતરનું બખ્તર ઘોડાનું તલવાર તથા ભાલાના ઘાથી રક્ષણ કરે.

નાગેશ્રીમાં સીદી વરૂ નામનો અડાબીડ માણસ. એની ફોજો ઠેઠ પ્રાચીપાટણ સુધી ફરે. એકવાર આઈએ રૂખડ વરૂને રોઝા ઉપર બેસાડયો. એને સીદી વરૂ પાસે લઈ જઈ કહે : "સીદીભાઈ ! આ રૂખડ હવે મોટો થયો છે, એનું બાવડું તમને સોંપું છું. તમે એને કેળવજો."

સીદી વરૂએ રૂખડ વરૂને ધીંગાણાની, ભાલાની, બંદૂકદારીની જે કળા પોતે અણેલા એ શીખવી. પછી કંઈક ધીંગાણામાં રૂખડ વરૂને ભેગા લઈ જતા રૂખડ વરૂનો રોઝો, એની ઉપરનું પાખર અને બખ્તર ઘોડો દોડે ત્યારે ફરડાક ફરડાક સૂંઢ જેવું ઉછળે તથા ઘોડાના પાંખોનો દેખાવ જોઈ સારાં સારાં ઘોડાં ભડકીને ભાગતાં. રૂખડ વરૂએ કંઈક ધીંગાણામાં કંઈક શૂરવીરોનાં પાણી ઉતારી નાખેલાં.

રૂખડ વરૂનાં જૂનાગઢના નવાબ પાસે માન વધી ગયાં, નવાબી ફોજ જ્યાં ચડે ત્યાં રૂખડ વરૂને બોલાવે, એના નામના દુહા રચાયા :

પેલી ભરીએ પાળ; (તો) ગામે ઉચાળા ગરે;
રૂખડ અળગી રાડ, કર લીધાની લુણાઉત.
રૂખડિયા રાણા, માણા મોં ઝીલે નહીં;
તું થી દહરાણા, રહે ઉદ્રકતા રૂખડા !

ભાવનગરના મહારાજાને અને જૂનાગઢના નવાબને બાબરીઆવાડના સીમાડા અંગે તકરાર શરૂ થઈ. એકબાજુ ભાવનગરના મહારાજ વજેસંગજીએ રાજુલા પાસે ફોજ સાથે પડાવ નાખ્યો. બીજી બાજુ ડોરડા પાસે નવાબે ફોજ સાથે પડાવ નાખ્યો.

જૂનાગઢની ફોજની સખાતે બાબરીઆવાડના વરૂ અને કોટીલા હતા. ભાવનગરની ફોજ સાથે કાઠીઓ હતા. રાજુલાના ભોળા ધાંખડે મહારાજ વજેસંગને કહ્યું: "મહારાજ ! જો આપને જૂનાગઢ સાથે લડાઈ થાય તો અમે ધાંખડા કોઈ સાથે નથી લડીએ. લડાઈ થાય તો આપની ફોજને ચેતવી રાખજો. રૂખડ-વરૂ ભારે પડે એવા છે."

બેય બાજુ વાટાઘાટ ચાલે છે. વજેસંગજીએ વાટાઘાટ ચાલુ રાખી. બીજી બાજુ એવી વાત ચલાવી કે અમારે નવાબ સાથે લડવું નથી, એટલે જ્યાં સુધી લડાઈ ન થાય ત્યાં સુધી બાબરીઆઓને પોતાના ગામ જઈ આવવા નવાબે કહ્યું. પણ સંદેશો મળે તરત આવવા કહ્યું.

નવાબે બાબરીઆઓને રવાના કરી દીધા એની બાતમી વજેસંગજીને મળતાં વજેસંગે લાગ જોઈ નવાબની ફોજ ઉપર ત્રાટકવાનું નક્કી કર્યું. બાબરીઆ આવે એ પહેલાં નવાબી ફોજનો ખૂરદો બોલાવી નાખવાનું નક્કી કર્યું. વજેસંગજીએ જેઠા ગોવાળિયા સાથે લડાઈ અંગે મસલત કરી, જેઠો ગોવાળિયો કહેઃ "મહારાજ ! નવાબી ફોજનો કોઈનો વાંધો નથી. પણ નવાબી ફોજ સાથે લેલાં ને જમના બે તોપો છે, એ આપણી ફોજનો ખૂરદો વાળે એવી છે."

"બાબરીઆ આવે એ પહેલાં ગમે એમ નવાબી ફોજનો ગમે તેમ કરીને ખુરદો બોલાવી નાખો. તોપો પણ બંધ કરી દીધા સિવાય છૂટકો નથી," મહારાજે હુકમ કર્યો.

રાતોરાત તોપોના રેંકડા ઢસડાણા. મોંસૂઝણું થાય તે પહેલાં નવાબી ફોજ સામે ભાવનગરની ફોજે આવી જઈ હુમલો કર્યો, નવાબી ફોજે ભાવનગરની ફોજ સામે તોપોનો મારો ચલાવ્યો. બેય બાજુથી ધુંવાધાર તોપોના હમમમ હમમમ ગોળા છૂટયા.

નવાબી ફોજના નામી તોપચીઓ ભાવનગરની ફોજને આગળ વધવા દેતા નથીઃ તોપું લેવરાવી બીજી બાજુ તોપોનો મારો ચાલુ રાખ્યો.

ભાવનગરની ફોજને આગળ વધવું તો ઠીક પણ ધીમે ધીમે પાછળ જવું પડયું. જેઠા ગોવાળિયાએ કહ્યું: "આમ તોપોનો મારો ચાલુ રહેશે અને બાબરીઆ આવી જશે તો આપણી ફોજનો સોથ વળી જશે."

આ બાજુ નવાબે બાબરીઆઓને બોલાવવા કાસદ રવાના કર્યા. જેઠા ગોવાળિયાએ વ્યૂહ બદલ્યો. એણે ૫૦ ૫૦ ની ૫ કાઠીઓની ટુકડીઓ તૈયાર કરી એક એક ટુકડીની પાછળ ૨૫–૨૫ સાંઢિયા માથે જંજાળો તૈયાર કરાવી, જે આગળની સવારની ટુકડીનું રક્ષણ કરે.

હવે જેઠા ગોવાળિયાએ તોપો સાથે હુમલા કરવા હુકમ કર્યો. નવાબી ફોજની તોપો ગોળાનો વરસાદ વરસાવતી હતી. પોતા તરફ હુમલો કરતી ટુકડીઓ સામે તોપચીઓએ તોપો દાગી. ઝપટમાં જે સવારો આવ્યા એના કૂરચે કૂરચા ઊડી ગયા. બાકીના ઘોડેસ્વારો અને ઊંટસવારો બચ્યા એમણે જંજાળોથી હુલ્લો શરૂ કર્યો, તોપોનું રક્ષણ કરતાં આરબોએ આવનાર ઘોડેસ્વારો માથે હુમલો કર્યો.

પછી જંજાળોના ધુમાડાથી ઢંકાએલા થોડા સવારો તોપો પાસે પહોંચી ગયા. તેમાંથી થોડાકે તોપચીઓ ઉપર તલવાર ચલાવી. ચારેક તોપોમાં નાગફણી જડી દીધી. આરબોએ આ ચારે સવારને બંદૂકથી ઉડાડી દીધા.

ત્યાં બીજી ટુકડીએ હુમલો કર્યો. બીજી ટુકડીમાંથી વધારે સવારો તોપોના ગોળામાંથી બચી ગયા. તેમણે પાંચેક તોપોને નાગફણી જડી દીધી. નવાબી ફોજ ગોહિલવાડી ફોજનો વ્યૂહ સમજી ગઈ. એટલે સામે નવાબી ઘોડેસ્વારોએ સામો હુમલો શરૂ કર્યો. બેય ફોજો સામસામી આથડી પડી.

ગોહિલવાડી ફોજને તો એમ જ જોતું હતું. અશ્વયુદ્ધના જાણકાર રજપૂતો અને કાઠીઓ નવાબી

ફોજનો ઘાણ કાઢવા માંડ્યા. ઘનઘોર યુદ્ધ જામી પડ્યું.

નવાબની ફોજ પાછી પડવા લાગી. હાથી પર બેઠેલો નવાબ લડાઈના રંગ જોતો જોતો શું કરવું એના વિચારમાં છે. આજ પોતાની ફોજને પાછી પડતી જોઈ એની મતિ મૂંઝાઈ ગઈ.

ત્યાં 'ઝાડી વાળાની જે,' 'સામજી મહારાજની જે' એમ કરતી ફોજ આવી ગઈ, આ 'સામજી મહારાજની જે' વાળાને જોઈને નવાબ હાથી ઉપર નાચવા કુદવા લાગ્યો બાબરીઆની ફોજની આગળ રૂખડ વરૂને રોઝ ઉપર ફોજને દોરતો નવાબની મદદે આવતાં જોઈ નવાબી ફોજે મરણિયા થઈ સામનો કર્યો. નવાબે રૂખડ વરૂને પોરસ ચડાવવા કહ્યું: "શાબાશ રૂખડ વરૂ ! રંગ રખના !"

૫૦૦ બાબરીઆ ભાવનગરની ફોજ માથે ત્રાટક્યા. તલવારની તાળીઓ પડી. ઝાકાઝીક ઝકાઝીક ઝાકા ઝીક થતી રૂખડ વરૂનો રોઝે હાવળ દેતો, તેના પાખરની સૂંઢ ફરડાક ફરડાક ઉલાળતો ભાવનગરની ફોજનો કોઈ ઘોડેસ્વાર સામો થાય તો ઘોડો ભડકીને ભાગે પાછળ કાળઝાળ રૂખડ વરૂ પડે અને તલવાર ચલાવી ત્રમઝૂટ બોલાવવા લાગ્યો રૂખડ વરૂની પાછળ બાબરિયાઓ ભાવનગરની ફોજનો ઘાણ કાઢવા લાગ્યા.

કોઈ ઘોડેસ્વાર રૂખડ વરૂની સામે થઈ શકતો નથી. ઘોડા રોઝનો વિચિત્ર દેખાવ જોઈ સામે થવાને બદલે ભડકીને ભાગે છે. રૂખડ વરૂ ભાગતા સવારને પોતાની તલવાર કે ભાલાનો સ્વાદ ચખાડે છે.

ભાવનગરની ફોજનો મોરો તૂટ્યો. 'રૂખડ વરૂ આવ્યો, રૂખડ વરૂ આવ્યો' એમ બાંગ બોલી. રૂખડ વરૂ બધાને તાર જેવડો લાગ્યો. 'ભાગો, ભાગો !' કરતી ભાવનગરની ફોજ ભાગી, ઠેઠ રાજુલાના પાદર સુધી ભાવનગરની ફોજને તગડી બાબરીઆ સાથે રૂખડ વરૂ પાછો આવ્યો.

બાબરીઆઓને પાછા આવતા જોઈ નવાબ નાચવા લાગ્યો. "શાબાશ રૂખડ વરૂ !" એમ કહીને રૂખડ વરૂને પોતની સાથે અંબાડીમાં બેસાડયો.

વજેસંગજી પોતાની ફોજના ઘાયલ થયેલાના ખબર પૂછવા નીકળ્યા. ઘાયલ સૈનિકને પૂછે: "ભા ! તમને કોણે ઘાયલ કર્યા ?" જવાબ મળે: "રૂખડ વરૂએ" બીજાને પૂછ્યું તો પણ એ જ જવાબ. આમ એક પછી એકને પૂછતા જાય અને જવાબ મળે: "રૂખડ વરૂએ."

મહારાજે નવાઈ પામી કહ્યું: "જેઠા ગોવાળિયા ! આ બધા સૈનિકો કહે છે તેમને રૂખડ વરૂએ ઘાયલ કર્યા. તો એ માનવું કેમ ?"

"મહારાજ ! ઇ વાત કરવા જેવી નથી. આપણી ફોજે પહેલાં રંગ રાખ્યો. નવાબની તોપોના બંધ કરી દીધેલી. નવાબી ફોજ પાછળ જતી હતી. ભાગવાની અણી પર હતી.

"ત્યાં બાબરીઆની ફોજ લઈ રૂખડ આપણી ફોજ ઉપર ત્રાટક્યો: એણે બાજી બદલી નાખી એ જે સવાર સામે ઘોડો હાંકે તે ઘોડો ભડકે જ. અને સવાર રૂખડના હાથનો સ્વાદ ચાખે જ. ભોળા ધાંખડે આપણને ચેતવેલા, એટલે મેં આપણા સૈનિકોને એક સામટો રૂખડ વરૂ તરફ હુમલો કરવા મોકલ્યા. પણ કોઈના ઘોડાંએ રૂખડ વરનાં ઘોડા સામે બાથ ન માંડી, બધાં ઘોડાં ભડકીને ભાગ્યાં"

"રૂખડ વરૂ છે કોણ ?" મહારાજે જેઠા ગોવાળિયાને પૂછ્યું.

"બાપુ ! એ નાગેશ્રીમાં રહે છે અને ધાળીનો રૂખડ કહેવાય છે." જેઠા ગોવાળિયાએ કહ્યું.

"ત્યારે તો રૂખડ વરૂએ એની મા ધાળીબાઈની કૂખ ઉજાળી." મહારાજ વજેસંગે કહ્યું

જોગીદાસ ખુમાણ અને ભાણખુમાણે રૂખડ વરૂની મર્દાનગીની વાતો સાંભળી. એનું પારખું લેવાનું મન થયું. એક વાર રૂખડને હરાવીએ તો આપણી પણ નામના વધે. આમ વિચારી એમણે તાગડો રચ્યો.

બાબરિયાવાડમાં ફાચરિયા ગામે મરણ થએલું. એટલે નાગેશ્રીનો ઘણોખરો ડાયરો ત્યાં ગયો હશે. રૂખડ વરૂને અને દંતા કોટીલાને મેળ નહીં. એટલે રૂખડ કારજ ઉપર નહીં જાય એમ માનીને જોગીદાસ-ખુમાણ અને ભાણખુમાણે પોતાની વાર લઈ નાગેશ્રી

ઉપર પડવાનું નક્કી કર્યું.

વાર બારમણા ગામ આગળ આવી ત્યાં એમને સામે ધોળી આઈનું વેલડું મળ્યું. સવારના દસેક વાગ્યા હશે. જોગીદાસે પૂછ્યું: "વેલડું ક્યાંનું છે?"

ગાડાખેડુ કહે: "નાગેશ્રીનું."

"ઓલો ધોળીનો રૂખડ કહે છે એ ગામમાં છે?" જોગીદાસ ખુમાણે રૂખડ વરૂ ગામમાં છે કે નહીં એ જાણવા ગાડાખેડુને પૂછ્યું.

જોગીદાસ ખુમાણને જવાબ દેવા ધોળીઆઈએ માફાની ફડક ઊંચી કરી, જોગીદાસ ખુમાણની નજરે પડવાં. એ ધોળાવાનવાળાં અને પઠછંદ શરીરવાળાં ધોળીઆઈનો ગળાનો ગોગળો લબડે. સિંહણ જેવાં એ ધોળીઆઈએ જોગીદાસ ખુમાણને કહ્યું:

"ભાઈ, જોગીદાસ! નારાયણ! નાગેશ્રી જાવ છોને? ધોળીનો રૂખડ ઘરે હશે તો તમારી મહેમાનગતી કરવા કળશો લઈને ઊભો રહેશે." આટલું કહી ધોળીઆઈ ફાચરિયા ગયાં. આજે પોતાનો દીકરો ઘરે એકલો છે એનું શું થશે? એવી કોઈ ચિંતા વગર આઈ ફાચરિયા ગયાં.

જોગીદાસ ખુમાણ અને ભાણ ખુમાણે નાગેશ્રી ફરતો ઘેરો ઘાલ્યો. ગામનો ડાયરો ફાચરિયા ગયો છે. રૂખડ વરૂને કળતર જેવું થવાથી તે ઢોલિયે આવીને સૂતો છે. ગામને વારે ઘેરો ઘાલ્યો છે એ જાણી ગીગા રખેહરે પોતાનો ઢોલ ઉપાડયો. પોતાની રાઠોડી ભૂજાથી ઢ્રુજાંગ ઢ્રુજાંગ તરઘાયો શરૂ કર્યો. છનિયા વાઘરીએ સિંધૂડો તરઘાયા સાથે શરૂ કર્યો.

અગાડી પછાડીથી બાંધેલ રૂખડ વરૂનો રોજો જાગી ગયો. એણે હાવળો ઉપર હાવળો નાખી. રોજની હાવળથી રૂખડ વરૂએ જાગી પોતાની તલવાર લીધી. બખ્તર પહેર્યું. ત્યાં તો રોજાએ આંચકો મારતાં પછાડિયું તડ તડ તોડી નાખી.

રૂખડ વરૂએ રોજાને પાખર પહેરાવ્યું. ઘોડાને વાઘ ચડાવી, હથિયાર પડિયાર સજી રૂખડ વરૂએ રોજાને છોડયો. ઘોડો ઉતાવળો થઈ ડાબલાથી ખડતાલ દેતો હતો. તેની માથે સવાર થઈ રૂખડ વરૂ ગામના ચોકમાં આવ્યા ત્યાં ઘોડા જુવાનો રૂખડ વરૂની રાહ જોતા હતાં.

તરઘાયાના તાલે તાલે થનગનતા રોજાએ જોગીદાસ-ખુમાણની વારને જોઈને હાવળ દીધી. જોગીદાસનાં ઘોડાં રોજાની હાવળ સાંભળી બેબાકળા થઈ ગયાં, રૂખડ વરૂએ જોગીદાસને હાકલ કરી: "થાજે જોગીદાસ ભાયડા!" એક એડી મારતાં રોજો ઊછળ્યો.

એક ઠેક અને બીજી ઠેકે તો જોગીદાસ ભેગો ભેટો કરી દીધો. જોગીદાસે રૂખડ વરૂ માથે ભાલાનો ઘા કર્યો, રૂખડ વરૂએ તલવારથી ભાલાને ઝટકો મારી ભાલાના બે ભાગ કરી નાખ્યા. રોજાનું વિચિત્રરૂપ જોઈ જોગીદાસ ખુમાણની ઘોડી ભડકી. રોજાએ પાછી ઠીંક ઘોડીએ છોળ નાખી અને આકોલિયું મારતી ભાગી મારતાં.

જોગીદાસ ખુમાણે ઘોડીને રૂખડ વરૂ સામે લેવ વાઘનો એક બાજુ આંચકો મારતાં ઘોડી સમતોલપણું ગુમાવી ઊથલી પડી, જોગીદાસ ખુમાણ ઠેકડો મારી તલવાર લઈ રૂખડ વરૂની વાટ જોતા રહ્યા.

પોતાના ભાઈ જોગીદાસ ખુમાણની આવી સ્થિતિ જોતાં ભાણ ખુમાણે હાકલ કરી: "થાજે રૂખડ વરૂ ભાયડો!" ભાલો તોળી રૂખડ વરૂના રોજા માથે ઘોડી ઠેકાવી.

રૂખડ વરૂએ રોજાને પેટાળે એડીનો ઇશારો કરતાં રોજો પાછલા પગે કૂદ્યો, અને સોઈ ઝાટકીને ભાણ ખુમાણની ઘોડીને મોઢા ઉપર ઝૂડ મારતાં, ઘોડી ઝૂડ વાગતાં પાછી ફરી ગઈ, ભડકીને ભાગી.

રોજાએ એની રમત બતાવી. પાછલા પગ જમીન પર છબ્યા ત્યાં ઝાળ થઈ અર્ધ ચક્કર લગાવી ભાણખુમાણની ઘોડી પાછળ કૂદ્યો. રૂખડ વરૂએ ભાણ-ખુમાણની ઘોડીના ત્રીંગળાં ઉપર તલવારનો ઘા કર્યો. તલવારનો ઘા થતાં ભાણ ખુમાણની ઘોડી ભાગી.

આ બાજુ ઘોડી વગરના જોગીદાસ ખુમાણને તેના સાથીદારે પોતાની સાથે બેલાડે બેસાડી દીધા. રૂખડની આગળ ભાગતા ભાણ ખુમાણને ભાળી જોગી-દાસે પોતાના સાથીઓને રૂખડ વરૂ સામે મોકલ્યા. કાળભૈરવ જેવા રૂખડ વરૂએ કંઈકને ધૂળ ચાટતા કરી

નાખ્યા. જોગીદાસ ખુમાણની ફોજ. ભાગી. પાછળ રૂખડ વરૂ અને આગળ ભાગતી ફોજ. રૂખડ વરૂએ કંઈકને વાંસામાં તલવારના ચરકા કર્યા. કંઈકના કાન માથે, કંઈકના હાથ માથે ધા કર્યા.

બધાને પોતાની તલવાર અને પોતાના રોજનો પરચો દેખાડી જોગીદાસ ખુમાણને તોરણિયા સુધી તગડી પાછો આવ્યો. ગામના માણસોએ જોગીદાસની ઘોડી પકડી લીધેલી. તે બતાવી રૂખડ વરૂને કહેઃ "જોગીદાસ ખુમાણ ઘોડી પડતી મૂકતા ગયા છે."

"ભારે કામ થયું." રૂખડ વરૂએ હસીને કહ્યું.

જોગીદાસ ખુમાણની વાર લોહી નીંગળતી હાલતે ભારે ભૂંડી દશામાં બારમણ ગામે પહોંચી. ત્યાં સવારમાં મળેલું ધોળીઆઈનું ગાડું પાછું મળ્યું. જોગીદાસની વારની દશા જોઈ ધોળીઆઈ જોગીદાસ ખુમાણને કહેઃ "ભાઈ જોગીદાસ! નારાયણ! રૂખડ ઘરે હતો?"

"હા આઈ! આજ તો રૂખડની માવડકી ધબેડી નાખી." જોગીદાસે દાંત કચકચાવી કહ્યું.

"એ બાપ જોગીદાસ! એ ભાઈ ભાણ ખુમાણ! જોઈ લ્યો હું સાવ સાજી નરવી આ માફામાં બેઠી છું. તમારી માઉં તો મારી બોનું ભણાય. એને કાંઈ કહું તો તમે નહીં હું ભૂંડી લાગું. બાકી તો રૂખડે તમારી પતરકી ધરાર ધબેડી નાખી લાગે છે. નકર જતિ જેવો જોગીદાસ, કાંઈ માવડકી ધબેડવાનાં વેણ બોલે ખરો!" ધોળીઆઈએ ટાઢે કોઠે ટાઢો દીધો.

ધોળીઆઈનાં વેણ સાંભળી જોગીદાસ ખુમાણ અને ભાણ ખુમાણને મોઢે શાહી ઢળી ગઈ. બેય નીચું જોઈ ગયા.

આ પ્રસંગને બિરદાવતો રૂખડ વરુના દસોટીએ દુહો કહ્યો કે.

જોગીને હતું જોર; દોખીને નત્ય દબાવતો,
(એનો) તોડી નાખ્યો તોર, રણમાં તગડી રૂખડા.

●

## અશ્વ શોભા

વડા લટીઆળા કાંધવાળા, ગજે ત્રાંજળી ડાબ દો ગાળા.
ચલે ઓડતા આઠવા ઊર છોડા, ઘુમંતાશ ખેલા જહી છોડ ઘોડા.
તસા પીઠ થોડાક બાજોઠ ત્રંગા, આઝા ઓપિઆ બેંગ આરીશ અંગા.
કલંસ્મ જસી ઓપ મંડી કનોટી, લાજં ઘુંઘટી વાલ માણેક લટ્ટી.
પિયે અંજલી નીર સૂજ્યાત પૂરા, ચડે પૂરવે મંનરા કોડ સૂરા.
વળી એબ એકે નહિ વાળ વંકા, સદા ચંચળા આપ છાયા ચમંકા.
અમુલંમતાં મદ લાખીક એવા, જતાં છોડિઆ હાથિઆ જોડ જેવા.
પિતા પુત્રકું ના દિયે નીર પાવા, જતાં જાંગળા પાકરે દે ન જાવા.
દળે સેંકડા ધણા ઊડાણુ દેવે, ઠણુંકે ધરા ડુંગરા ડાબ દેવે.
લખા વેગ વેમાન જયુમાત લોકી, અલલ્લાં અલા ઉડલાતા અલોકી.
હલે થાલમે પેર સમ્મા હરમ્મા, ઝાકે ફાળ ધમ્મા ધમા રમ્મ ઝમ્માં.
અસાંનીમજી નાખ્યાં પલાણુ આંણે. જરી મખ્ખમલ્લા ભરી જીન જાણે.
કરી સોનમે ખાપીઆ મોરકોર, બણે મોવંડસાવ શ્રાવંજ બોર
ઉર્જાળ સોજાળ નખે કંધ ઓપે, ઝળેળાટ શેમાન કેકાણુ જોપે.
તડે તંગ આબાદ શોભંત ત્યારં, હુવે એકઠાં લોક જોવે હજારં.

સ્વ. પાતાભાઈ નરેલા (ભાવનગર) સં. વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા

# અશ્વનો ઉછેર

કાનજીભાઇ બારોટ (ચલાળા)

ઘોડીને ગર્ભધારણ કર્યા પછી અગિયારમે મહિને પ્રસવ થાય છે. બચ્ચાનો જન્મ થતાં જ તેને ખુરથી જાનુ પર્યંત માપતાં જેટલી ઊંચાઈ જણાય એનાથી ત્રણ ગણી ઊંચાઈ તેની યુવાવસ્થામાં થાય છે. વછેરા કે વછેરીનો જન્મ થતી વખતે તેના મુખની સામેના ભાગમાં એક પણ દાંત નથી હોતો, પણ જડબાંને બન્ને કિનારે બે દાઢ ને બીજા બે મળી કુલ ચાર પેષણ દંત નીકળે છે. તેમાં એકને પ્રથમપેષણ-દંતીને બીજાને દ્વિતીયપેષણદંતી કહે છે. અશ્વબાલની અવસ્થા એક અઠવાડિયાની થતાં તેના મુખાગ્ર ભાગમાં ઉપરના બે તથા નીચેના બે મળી કુલ ચાર છેદનદંતી ઊગે છે અને પાંચ અઠવાડિયા પછી મુખના અગ્રભાગમાં બીજા બે છેદનદંત અને ત્રીજો પેષણદંત નીકળે છે.

આઠમા મહિના સુધીમાં એ જ સ્થળે બીજા બે છેદન દંત ઊગે છે. એ સર્વ દાંત અત્યંત શ્વેત અને ચોખ્ખા હોય છે, એના ઉપર એક નાનો કાળો ખાડો હોય છે. એક વર્ષ પૂરું થતાં ચોથો પેષણ દંત, બીજા વર્ષે પાંચમો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ છઠ્ઠો પેષણદંત નીકળે છે. બે વર્ષ ઉપર ૮ કે ૯ મહિનાનું વછેરું થાય ત્યારે વચ્ચેની બેખીલી પડી તેની જગ્યાએ બે સ્થાયીદાંત ઊગે છે. તે શ્વેત અને ઉપર ખાડાવાળા હોય છે. પછી ૬ મહિને વળી પાસેના બે દાંત પડી બીજા બે સ્થાયી દાંત ઊગે છે. સાડાચાર વર્ષની અવસ્થા થતાં બાકીના બે દાંત પડી એ સ્થળે બીજા બે મોટા દાંત નીકળે છે.

એ જ અરસામાં નેશ ઉપર તથા નીચે અર્થાત બન્ને જડબામાં ઊગે છે. જો નેશ ન નીકળે તો દરેક જડબામાં અઢાર અને નેશ નીકળે તો વીસ દાંત હોય છે. આ ઉપરથી જન્મથી પાંચ વરસ પર્યન્તની વય બતાવી શકાય છે.

છઠ્ઠે વરસે વચલા બે સ્થાયી છેદનદંત ઉપરના ખાડમાં ભરાઈ આવે છે અને તેનો કાળો રંગ નાશ પામે છે. સાતમા વર્ષમાં તેની બાજુના બીજા બે સ્થાયી છેદનદંત ઉપરના ખાડા ભરાઈ જાય છે. તેની કાળાશ નષ્ટ પામે છે. આઠમા વર્ષમાં બાકીના છેદનદંતની પણ એ જ સ્થિતિ થાય છે. નવમે વર્ષે બધા દાંત પીળા થવા માંડે ને અગિયાર વરસે સાવ પીળા થઈ જાય. ચૌદમા વરસથી શ્વેત થવા લાગે ને સોળ વરસ સુધીમાં સીસાના રંગ જેવા શ્વેત બને છે.

સતરમા વર્ષથી મક્ષિકા જેવો રંગ થાય ને વીસમા વરસે શંખની માફક શુભ્ર બની જાય છે. અશ્વના સ્થાયી દાંત નીકળ્યા પછી દર વરસે જરા જરા વૃદ્ધિ પામે છે ને વીસ વર્ષે મોટા જણાય છે. છવીસમા વર્ષે ઘોડાને દાંત ડગવા માંડે ઓગણત્રીસ વરસે તમામ દાંત પડી જાય છે. કેટલાક પંડિતો અશ્વનું આયુષ્ય ૪૦ વર્ષનું કહે છે.

### અશ્વની માવજત

ચાર વર્ષ સુધી બાલ્યાવસ્થા (વછેરું) ગણાય. ત્યાં સુધી કોઈ કામમાં યોજવા નહીં. યોજે તો આગળ જતાં નિર્બળ બને છે. આ અવસ્થામાં અશ્વના મુખમાં લગામ આપવાનો અભ્યાસ કરાવવો.

પાંચથી આઠ વર્ષ સુધી યુવાવસ્થા ગણાય. પાંચ વરસનો અશ્વ થતાં જ તેને કામની (ચલાવવાની) શરૂઆત કરવી. નવથી વીસ વરસ સુધી તેની પ્રૌઢા અવસ્થા ગણાય. સૂકું ઘાસ અશ્વને માટે ઉત્તમ ખોરાક છે.

ઘાસ પાણીમાં ધોઈ સૂકવી પછી ખાવા આપવું. અશ્વના ઉદરમાં ઝાઝી જગ્યા હોતી નથી. એટલે એકદમ વધારે ખાઈ શકતો નથી. માટે થોડી થોડી વારે ઘાસ આપવું. કોઈવાર થોડાં ગાજર દેવાં. આ બહુ દેવાથી તેનું ઉદર ફૂલી જાય છે. બે વખત દાણા ખવરાવવા, દાણા સાથે થોડું નિમક આપવું સારું છે. દાણામાં ચણા ઉત્તમ છે. અશ્વને સ્વચ્છ પાણી આપવું. (કુમારપાળ ઘોડાને ગાળીને પાણી દેતો.)

પાણી પાયા બાદ થોડો સમય આમતેમ ફેરવવો. સવારસાંજ ખુલ્લી હવામાં ફેરવવો. કારણ આખો દિવસ છાયે બાંધવાથી જોખમ વગેરે થાય છે. ક્યારેક તડકાનાં ફેરવવો પણ લાભકારક છે. અશ્વ માટે નરમ ને સૂકા ઘાસની આઠ–નવ આંગળ પહોળી શય્યા બનાવવી. સવારે લઈ લેવી. બગડેલું ઘાસ બદલવું. શીતકાળમાં ગરમકપડું ઓઢાડવું. વરસાદના દિવસોમાં મચ્છરથી રક્ષણ કરવું. અશ્વના ચારે પગમાં નાલ જડાવવી. ખુરથી નીચેના કઠીન ભાગને છરીથી છોલી નાલ બાંધવી. જો નરમ સ્થાનમાં ખીલો બેસે તો લંગડો થાય છે.

અશ્વના શરીરમાં પરસેવો થાય છે, તેમાં ધૂળ કે કાદવ ચોંટે છે. માટે સવાર–સાંજ ખરેરાથી તેનું શરીર સાફ રાખવું. ખરેરો કરતાં પહેલાં મોઢામાં લગામ દઈ ગરદનને જરા ખેંચી રાખવી. અશ્વ જો બદમાસ હોય તો લગામને તાણી પૂંછડી સાથે બાંધવી. પ્રથમ ગરદનને અને પછી બીજાં અંગને ખરેરો કરવો. ખરેરા બાદ પીંછી ફેરવી સ્વચ્છવસ્ત્રથી શરીર લૂછી નાખવું. પછી તેના ઉપર ગાદી ફેરવી કેશવાળી તથા પુચ્છને કાંધીથી સાફ કરવા.

વર્ષમાં બે વાર કારતક ને ફાલ્ગુનમાં અશ્વ રૂંવાડી બદલે છે ત્યારે ખરેરો ન કરવો. અશ્વ પર હંમેશ સવારી ન થતી હોય તો ખુલ્લા મેદાનમાં ચાર પાંચ ઘડી બરાબર પરિશ્રમ કરાવવો. (ચલાવવો વગેરે) કારણ કે બાંધી રાખવાથી તેને જ્વર કે એવા કોઈ વ્યાધિ થાય છે. પરિશ્રમથી અશ્વના શરીરમાં બળ વધે છે. ઘોડદોડના તથા શિકારના અશ્વોને પૂર્ણ પરિશ્રમ લેતા શીખવવું જોઈએ.

નિરંતર પરિશ્રમ કરનારો અશ્વ ક્યારેક વધારે પરિશ્રમ કરી શકે છે. માટે તેને સુંવાળો રાખવો જ નહીં. અશ્વને વ્યાયામ વખતે પ્રથમ ધીરેધીરે ચલાવવો. પછી જોરથી જવા દઈ એકદમ નહીં રોકતાં ધીમે-ધીમે રોકવો, અશ્વ આગળ ધીમેધીમે કામ લેવાથી સહેલાઈથી શીખે છે.

તેને ખાધા પછી આરામ નહીં આપવાથી, બિમાર હાલતમાં બાંધી રાખવાથી, વરસાદ વખતે વિશેષ ગરમીમાં કામ કરાવવાથી ને થાકેલાને એકદમ પાણી પાવાથી તેને કઠીન પીડા થાય છે. વખતે મરી પણ જાય છે.

મહેનત કરાવ્યા પછી મીઠાનાં કે સ્વચ્છ પાણીથી મુખના ફીણ, અંડ ને તેની આસપાસનાં ફીણ ધોઈ ટેલાવવો. પરસેવો દૂર થયા પછી અશ્વશાળામાં લાવી ઘાસથી તેનું શરીર સાફ કરી, પાણીથી ધોઈ કોરું કરી ગાદી ફેરવવી, ત્યાર પછી તેને ખવરાવવું, પીવરાવવું કે જેથી તેનો થાક દૂર થાય.

●

## ટારડો ઘોડો

કવિ કાશી તણું પામીયો કરવત
　　ચિત ઉદયી દેય ચખા
ખુટલ દાન આપતાં ખાશી.
　　લાશી દીધા દાંત લખા–૧

ચરડો ભીંમને કુરેલ ચાંખલાં
　　ઘાટે ઘરડો વરસ ઘણાં
બેત્રણુ હાથનો વધેલ ખરડો.
　　ટારડો દીધો વિક તણા–૨

દો ભર ચાવે ઘાંસ ડિયાડી
　　માડી માજા નકો ચડે
અશ્વન ગોતે ખાડ અજાડી
　　પાડી ને ઉપર પડે

ઉભા થાતાં લાત ચડાવે
　　ભડ જુદ્ધ માંય ચડાવે ભાત
આધો કોશ વહે દિન આખે
　　રાખે રણ વગડામાં રાત.

સ્વ. પાતાભાઈ નરેલા (ભાવનગર)

સં. વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

# અશ્વ પરીક્ષા

વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા (ભાવનગર)

ચાતક ચૂતક ખડ ખવરાવે,
જોગાણુ દેવે અપના હથકું;
ઘોડા કિસીકુ માગ્યા ન દેવે,
તે વરસ જીવે એંસીકું.

અનુભવી માણસોના કહેવા પ્રમાણે ઘોડાનું આયુષ્ય આસરે ૮૦ વર્ષ ગણવામાં આવેલ છે આ લેખના લેખકે ૬૦ વર્ષની ઘોડી નજરે જોયેલ છે. એ માણકી જાતની હતી. તે ઘોડીનો વંશવેલો ચારપાંચ પેઢીથી ચાલ્યો આવે છે.

કાઠિયાવાડમાં ઘોડાની જાત ૩૬ પ્રકારથી પર પ્રકાર સુધી ગણવામાં આવે છે શાસ્ત્રોમાં અને વિવિધ ગ્રંથોમાં વિવિધ નામો અને સંખ્યા આપવામાં આવે છે. એ નામો અને સંખ્યા જે તે કાળનાં સૂચક લાગે છે.

શાલિહોત્ર ઉપરાંત આયુર્વેદના વિવિધ ગ્રંથોમાં ઘોડાની જાતિ, લક્ષણ, દરદ ને ઇલાજ ઉપચાર આપેલા છે. શાલિહોત્ર વગેરે ગ્રંથોને આધારે અશ્વઅંકમાં લેખો આવવાના હોઈ અહીં એની વિશિષ્ટ માહીતિ જ આપું છું. ઋષિ ભાવમિશ્રિતના મત પ્રમાણે ઘોડાના નામ–ગુણ નીચે પ્રમાણે છે.

### ભાવમિશ્રિતના મત પ્રમાણે

ઋષિ ભાવમિશ્રિતે ૧૩ જાત વર્ણવી છે.

(૧) ઘોટકઃ ઘોટક પ્રકારનો ઘોડો થાકયો હોય ત્યારે આળોટે છે.

(૨) વીતીઃ જે ખૂબ ચાલી શકે અને બીજા પ્રાણીને થકવે છે તે વીતી ઘોડો કહેવાય છે.

(૩) તુરગઃ આ પ્રકારનો ઘોડો વેગથી જાય છે.

(૪) તુરંગઃ આ પ્રકારનો ઘોડો તુરગ ઘોડા જેવા ગુણ ધરાવે છે.

(૫) અશ્વઃ જે ઘોડો વેગથી રસ્તો કાપે છે. તે અશ્વ ઘોડો કહે છે.

(૬) તુરંગમઃ આ ઘોડો તુરંગ ઘોડા જેવા ગુણ ધરાવે છે.

(૭) વાજિનઃ આ પ્રકારનો ઘોડો વેગથી જતો હોય છે.

(૮) વાહઃ જે ઘોડો પોતાની ઉપરના સવારને ઈષ્ટ સ્થાને પહોંચાડી દે, રથ ખેંચવાના કામમાં આવે અને સવારીના કામમાં આવે અથવા પોતાની શકિત પ્રમાણે ચાલે તેને વાહ ઘોડો કહેવાય છે.

(૯) અર્વનઃ ઉતાવળી ચાલે ચાલતો ઝડપી ઘોડો અર્વન કહેવાય છે.

(૧૦) ગાંધર્વઃ જેનો સ્વભાવ ગંધ લેવાનો હોય છે અને પોતે પણ ગંધવાળું પ્રાણી છે તેને ગાંધર્વ ઘોડો કહે છે.

(૧૧) હયઃ ગતિવાળા બધા પ્રાણીઓમાં સૌથી વધારે ચાલી શકે તે ઘોડાને હય કહે છે.

(૧૨) સિંધુઃ સિંધ દેશની સારી પેદાશ ધરાવતો ઘોડો સિંધવ કહેવાય છે.

(૧૩) સપ્તિઃ લશ્કરી ઘોડા તરીકે ઉપયોગમાં આવતો ઘોડો સપ્તિ ઘોડો કહેવાય છે.

### પરીક્ષાની વિવિધ રીત

જેની ગરદન ઉપર ઝાલાવાળ (ધાટા) તે સૂક્ષ્મ અને સ્વલ્પવાળ (આછા) હોય તે તેજ હોય છે. ગરદનના વાળ ખરતા હોય કે બિલકુલ ન હોય નો જાણવું કે અશ્વની ગરદનમાં કીડા (જીવાત) હોવા જોઈએ.

તંદુરસ્ત ને ઉત્તમ પ્રકારના અશ્વની ઓળખાણ કે એનાપુષ્ટની રીઢ પહોળી ને સીધી હોય, પાંસળિયો સુંદર ને બહાર નીકળી હોય, પૂઠનો ભાગ સીધો,

મજબૂત, માંસલ ને પહોળો હોવો જોઇએ. ઉદરનો ભાગ લટકતો પણ પાંસળિયોથી આચ્છાદિક હોય, જેના અંડકોષ ફૂલેલા ન હોય તે અશ્વ ઉત્તમ ગણાય છે.

ચક્ષુની પણ પરીક્ષા : જેનાં ચક્ષુની શ્વેતતા નીચેની લાલ અથવા શુષ્કપર્ણના રંગ સમાન દેખાય તે અશ્વ ખરીદવો નહીં. જેના નેત્ર ગોળ, મોટાં, કાળાં ને ચમકદાર હોય તે અશ્વ ઉત્તમ જણાય. તેને બદલે અત્યંત શ્યામનેત્રવાળો અશ્વ ઉત્તમ હોય છે. જેની આંખમાંથી પાણી ઝરતું હોય તેને પણ ખરીદવો નહીં. નેત્રના ખૂણામાં નખ પડદો માલુમ પડે તો પણ વર્જ્ય ગણવો. ઉત્તમ અશ્વની આંખો બહુ જ સુંદર હોય છે, અર્થાત બહુ મોટી કે નાની હોતી નથી. તેનાં શ્યામ ચક્ષુ અત્યંત નિર્મળ હોવાં જોઈએ.

જે અશ્વની આગળની જાંઘ સુડોળ અને માંસયુક્ત હોય તે બળવાન થાય. જેનો એક પગ મોટો અને જાડો હોય તથા બીજો પગ નાનો ને પાતળો હોય તેમાં કાંઈપણ એબ છે એમ જાણવું. બન્ને પગ મોટા હોય તો તેને વાતનો વ્યાધિ જાણવો. તેના પગમાં ઘાવના ચિન્હ હોય તો અવશ્ય ચાલતા ઠોકર ખાય છે. જેની છાતી પહોળી તથા બહારના ભાગમાં ફુલેલી હોય ને તેમાં અનેક પ્રકારના ચિત્ર દેખાતા હોય તો તે અશ્વ બળવાન છે. જેનું ઉરસ્થળ અલ્પ પહોળું હોય તો તે અશ્વ બળહીન છે. તે ચાલતાં ઠોકર લે છે. જેની નાસિકાનાં છિદ્ર ખુલ્લાં, શુષ્ક, પહોળાં અને મોટાં હોય, મુખ નાનું અને ઓષ્ટ મળેલા હોય તે અશ્વ નિરોગી જાણવો પણ સીધા રન્ધ્રવાળો ને મોટા મુખવાળો અશ્વ સુસ્ત હોય છે.

જે અશ્વના મુખનો ઘેર અલ્પ હોય અને તેમાં જે સુગમતાથી લગામ ન લઈ શકતો હોય તેમજ જેનો અધરોષ્ટ ઉપરના ઓષ્ટથી અલગ રહેતો હોય તો તે અશ્વ વૃદ્ધ થઈ ગયો જાણવો. તે સત્વર મૃત્યુ પામશે તેમ સમજવું.

તેજ ઊભા ને નિરંતર ચલાયમાન કર્ણવાળો અશ્વ ઉત્તમ લેખાય છે. પણ જેના કર્ણ મોટા, પહોળા અને નિશ્ચલ હોય તે સુસ્ત થાય છે. જેનું લલાટ પાતળું. બહાર ફૂલેલું ને મોટા તથા સુંદર-ચિન્હ-હોય તે અશ્વ ઉત્તમ છે. જાડા અને મલીન ચહેરા પર નાનાં ચિન્હને ધારણ કરનારો અશ્વ નિંદનીય ગણાય છે. કાળા, ચીકણાં, કઠિન, ચપટાં અને ગહેરાં મુખવાળો અશ્વ પ્રશંસનીય છે.

અશ્વનું શિર ગરદન સાથે સુડોળ છે કે નહીં તે તપાસવા તેની એક બગલમાં ઊભા રહી દ્રષ્ટિ કરવી. તે વખતે અશ્વને મેદાનમાં ઊભો રાખવો. અશ્વની ગરદન નાની તેમ જ લાંબા કોમળ અને અંગૂઠીદાર કેશયુકત હોય હોય તો શ્રેષ્ઠ ગણાય છે.

કાર્ય કરવામાં સમર્થ અશ્વને ૪૦ દાંત હોવા જોઈએ, જેમના ૧૬ દાંત ઉપરથી તેની અવસ્થા જાણી શકાય છે. ઘોડી (અશ્વિની) ને કુલ-૩૬ દાંત સીધા ને એકબીજાને મળેલા હોય છે. જેમ અવસ્થા વધતી જાય તેમ દાંત બહારની તરફ વાંકાવાળી નીકળી જાય છે. યુવાનીમાં અશ્વનું મુખ માંસથી ભરેલું અને ઓષ્ટ કઠીન હોય છે. વૃદ્ધ થાય ત્યારે મુખ શુષ્ક અને ઓષ્ટ કોમળ થઈ જાય છે.

આ ઉપરાંત અશ્વ લુલો લંગડો છે. તેને મધુરી ફુલકી ચાલથી મેદાનમાં દોડાવવો.

કરડાબો પગ જમણો, મુખ પર પટ્ટો હોય;
એહાણા અસવારને, ગાંજી શકે નહીં કોઇ.

### આયુર્વેદ અને અશ્વ

સુશ્રુતની દ્રષ્ટિએ ઘોડાના દૂધના ગુણ: ઘોડીનું દૂધ બળ વૃદ્ધિ કરનાર, હાથ પગના વાયુ રોગને હરનાર ગરમ મધુર ખારા રસવાળું રાક્ષ અને ખારાશને અનુસરતાં રસવાળું હલકું છે. તેના દહીંના ગુણ જોઇએ તો અગ્નિને દમન કરનારા વાયુને ઉત્પન્ન કરનાર છે. આ દહીં નેત્ર માટે સારું નથી. ઘોડીનું ઘી પાકમાં હલકું છે ઉષ્ણ વિર્ય વાળું તૂરૂં છે કફ નષ્ઠ કરનાર અગ્નિને દમન કરનાર તથા મૂત્રની અટકાયત કરનાર છે.

ઘોડાંના મૂત્રના ગુણ: ઘોડાનું મૂત્ર અગ્નિ દમન કરનાર તીક્ષણ અને ઉષ્ણ છે, કૃમિ અને ધાધર ઉપર હિતકારી છે. વાયુ ચિત્તના વિકારો તથા કફ દાળનાર છે.

ઘોડાંનું માંસ : તૂરૂં અગ્નિ કરનાર કફ તથા પિત્ત કરનાર, વાયુને હરનાર પુષ્ઠિ આપનાર છે. નેત્રને હિતકારી મસુર અને હલકું છે.

# કાળી બાવળી

કાનજીભાઈ આરોટ (ચલાળા)

"સેતે દરબાર ભાણવાળા ! તમારી ઘોડારમાં પાણીદાર ચમકદાર ઘોડું ખરૂં ?"

"સા'બ, આ પંનર ઘોડાં છે. એમાં તમને ધ્યાનમાં આવે એની ઉપર કરો અસવારી !"

ગાયકવાડના ધારી તાલુકાના મરાઠા દક્ષિણી વહીવટદાર નામ બળવંતરાવ શામરાવ ફડકે. મરાઠા અમલદારોનો માનવંતો ખિતાબ દાદાનો. એની અટક પાછળ દાદા શબ્દ લગાડીને પણ લોકો એને સંબો-ધતા. એટલે આ વહીવટદાર એની શાખ ફડકે હોવાથી ફડકે દાદા પણ કહેવાતા.

ફડકે દાદા વહેલા રાત્રે પસાયતા સાથે ધારીના રેવન્યુ પટેલની ઘોડીએ ચડીને એના તાબાનું ચલાળા પાસે ડુંગરી (સુંવાળ) મીઠાપર કાઠી દરબારનું ગામ. ત્યાં દી ઊગ્યે આવ્યા, ધારીવાળી ઘોડી બહુ ટાઢી (ચાલ્યે ઉતાવળી નહીં) એટલે ફડકે દાદાને એમ થયું કે હવે પાણીદાર ઘોડું હોય તો બેસવાની મજા આવે. એમ મનમાં થવાથી મીઠાપુરના દરબાર ભાણવાળાની ડેલીએ આવ્યા ને તેજ ઘોડાની માગણી કરી. એટલે દરબારે પોતાના એક જાુઓ ને એક ભૂલો એવાં ફૂલમાળ જેવાં જાતવંત ઘોડાં બળવંતરાવને નજરે કર્યાં.

બળવંતરાવ કહે: "દરબાર ! હું બરોબર અશ્વ-શાસ્ત્ર ભણેલો છું. વડોદરાની ઘોડેસ્વાર પલ્ટનમાં મોટો અધિકાર ભોગવેલો માણસ છું, પણ તેવો ધંધો મને ગમ્યો નહીં એટલે વહીવટદાર બન્યો છું."

ફડકેદાદાને આ પંદર ઘોડાંમાંથી એકેય ધ્યાન-માં ન આવ્યું ને કહ્યું કે; "મેં સાંભળ્યું છે કે ચલાળાના દાનાભગતની જગ્યામાં સારાં સારાં ઘોડાં છે. ચાલો ત્યાં તપાસ કરીએ, આ જો તેજ ને ચમક-દાર ઘોડા ઉપર મારે બેસીને સેતે જલદી અમરેલી પહોંચવું છે, કારણ કે આજ મારા પિતાજીનું શ્રાદ્ધ છે, મારાં બૈરી છોકરાં અમરેલી છે. કાગવાસ જેમ બને તેમ વેળાસર પહોંચી મારે જ નાખવાની છે."

ધારીના પસાયતાને પટેલની ઘોડી સહિત ધારી પાછો વોળાવ્યો ને મીઠાપુર દરબારે એક કાઠી પસાય-તાને સાહેબ સાથે અમરેલી જવાનું કહેવાથી તે કાંખમાં તલવાર લઈ તૈયાર થયો.

દરબાર ભાણવાળો ભલું માણસ એટલે વહી-વટદાર સાહેબના બાપના શ્રાધમાં વાપરવા દસ શેર જેટલા ચોખા (ભાત) અને દસ શેર જેટલી દાબો-ટાની ખાંડ સાહેબના ખડિયામાં નખાવી. એકદમ ઘોડા-ગાડી જોડાવી દરબારને વહીવટદાર મીઠાપુરથી ચલાળા સાવ નજીક હોવાથી આપા દાનાની જગ્યામાં આવ્યા.

ત્યારે ચલાળામાં આપાદાનાની જગ્યામાં દાદા ભગત ગાદીએ હતા. આ સ્થાન કાઠીઓનું ધર્મસ્થાન ને ઘોડાનો યુગ હજી આથમી ગયો ન હતો. એટલે કાઠીઓ નામી ઘોડાં, ગાયું, ભેસું વગેરે માનતા માની આ જગ્યામાં અર્પણ કરતા. ભગત પણ ગાયું, ભેંસું, ઘોડાં વગેરે યોગ્ય પાત્ર જોઈ તેને આપી દેતા, પણ ક્યારેક ઘોડાંની સંખ્યા આ જગ્યામાં વધારે રહેતી.

બળવંતરાય શામરાવે વડોદરાથી સાંભળ્યું હતું કે કાઠી ઘોડાં બહુ જ પાણીદાર હોય છે, પણ મીઠા-પુરનાં ઘોડાં સાહેબના ધ્યાનમાં ન આવતાં ભાણવાળા સાહેબને તેડી આપા દાનાની જગ્યામાં આવ્યા.

દરબાર ભાણવાળા ભગતદાદા બાપુને કહે: કે "બાપુ ! આ સાહેબ ધારીમહાલના નવા વહીવટદાર છે, ઘોડાંનું શાસ્ત્ર ભણ્યા છે. મારાં ઘોડાં સા'બને ધ્યાનમાં ન આવ્યાં. પાણીદાર ઘોડા માથે સા'બને બેસવાના કોડ થયા છે. સા'બ પૂરા જાણકાર લાગે છે." કાઠી દરબારે ભગતને મરમ કરતાં સમજાવ્યું કે, "બાપુ, સા'બ આપણને મગઠાવાડય સુધી સંભારે કે કાઠિ-યાવાડયાં ઘોડાં છે, એવું ઘોડું આપો."

દાદા બાપુ કહે: "ભાણભાઈ! તમે કહો છો એમ ઘોડાં વિષેના સાં'બ જાણતલ હોય તો હાલો ઘોડારમાં સાં'બ ને ગમે એવું ઘોડું પલાણીએ."

ત્યાં તો ફડકે દાદા ફૂલાઈ પોરસમાં આવી જઈ અશ્વશાસ્ત્રના પાઠ ભણવા માંડયા; "જુઓ ભગતજી! સાંભળો ભાણભાઈ, ગમે એવા ચમકદાર કે પાણીદાર ઘોડાથી ડરવું નહીં. તેના ઉપર છલાંગ મારી ચડી બેસવું. શરીર ટટ્ટાર ને સમતોલ રાખવું. પેંગડાં ત્રાજવાની જેમ સંભાળતા ઊંચા નીચાં ન થવા દેવાં, નજર બરાબર કાનસૂરી સામે નોંધવી. લગામ જરૂર પ્રમાણે ઢીલીપોચી કર્યે જવી. બહુ દોડે ત્યારે સેંતે કેડવાળીને ચોંટી જવું." સાહેબે પોતે બનાવેલ નિયમો અશ્વશાસ્ત્રને નામે રજૂ કર્યા. છેવટે જણાવ્યું કે, "શાલીહોત્ર આખું મેં ઊથલાવી નાખ્યું છે. એટલે ઘોડે ચડવાના તમામ કાયદા હું ભણ્યો છું."

ચલાળાની જગ્યામાં માણકિયો, મલિયો, હરણિયો, રેડિયો, કેસરિયો, ફુલમાળો, બોદલિયો એવા નર ઘોડા તથા માદા ઘોડી તાજણ, રેડી, જબાત, બેરી, રેશમ, લખમી, લાશ, ઢેલ એવાં ઘોડાં બાંધેલ. ફડકે દાદાએ આંટો માર્યો. પણ પોતે ઘોડાંમાં બહુ સમજે છે એવું બતાવવા આવા એકે નામી ઘોડાં નજરમાં લીધાં નહીં, પણ એક જુદી બાંધેલ કાળા બાવળી રંગની વછેરી ઘોડી લીધી.

તાજી ચડાવ કરેલ પણ કજાડી એવી કે ગમે એવો અસવાર એને માથે ટકવા ન દિયે. એનું મન અસવારને પછાડવાનું થયું હોય અને અસવાર ન પડે એવો બાહોશ હોય તો પોતે પડી જાય ને લાદ કરવા મંડે, અસવારના પગની પીંડી કે હાથ જો એના લાગમાં આવે તો કરડી ખાય, બટકાં ભરે; કાળી બાવળીની નજીક જઈ આંગળી ચીંધી હોય ને કહ્યું હોય કે આ કાળી બાવળી ને આંગળી એને મોઢે અડી ગઈ હોય તો આંગળી કરડી લ્યે, અને એવો લાગ ન આવે તો પગની જૂડું મંડે દેવા ને પાછા પગના ડાબા એના પડાળે ઓબે, પડાળ ત્રોડે એવી.

કાળી બાવળીને પણ શતબ જોગાણ ને દૂધ થાઈ વેઠેલ. એનું માથાહરૂં સારૂં પણ મોઢું જેવા ફેર એટલે તોફાની પૂરી. ફડકે દાદાને બધા ઘોડાં મેલી આ કાળી બાવળી નજરમાં આવી અને કહ્યું; "ચાલો, પેલી કાળી બાવળી ઉપર પલાણ માંડો."

દાદાબાપુ અને દરબાર ભાણવાળા કહે: "રંગ કેવાય સાં'બ! ઘોડાંના પૂરા પારખુ છો" ત્યાં તો સાહેબના ઘોડે ચડવાના નિયમો ઊપડયા. એટલે ભગતની આજ્ઞાથી જે ઘોડેસવાર કાળીબાવળીની માવજત કરતો તે કાળી બાવળી ઉપર પલાણ માંડી, ચોકડું ચડાવી લાવ્યો. આ એક જ ખાસદારને કાળી બાવળી પીરતી, તેને જ ચડવા દેતી. સાહેબના ખડિયામાં મંદિરેથી પ્રસાદીના સાકર ટોપરાં પણ નાખ્યાં ને ખડિયો ખાસદારે ઘોડી ઉપર મેલ્યો.

ભગતબાપુના કે'વાથી સામેથી ખાસદારે પેઘડું ઝાલી રાખ્યું. હવે આ ખાસદાર હોય ત્યાં સુધી ઘોડી તોફાન કરતી નહીં. બીજો કોઈ કાળી બાવળીને અડે ઈ પોહાણ નઈં. સાહેબ કાઠાની મૂંડકી ઝાલી કૂદીને કાળી બાવળીની પીઠ પર આવ્યા.

અગાઉ ઘોડાંના પલાણમાં લાકડા પછવાડેની બનાવટનું એવું ચોગઠું રહેતું કે ઘોડાની બેય બાજુ ચપોચપ ચોંટી જાય. આગળ પાછળ નાની નાની કમાનો હોય. પાછલી કમાને અસવાર ઓઠીંગણ દઈ શકે, આગલી કમાન પણ શરીરને બંધીબસમાં રાખે. આગળની કમાન ઉપર નાનું એવું લાકડાનું ચગદું હોય એને કાઠાની મૂંડકી કહેતા. આ આખી બનાવટને ઘોડાનું કાઠું કહેતા. તેના ઉપર તંગ ભીડાય. પણ જેમ તાણીને તંગ ભીડે એમ પલાણ સારું મંડાય. હોંશીઆર અસવાર હોય એ બીજા કોઈએ પલાણ માંડયું હોય તો પોતે તંગ તપાસે તો ખરો કે તંગ ઢીલો પોચો નથીને! કો' કે દુહો કહ્યો છે:

ખેતી પાતી વિનતી, ઓર ઘોડેકા તંગ;
એ તો આપણ કિજીએ, (ભલે) લખ મનુષનો સંગ.

હવે બળવંતરાય કાળી બાવળી માથે સવાર થયા. કહે છે કે, ઘોડું અસવારને વરતી લ્યે છે કે મારા ઉપરના અસવારમાં કેટલી રતી છે. કાળી બાવળી પણ ફડકે દાદાને સમજી ગઈ કે મારા પર કો'ક બોઘલો આવ્યો, પણ એણે વિચાર્યું હશે કે પહેલે ચડું ત્યારે

વાત. વળી હજી તેને પાળનાર ખાસદાર પાસે હતો.

સાહેબે ઘોડીની સરક ગાંઠ્યું વાળી કાઠાની મૂંડકીમાં બાંધી અને કહ્યું કે; "બરોબર કાળી બાવળી ચમકદાર છે, પાણીદાર છે, એટલે તેની સરક હાથમાં ન રેખાય, લગામ જ ફક્ત રખાય. હું બરાબર જાણું છું, ઘોડે ચડવાના નિયમોને હું પી ગયો છું."

દાદાબાપુ અને દરબાર ભાણવાળાએ કહ્યું. કે: "સા'બ! ઘોડીમાં વધારે પડતું પાણ (પાણી) છે. ખ્યાલ રાખજો!"

"દરબાર! મને એમાં ન કહેવું પડે." કહી ડોકમાં ખેસ નાખી, ડાબી કાખમાં છત્રી દબાવી, છત્રીનો હાથો ડાબા હાથમાં પકડયો અને ઘોડીને પોતાના પગની એડી મારી, અને મારતાં તો આપા દાનાની જગ્યા બહાર બંધૂકની ગોળી છૂટે એમ કાળી બાવળી છૂટી. ઊભી બજારે બડધડ, બડધડ, બડધડ ઊપડી. ગામે જાણ્યું સાહેબ આવરદા હશે તો જ જીવશે.

આ ઘોડી લઈ ચાર વાર એનો ખાસદાર અમરેલી ગયેલો. એટલે ઘોડીએ બીજે ન જતાં અમરેલીનો કેડો લીધો. દરબારના કહેવાથી પસાયતાએ પણ પોતાનો ઘોડો દોડાવ્યો (સાહેબની પાછળ).

ચલાળાથી અમરેલી સાત ગાઉ. વચમાં શેત્રુંજી નદી આવે. નદી કાંઠે ઊંડો ને સાંકડો કેડો. બેય બાજુ વીસ વીસ હાથ ઊંચી ભેખડો. એમાં બળવંતરાવને ઘોડી લાવી. ત્યાં સુધી સાહેબ ઘોડી ઉપર ટકી રહ્યા. પણ સાહેબને તડકો લાગવાથી કાખમાંથી છત્રી ફડાક કરતી ઉઘાડી અને ઘોડી ભડકી ને ભાગી. પણ પંદર પંદર હાથને માથે મંડી ઝડાકા દેવા, સાહેબ ઉપર ફૂટબૉલનો દડો ઊછળે, એમ માંડયા ઊછળવા. પણ પોતે એક હાથમાં છત્રી ને બીજા હાથે કાઠાની મૂંડકી અને કેસવાળીનો દોથો ભરી લીધો. પણ ઘોડી ચારે પગે લગાફગ લગાફગ ભાગી.

ભાગતાં ભાગતાં ઘોડીના પલાણનો તંગ તૂટયો અને ઘોડી બમણા વેગથી પાછલા પગ ઉલાળતી ભાગી. હવે સાહેબને ઘોડી ઉપર ટકવું વસમું થયું. તંગ તૂટતાં આખો સામાન ઊછળવા માંડયો. સામાન હારે સા'બ ઊંચા નીચા થવા લાગ્યા. તંગનો આધાર જવાથી ઘોડીની સરક કાઠાની મૂંડકીએ બાંધેલ એટલે કાઠું સરકે વળગ્યું રહ્યું અને સાહેબ, સામાન અને ખડિયો ત્રણે એક સાથે નીચે પડયા.

આમ સાહેબને નીચે પછાડીને ઘોડી તો દોડતી દોડતી ઊંડા કેડામાં ભાગે છે. સાહેબનાં હાડકાં ખોખરાં થઈ ગયાં. પછડાટથી તમ્મર ચડી ગયાં. માંડ ઊભા થઈ ખડિયામાંથી ચોખા, સાકર, ટોપરું, ખાંડ વગેરે વેરાઈ ગયેલ ઈ પાછા ભેળાં કર્યાં અને રાડયો પાડવા માંડયા.

"અરે સાલો પસાયતો કયાં મરી ગયો! મને ચમકદાર કાળી બાવળીએ પછાડયો. હું શાલીહોત્રના નિયમ જાણું છું, પણ ઓલી ચમકદાર કાળી બાવળી નથી જાણતી." ચોકિયાતનું ઘોડું સાધારણ હોવાથી સારી પેઠે દૂર છે. તે ચોકિયાતને ન જોતાં પોતે જ ખડિયો ખભે અને પલાણ માથે ઊંચકી આગળ હાલ્યા.

ઘોડી દોડતી દોડતી શેત્રુંજી નદીમાં થઈ સામા કાંઠાના ઊંડા કેડામાં દાખલ થઇ, એમાં સામા બે બકાલી આવે. મોટો ઘોડા ઉપર, નાનો પાળો. નાનો પેશાબ કરવા કેડાના નાના ખાંચમાં બેઠો. બકાલીના ઘોડા ઉપર પાંચેક મણનો ભાર અને પાંચમણ વજન બકાલીનું. પણ એનું ઘોડું ટાઢું ઠીકરા જેવું. બકાલી એક હાથથી સરકતું સરપટું કરી ઘોડાને મારતો આવે. બીજા હાથમાં લગામ. બે પગના ઠેલાથી ઘોડાને મારે. પાંચમું મોઢેથી હે–હે–હે–હે– કરે. ઘોડો કકકકકકકક કરતો આવે, પણ બકાલીનો ઘોડો હાલ્ય બદલાવે નહીં, રૂપિયાનું દોઢ હાથ માંડ હાલે.

એમાં કાળી બાવળી વંટોળિયાની જેમ સામેથી આવતી બકાલીએ જોઈ. પછી તો કાળી બાવળી સાથે સાહેબ પણ નથી. પલાણ પણ નથી. ફક્ત ડોકે સરક અને એની સાથે બાંધેલું કાઠું ચકરચકર આડા અવળું ફરે, બકાલી કહેઃ "આ શું તાંતો?" કાળી બાવળી પાસે આવી ગઈ ને ઓલું કાઠું બકાલીના વગણામાં ભટકાતાં એનું જડબું ભાંગી નાખ્યું. બકાલીના એય હાથ નવરા ન હતા અને વળી ઘોડી ને કાઠું બકાલીને ભટકાવાનું થયું. એટલે બકાલીએ કાઠાને દૂર કરવા એક પગ લાંબો કર્યો. ત્યાં તો બકાલીનો પગ ઉલટાનો

સાથળ સુધી કાઠામાં ભરાઈ ગયો. ઘોડી સાથે ઈ પણ ઊપડ્યો ને માંડ્યો ઢસડાવા.

બકાલીએ જાણ્યું કે આપણા સો એ વરસ પૂરા, પણ કમોતે મરશું. નાનાભાઈએ પેશાબ કરતા આ ફડાકા સાંભળ્યા. જ્યાં ઊભો થઈને જુએ ત્યાં મોટાભાઈને ઘોડી સાથે ઢસડાતો, કુટાતો, પછડાતો ભાળ્યો. એકદમ દોડીને મોટાભાઈને ખેંચ્યો, પણ મોટાભાઈ એવો કાઠામાં સલવાણો હતો કે કેમેય નીકળે નહીં. ઘોડી સામું જોર કરે એમાં ઘોડીની ડોકમાંથી કોટિયું (સરકનો ગાળિયો) તૂટ્યું. નાનાભાઈએ ખૂબ બળ કર્યું. ઘોડી તો પરબારી અમરેલીને કેડે ઊપડી ગઈ. કારણ અવારનવાર અમરેલી વીરજીભાઈ વકીલને ત્યાં જતી આવતી (અત્યારના જિલ્લા પંચાયત પ્રમુખ શ્રી દકુભાઈના દાદા ને શ્રી. મોહનભાઈ વકીલના પિતા)

નાનાભાઈએ મોટાભાઈના પગમાંથી માંડ કાઠું સેરવ્યું ત્યાં તો મોટાભાઈ લોહીલુહાણ. લુગડાં ફાટી ગયાં. મોઢામાં કાઠું વાગતા આગલા દાંત પડી ગએલ અને લોહી હાલ્યું જાય.

બેય ભાઈ અણધાર્યું સંકટ આવવાથી બહાવરા થઈ ગયા. નાનો તો મોટાની આવી દશાથી રડવા માંડ્યો.

ફડકે દાદા માથે પલાણ અને ખભે ખડિયા સહિત આવ્યા. આવીને આ બેય ભાઈને પૂછવા માંડ્યા:

"એ સાલા-ઓ, કાળી બાવળી ચમકદાર ઘોડી જોઈ ?"

નાનોભાઈ કહે: "ઓલ્યા ઈ તારી ઘોડી હતી ?"

સાહેબ કહે : "હા કઈ બાજુ ગઈ ચમકદાર કાળી બાવળી ! એને પકડી શકયા નહીં !"

ત્યાં નાનોભાઈ કહે; "ઈ તારી મોટીમાં પકડાય એમ ન હતી."

સાહેબ કહે, "સંભાળીને બોલ, હું કોણ ? તમે નથી ઓળખતા ?"

હવે પોતાના મોટાભાઈને ઘોડીએ અધમૂવો કરી નાખેલ. એમાં નાનો રીસમાં તરબોળતો હતો, એમાં આ સાહેબ રોફ છાંટવા બેઠા. એટલે નાનો રોવું પડતું મેલી ઊભો થઈ કહે; "લે તને ઓળખું" એમ કહી ઘોડાને મારવાનો તલબાવળનો સોટો જે નાનાભાઈ પાસે હતો ઈ લઈ માંડ્યો સાહેબને સબોડવા. ફડાક-ફડાક !

ફડકે દાદા કહે. "અરે સાલા બદમાશ ! કાળી બાવળીને પકડી શકયો નહીં અને મને મારે છે ?"

નાનોભાઈ કહે: "તારી કાળી બાવળીએ મારા મોટાભાઈની અણસાર બગાડી નાખી, એનું સગપણ થાય એમ છે. કાલે એને વેવાઈ જોવા આવશે. એને મારા ભાઈનું મોઢું કેમ બતાવવું ? કાળી બાવળીના અસવાર ! અમારા ઓલ્યા ભવના વેરી !" એમ કહી સોટો પડતો મૂકી બહુ જ રીસ ચડવાથી નાનાભાઈએ સાહેબને બથમાં લઈ પછાડયા અને ઉપર ચડી બેઠો. ઢીકા પાટુ, ગડદા મંડ્યો મારવા.

સાહેબ કહે "મને તું ઓળખતો નથી? હું ધારીનો વહીવટદાર, બળવંતરાય શામરાવ ફડકે દાદા."

બકાલી કહે: "આવા વહીવટદાર હોય ?" એમ કહી વધારે મારવા માંડયો.

સાહેબ કહે: "સાલો પસાયતો પણ હજી આવ્યો નહીં. આવે તો મારા સંતે ઓળખાણ આપે ને આ સાલો ડાકુ મને મારતો રહી જાય."

ત્યાં કાઠી પસાયતો આવ્યો. તેણે આ બધું જોયું. એને ખબર તો હતી જ કે ઘોડી સાહેબને પછાડશે. પણ સાહેબના પડયા પછી કોઈ મારશે એ ધાર્યા બહાર વાત નીકળી ગઈ. પસાયતો બકાલીને ઓળખી ગયો. તલવાર ઉગામી: "એલા રે'વા દે ! રે'વા દે ! બળવંતરાવદાદા છે." પણ સાનમાં કે'છે "હજી ઘોનાર્યું (માર) સાંબ ઘોડે બેસવાનું ભુલી જાય."

જ્યારે લાગ્યું કે આ બકાલી સાહેબને મારી નાખશે ત્યારે આપાએ તલવાર ખેંચીને કહ્યું કે. "એ બકાલ ! મેલુ દે, હવે તારા ફાસરા કરૂં નાખહ !" બકાલીએ સાહેબને છોડયા. એના ભાઈને પાટાપીંડી કરી બેય ભાઈ ચલાવેં આવ્યા.

કાઠી પસાયતાએ બાજુના ગામમાંથી ગાડું લાવી સાહેબને અમરેલી ભેળા કર્યા, ત્યાં તો એના પિતાનું શ્રાદ્ધ પતી ગયું હતું. મહિને-દિવસે સાહેબ સાજા થયા. પોતે રાવ ફરિયાદ પણ કરી નહીં.

કાઠી પસાયતાએ સમજાવ્યા કે; "સાહેબ ! તમારા જેવાને બકાલ મારે એવી વાતું દુનિયામાં ફેલાશે તો એમાં તમારી આબરૂ શી ?"

આ વાત કાઠી પસાયતો અને ઓલા બે બકાલી ભાઈઓ લોકો પાસે અવારનવાર કરતા. લોકોને હસાવતા. બળવંતરાવ શામરાવ ફડકે દાદા પછી તો કાઠીના ઘોડાની સામું પણ જોતા નહી.

# અટારીનાં પાણી

કાશીરામ વ્યાસ (ખાખરાળા)

જેડી મચ્છુ માળિયા, એડી વાંકાનેર;
અવર કંધાં નીપજે, પાણી હુંદાફેર.

આ તો પ્રાણીના પાણીની વાત છે. પાણીના પ્રભાવ માનવમાં દેખાય તો પ્રાણીમાં કેમ ન દેખાય ? મચ્છુ નદીના ઊગમણે કાંઠે ગુંગણુ નામે ગામ. તેમાં મોરબી ભાયાત જાડેજા શાખાના રજપુત. નામે ખેંગુભા વીરૂભા. એમને ત્યાં વાંકાનેરના ખેરવા કણુકોટથી અટારી નામે વછેરી આવેલ. બહેને હઠ કરીને ઈ વછેરી દાયજામાં માગેલ.

આ અટારીના અંગમાં સોળે બાબ સાચા. ચાર લાંબા, ચાર ટૂંકા, ચાર પહોળાને ચાર વાંકા. જેના અંગમાં ખોડ ખાપણ એકેય નથી. ભલી ઘોડી અટારી અઢાર માસે ચઢાઉ કરેલી. વીરૂભા દરબારને ઘોડાંના ખૂબ શોખ, તેવો ખેંગુભાને પણ. ઘોડાંના ગુણદોષના તલેતલ જાણતલ. કોઈ આવી વાવડ આપે કે અમુક જગ્યાએ ભલી ઘોડી છે તો બાપ દીકરો ત્યાં પહોંચી જ ગયા હોય ને નાળિયેરની શરત લગાવે.

એક દિવસ ડેલીમાં ડાયરો જામ્યો છે. બાજુના ગામ રવાપરના દરબાર મદારસંગ તથા ડાયરો ગુંગણુ કસુંબો લેવા આવ્યા છે. ખેંગુભા વીરૂભાની ડેલીએ ડાયરાની જમાવટ થઈ ગઈ છે. ત્યાં વાતમાંથી વાત નીકળી કે:

"વીરૂભા ! હવે અટારીને રાજકોટ રેસમાં લઈ જાઓ. આપે અટારીને પાંચગાઉ રોજ દોડવાની પ્રેક્ટીસ આપી છે ને ઠાકર કરશે તો વાંધો નહિ આવે"

રાજકોટથી રેસની જાહેરાત આવી છે. વૈશાખ માસમાં રેસ થવાની છે. વીરૂભાને રેસમાં અટારી લઈ જવાનો વિચાર થયો. મોરબી ઠાકોર શ્રી. લખધીરસિંહજીને વાત કરી. અને ઠાકોર સાહેબને સાથે લઈ રાજકોટ ગયા.

રેસની તૈયારી થઈ. કાઠિયાવાડ એજન્સીના એજીજી–પ્રાંતસાહેબની હાજરીમાં રેસમાં ઉતારવા માટેના ઘોડાંની પરખ થવા માંડી. એક પછી એક ઘોડાને જોતાં જોતાં અટારીને રમાડતા ખેંગુભા પાસે આવ્યા.

ખેંગુભા નવલોહિયો જુવાન, હજી મૂછના દોરા ફૂટતા આવે છે. લીંબચીરી આંખ, ભરાવદાર મોઢું, માથે કેસરિયા સાફો બાંધેલ, માટિયાઈના આંટા ઊખડતા હોય તેમ મોઢું મરક મરક થયા કરે છે. ખેંગુભાની રાંળમાં અટારી રમ્યા કરે છે ત્યાં સાહેબે ઘોડી જોઈને કહ્યું:

"આ ઘોડી રેસમાં નહિ ચાલે."

સાથે મોરબી ઠાકોર સાહેબ પણ હતા. એમણે તરત જવાબ આપતાં કહ્યું:

"આ ઘોડી મારી છે સાહેબ !"

"હા, પણ માપમાં સાઠાતેરની છે, ચૌદના પૂરા માપની નથી, માટે લઈ જાઓ."

મોરબી ઠાકોર સાહેબ કહેઃ "સાહેબ ! આ દોડની રેસ છે કે માપની ? જો દોડની રેસ હોય તો નંબર આપો."

વાત સાંભળી સાહેબ ઢીલા થયા. નામ લખી ને નંબર આપ્યો. રેસમાં ઊતરવા કાઠિયાવાડી, અરબ્બી, સંધણ ઘોડાંની ઘમસાણ મચી રહી છે. ટીમની તૈયારી થઈ ગઈ. આઠ ફર્લાંગ ઘોડાં દોડવાનાં છે. ત્યાં તો વ્હીસલ વાગી. ઘોડાં અને સ્વાર તૈયાર થઈ ગયા. ત્યાં સાહેબની નજર ખેંગુભા ઉપર ગઈને બોલ્યા:

"દરબાર ! આમાં તમારૂં કામ નહિ, આમાં તો જીવના જોખા છે."

ખેંગુભા કહેઃ "સાહેબ ! હું રજપુતનો દીકરો છઉં. મારી ઘોડી ઉપર બીજો ન હોય."

આમ સવાલ જવાબ થાતાં મોરબી ઠાકોર સમજી ગયા કે હમણાં વાત બગડી જશે, એટલે

સાથળ સુધી કાઠામાં ભરાઈ ગયો. ઘોડી સાથે ઈ પણ ઊપડયો ને માંડયો ઢરડાવા.

બકાલીએ જાણ્યું કે આપણા સો એ વરસ પૂરાં, પણ કમોતે મરશું. નાનાભાઈએ પેશાબ કરતાં આ ધુબાકા સાંભળ્યા. જ્યાં ઊભો થઈને જુએ ત્યાં મોટાભાઈને ઘોડી સાથે ઢસડાતો, કૂટાતો, પછડાતો ભાળ્યો. એકદમ દોડીને મોટાભાઈને ખેંચ્યો, પણ મોટોભાઈ એવો કાઠામાં સલવાણો હતો કે કેમેય નીકળે નહીં. ઘોડી સામું જોર કરે એમાં ઘોડીની ડોકમાંથી કાંટિયું (સરકનો ગાળિયો) તૂટયું. નાનાભાઈએ ખૂબ બળ કર્યું. ઘોડી તો પરબારી અમરેલીને કેડે ઊપડી ગઈ. કારણ અવારનવાર અમરેલી વીરજીભાઈ વકીલને ત્યાં જતી આવતી (અત્યારના જિલ્લા પંચાયત પ્રમુખ શ્રી દકુભાઈના દાદા ને શ્રી. મોહનભાઈ વકીલના પિતા)

નાનાભાઈએ મોટાભાઈના પગમાંથી માંડ કાઠું સેરવ્યું ત્યાં તો મોટાભાઈ લોહીલુહાણ. લુગડાં ફાટી ગયાં. મોઢામાં કાઠું વાગતાં આગલા દાંત પડી ગએલ અને લોહી હાલ્યું જાય.

બેય ભાઈ અણધાર્યું સંકટ આવવાથી બઘાવરા થઈ ગયા. નાનો તો મોટાની આવી દશાથી રડવા માંડયો.

ફડકે દાદા માથે પઘડી અને ખભે ખડિયા સહિત આવ્યા. આવીને આ બેય ભાઈને પૂછવા માંડયા:

"એ સાલા-ઓ, કાળી બાવળી ચમકદાર ઘોડી જોઈ ?"

નાનોભાઈ કહે: "એલા ઈ તારી ઘોડી હતી ?"

સાહેબ કહે : "હા કઈ બાજુ ગઈ ચમકદાર કાળી બાવળી ! એને પકડી શકયા નહીં !"

ત્યાં નાનોભાઈ કહે; "ઈ તારી ઘોડીમાં પકડાય એમ ન હતી."

સાહેબ કહે, "સંભાળીને બોલ, હું કોણ ? તમે નથી ઓળખતા ?"

હવે પોતાના મોટાભાઈને ઘોડીએ અધમૂવો કરી નાખેલ. એમાં નાનો રીસમાં તરબોળતો હતો, એમાં આ સાહેબ રોફ છાંટવા બેઠો. એટલે નાનો રોવું પડતું મેલી ઊભો થઈ કહે; "હું તને ઓળખું" એમ કહી ઘોડાને મારવાનો તજબાવળનો સોટો જે નાનાભાઈ પાસે હતો ઈ લઈ માંડયો સાહેબને સબોડવા. ફડાક-ફડાક !

ફડકે દાદા કહે. "અરે સાલા બદમાશ ! કાળી બાવળીને પકડી શકયો નહીં અને મને મારે છે ?"

નાનોભાઈ કહે: "તારી કાળી બાવળીએ મારા મોટાભાઈની અણસાર બગાડી નાખી, એનું સગપણ થાય એમ છે. કાલે એને વેવાઇ જોવા આવશે. એને મારા ભાઈનું મોઢું કેમ બતાવવું ? કાળી બાવળીના અસવાર ! અમારા ઓલ્યા ભવના વેરી !" એમ કહી સોટો પડતો મૂકી બહુ જ રીસ ચડવાથી નાનાભાઈએ સાહેબને બથમાં લઈ પછાડયા અને ઉપર ચડી બેઠો. ઢીકા પાટુ, ગડદા મંડયો મારવા.

સાહેબ કહે "મને તું ઓળખતો નથી? હું ધારીનો વહીવટદાર, બળવંતરાય શામરાવ ફડકે દાદા."

બકાલી કહે: "આવા વહીવટદાર હોય ?" એમ કહી વધારે મારવા માંડયો.

સાહેબ કહે: "સાલો પસાયતો પણ હજી આવ્યો નહીં. આવે તો મારા વતી ઓળખાણ આપે ને આ સાલો ડાકુ મને મારતો રહી જાય."

ત્યાં કાઠી પસાયતો આવ્યો. તેણે આ બધું જોયું. એને ખબર તો હતી જ કે ઘોડી સાહેબને પછાડશે. પણ સાહેબના પડયા પછી કોઈ મારશે એ ધાર્યા બહાર વાત નીકળી ગઈ. પસાયતો બકાલીને ઓળખી ગયો. તલવાર ઉગામી: "એલા રે'વા દે ! રે'વા દે ! બળવંતરાવદાદા છે." પણ સાનમાં કે'છે "હજી ધોનાર્ય (માર) સા'બ ઘોડે બેસવાનું ભુલી જાય."

જ્યારે લાગ્યું કે આ બકાલી સાહેબને મારી નાખશે ત્યારે આપાએ તલવાર ખેંચીને કહ્યું કે: "એ બકાલ ! મેલ્ય દે, હવે તારા કાસરા કરું નાખહ !" બકાલીએ સાહેબને છોડયા. એના ભાઈને પાટાપીંડી કરી બેય ભાઈ ચલાળે આવ્યા.

કાઠી પસાયતાએ બાજુના ગામમાંથી ગાડું લાવી સાહેબને અમરેલી ભેળા કર્યા, ત્યાં તો એના પિતાનું શ્રાદ્ધ પતી ગયું હતું. મહિને-દિવસે સાહેબ સાજા થયા. પોતે રાવ ફરિયાદ પણ કરી નહીં.

કાઠી પસાયતાએ સમજાવ્યા કે; "સાહેબ ! તમારા જેવાને બકાલ મારે એવી વાતું દુનિયામાં ફેલાશે તો એમાં તમારી આબરૂ શી ?"

આ વાત કાઠી પસાયતો અને ઓલ્યા બે બકાલી ભાઈઓ લોકો પાસે અવારનવાર કરતા. લોકોને હસાવતા. બળવંતરાવ શામરાવ ફડકે દાદા પછી તો કાઠીના ઘોડાની સામું પણ જોતા નહીં.

# અટારીનાં પાણી

કાશીરામ વ્યાસ (ખાખરાળા)

જેડી મચ્છુ માળિયા, એડી વાંકાનેર;
અવર કંધાં નીપજે, પાણી હુંદાફેર.

આ તો પ્રાણીના પાણીની વાત છે. પાણીનો પ્રભાવ માનવમાં દેખાય તો પ્રાણીમાં કેમ ન દેખાય ? મચ્છુ નદીના ઊગમણે કાંઠે ગુંગણ નામે ગામ. તેમાં મોરબી ભાયાત જાડેજા શાખાના રજપુત. નામે ખેંગુભા વીરૂભા. એમને ત્યાં વાંકાનેરના ખેરવા કણકોટથી અટારી નામે વછેરી આવેલ. બહેને હઠ કરીને ઈ વછેરી દાયજામાં માગેલ.

આ અટારીના અંગમાં સોળે બાબ સાચા. ચાર લાંબા, ચાર ટૂંકા, ચાર પહોળાને ચાર વાંકા. જેના અંગમાં ખોડ ખાપણ એકેય નથી. ભલી ઘોડી અટારી અઢાર માસે ચડાઉ કરેલી. વીરૂભા દરબારને ઘોડાંનો ખૂબ શોખ, તેવો ખેંગુભાને પણ. ઘોડાંના ગુણદોષના તલેતલ જાણતલ. કોઈ આવી વાવડ આપે કે અમુક જગ્યાએ ભલી ઘોડી છે તો બાપ દીકરો ત્યાં પહોંચી જ ગયા હોય ને નાળિયેરની શરત લગાવે.

એક દિવસ ડેલીમાં ડાયરો જામ્યો છે. બાજુના ગામ રવાપરના દરબાર મદારસંગ તથા ડાયરો ગુંગણ કસુંબો લેવા આવ્યા છે. ખેંગુભા વીરૂભાની ડેલીએ ડાયરાની જમાવટ થઈ ગઈ છે ત્યાં વાતમાંથી વાત નીકળી કે:

"વીરૂભા ! હવે અટારીને રાજકોટ રેસમાં લઈ જાઓ. આપે અટારીને પાંચગાઉ રોજ દોડવાની પ્રેક્ટીસ આપી છે ને ઠાકર કરશે તો વાંધો નહિ આવે"

રાજકોટથી રેસની જાહેરાત આવી છે. વૈશાખ માસમાં રેસ થવાની છે. વીરૂભાને રેસમાં અટારી લઈ જવાનો વિચાર થયો. મોરબી ઠાકોર શ્રી. લખધીરસિંહજીને વાત કરી. અને ઠાકોર સાહેબને સાથે લઈ રાજકોટ ગયા.

રેસની તૈયારી થઈ. કાઠિયાવાડ એજન્સીના એજીજી-પ્રાંતસાહેબની હાજરીમાં રેસમાં ઉતારવા માટેના ઘોડાંની પરખ થવા માંડી. એક પછી એક ઘોડાને જોતાં જોતાં અટારીને રમાડતા ખેંગુભા પાસે આવ્યા.

ખેંગુભા નવલોહિયો જુવાન, હજી મૂછના દોરા ફૂટતા આવે છે. લીંબચીરી આંખ, ભરાવદાર મોઢું, માથે કેસરિયા સાફો બાંધેલ, માટિયાઈના આંટા ઊભરાતા હોય તેમ મોઢું મરક મરક થયા કરે છે. ખેંગુભાની રાંગમાં અટારી રમ્યા કરે છે ત્યાં સાહેબે ઘોડી જોઈને કહ્યું:

"આ ઘોડી રૈસમાં નહિ ચાલે."

સાથે મોરબી ઠકોર સાહેબ પણ હતા. એમણે તરત જવાબ આપતાં કહ્યું:

"આ ઘોડી મારી છે સાહેબ !"

"હા, પણ માપમાં સાડાતેરની છે, ચૌદના પૂરા માપની નથી, માટે લઈ જાઓ."

મોરબી ઠાકોર સાહેબ કહે: "સાહેબ ! આ દોડની રેસ છે કે માપની ? જો દોડની રેસ હોય તો નંબર આપો."

વાત સાંભળી સાહેબ ઢીલા થયા. નામ લખી ને નંબર આપ્યો. રેસમાં ઊતરવા કાઠિયાવાડી, અરબ્બી, સંધણ ઘોડાંની ઘમસાણ મચી રહી છે. ટીમની તૈયારી થઈ ગઈ. આઠ ફર્લાંગ ઘોડાં દોડવાનાં છે. ત્યાં તો વ્હીસલ વાગી. ઘોડાં અને સ્વાર તૈયાર થઈ ગયા. ત્યાં સાહેબની નજર ખેંગુભા ઉપર ગઈને બોલ્યા:

"દરબાર ! આમાં તમારૂં કામ નહિ, આમાં તો જીવના જોખા છે."

ખેંગુભા કહે: "સાહેબ ! હું રજપુતનો દીકરો છઉં. મારી ઘોડી ઉપર બીજો ન હોય."

આમ સવાલ જવાબ થાતાં મોરબી ઠાકોર સમજી ગયા કે હમણાં વાત બગડી જશે, એટલે

ખેંગુભાને ઇસારાથી સમજાવી દીધા. ખેંગુભા રોષ સાથે ઝડપથી અટારી ઉપરથી ઊતરી ગયા. મોરબી ઠાકોર સાહેબને કહેઃ "અમારી ઘોડી ઉપર અમારો માણસ બેસશે."

સાહેબે વાત મંજૂર રાખી. જામનગર તાબે વીરપર ગામના પ્રવીણસિંહને ઠાકોર સાહેબે હુકમ કર્યો. પ્રવીણસિંહ મોરબી રાજ્યની નોકરીમાં હતા ને ઘોડાના કવાયતી હતા. કહેતાંની સાથે પ્રવીણસિંહે અટારી ઉપર છલાંગ મારી અને ઘોડાંની મધ્યમાં નંબર ઉપર અટારીને ઊભી રાખી. દરેક ઘોડાં માથે રેસના હોકી બેઠા છે. તેની વચ્ચે રવની ધજા ફરકતી હોય તેવા સાફાનું છોગું ઝુલાવતા પ્રવીણસિંહ અલગ તરી આવે છે.

અકડાઠઠ મેદની જામી છે. લોકોમાં જાત જાત ને ભાત ભાતના તુક્કા ઊપડે છે, કોઈ કહે "હવે રેસમાં કાઠિયાવાડી ઘોડાં તે નહિ જીતતાં હોય!" આવી વાતું થાય છે. ત્યાં ત્રીજી બ્યુગલ વાગી. આઠ ફર્લાંગ ઉપરથી બધાં નંબરવાળાં ઘોડાં ધનુષમાંથી તીર છૂટે એમ છૂટયાં. સૌ પહેલા નંબરની ખ્વાહેશથી ઘોડાંને આગળ કરવાની પોતાની બધી કરામત ઠાલવી રહ્યા. આમ ચારેક ફર્લાંગ પહોંચ્યાં ત્યાં પ્રવીણસિંહ અને અટારી ઘોડી સૌની છેવાડે દેખાણા અને મેદનીમાંથી હાકલા પડકારા થયા.

"એ ઓલી અટારી! આમ ખટારીની જેમ કેમ વહિ રહી ગઈ?"

ત્યાં તો અટારીના કાન ચમકયા. લગામની પરવા ન કરતાં ફાળ ભરી ઊપડી તોપનો ગોળો જાય તેમ. અટારીએ પોડતાં ઘોડાંને વીંધીને આગળ નીકળી ગઈ. ત્યાં પડકારા થયા કેઃ "એલા આ તો સૌની મોર પોગી!"

પોગી તો ખરી પણ શરતના નિશાનની આગળ નીકળી ગઈ એક ફર્લાંગ બીજાં બધાં ઘોડાંને પાછળ મેલીને. વેગ ધીમો પાડતાં શરતના નિશાનથી દોઢ ફર્લાંગે ઊભી રહી ને પહેલો નંબર જીતી ગઈ. મેદનીએ હાકલા પડકારા ને તાલીઓના ગગડાટથી અટારીને વધાવી લીધી.

ડાયરો આખો શાહબાશી દેવા લાગ્યો. ઉપરી અમલદારની હાજરીમાં ડોકટરી તપાસ થઈ અને અટારીના અંગમાં થાક કે પરસેવાનું નામનિશાન ન દેખાણાં ત્યારે પ્રાંત સાહેબ ખુશ થઈ ગયા. રૂપિયા ૫૦૦નું ઇનામ ને સાથે ઇલ્કાબ આપ્યો. આ અટારીને રેટી પણ કહેતા.

આ અટારીએ રાજકોટ રેસમાં ત્રણ ત્રણવાર પ્રથમ નંબર લીધેલો. ત્યારે અટારીને કાયમી ભેંગાણુંનું વર્ષાસન સરકાર તરફથી મળ્યું, જે અટારી જીવી ત્યાં સુધી ચાલુ રહ્યું.

અટારીએ જે પહેલી રેસમાં ભાગ લીધો તે સંવત ૧૯૮૮ની સાલનો વૈશાખ મહિનો હતો. ત્યાર બાદ બે વખત ભાગ લીધેલો. આ અટારીને ખેંગુભા પાસેથી ગુંગણ ગામના દરબાર વેરૂભાએ લીધેલ અને ખવરાવી પીવરાવી ચાકરી કરીને મસ્તાન બનાવેલી.

એક દિવસ વેરૂભા ખાખરાળા ગામે આયરૂમાં બોરીચા ડાંગર ડાયરાને મળવા આવેલ. ડાંગર ડાયરો પ્રથમથી રાજ ભેગો રહેતો આવેલ. જેના વડવાઓએ પડધરીની લડાઈમાં મુખ્ય ભાગ લીધેલ તે હમીર હાથિયાના પાળિયા આજે ય મોજુદ છે, જે મોરબી વાઘજી ઠાકોર અને જીવા મહેતા કામદાર હસ્તક બેસાડેલ ને દેરી ચણાવેલ તે અત્યારે ખાખરાળા ગામે મોજુદ છે.

ઈ ડાંગર ડાયરો દરબારોને ત્યાં કસુંબો લેવા જાય અને દરબારો ડાંગર ડાયરા પાસે આવે એવો સંબંધ ચાલ્યા કરે. એમાં એક દી વેરૂભા અટારીએ ચડીને આવે. મચ્છુનો કાંઠો મેલીને નારણકા અને ખાખરાળાનો સીમાડો દોઢ ખેતરવા ત્યાં હરણના ડાબા ઊતરતા જોયા. હરણને અને મારગને અંતર થોડું છે પણ હરણ અને અટારીને ડબલ છેટું છે. ત્યાં લગામને ઇસારો થતાં અટારીએ ફાળ ભરી. જ્યારે એના મોટા ડાબા ઊપડતા હોય ત્યાંથી પાછલા ડાબા દોઢ વાંભ આગળ જતા, એ હરણને કેમ નીકળવા દે? રેસ જામી પડી. અટારી હરણને પાછળ મૂકીને આગળ નીકળી જઈને માણસુર ડાંગરની ડેલીએ જઇ ઊભી રાખી.

ડાયરો બેઠો છે. દરબારે રામ રામ કર્યા. દરબાર

નીચે ઊતર્યા, જઈને ડાયરા વચ્ચે બેઠા. અટારી પોતાની ખીજમાં ડેલી આગળ કાનસૂરિયું અવળી કરીને ઊભી છે. યજમાનના માણસોએ અટારી આગળ બાજરાનું બકડિયું ભરીને મૂક્યું પણ અટારીએ બાજરા સામું ન જોયું. એક જુવાને કહ્યું કે: "ઘોડી બાજરો નથી ખાતી !"

માણસુર ડાંગર કહેઃ "કેમ નથી ખાતી ભઈ !"

વેરૂભા કહેઃ "આજે એની ઘોડ અધુરી છે. કાયમ ત્રણ ગાઉની મજલ કરે પછી જ જોગાણ ખાય છે"

ડાયરા વચ્ચે ઊભા થઈને રઘાભાઈ કહે : સાવઝ જેવા જનાવરની રીસ પણ માણસ ઉતારે ત્યારે ઘોડાંની કેમ ન ઊતરે ?" એમ કહીને હેઠા ઊતર્યા. ઘોડીનો સામાન ઉતાર્યો. પીઠ ઉપર બે લોટા પાણી રેડી બે થાપલી દીધી અને 'ભલી અટારી ભલી!' એમ હેત કરીને જોગાણ આગળ દોરી. ઘોડી મનાઈ ગઈ ને પછી જોગાણ બટકાવવા લાગી.

કસુંબા લેવાય છે ત્યાં મારતે ઘોડે ગુંગણ ગામથી માણસ આવ્યું. વાત કરી કે ભાવા ધીરૂભા દીપસંગજીના બળદ સાંતીએ જોડેલ તે સાંતી સોતા ભાગ્યા છે, વાળ્યા વળતા નથી માટે એની પાછળ અટારી છોડો.

આમ વાત કરતાં તો અટારીને તૈયાર કરી અને ઉપાડી મેલી. તેતર વાંહે બાજ જાય એમ ગઈ. ગુંગણ અને ગાળા વચ્ચે પાંચ ગાઉની મજલ કરી ત્યાં ઊંડા મારગમાં બળદનો ભેટો થયો. બળદિયા સાંતી–જૂત આગળ ભાગ્યા જાય છે ને અટારી ઝડપે પહોંચી. અટારી ત્રણ ગાઉ દોડે ત્યારે થાબડવી પડે ત્યારે માંડ ધીરી પડે. પણ આજ એનો વેગ વધતો જતો હતો. રોકી રોકાણી નહિ. વેગમાં બળદને ઉરમાં લઈ છાતીના હડાથી ધૂંસરી ભાંગી બળદને ઉછાડયા. પાંચ હાથ ઊંડા મારગમાંથી પાંચ હાથ ઊંચી ભેખડ ઉપર એકને ઉલાળ્યો. એક બળદ આમ પછડાતાં પ્રાણ ઊડી ગયા.

આવી જાતવાન અટારીની ત્રણ વછેરી થયેલી. એક ખાખરાળા માણસુર ડાંગર પાસે, બીજી કોઠારિયા ખોડુભા પાસે, ત્રીજી વછેરી દીકરીને માયક દરબાર બચુભાને ત્યાં દાયજામાં દીધેલ.

દીવાળીના પડવાના દિવસે દસ પંદર ગામના ભાયાતો અને માળિયાના મિયાણા ભાઈઓ આવે. ઢોલત્રાંબાળુ ને શરણાયુંના શોર બોલે. ઘોડાં દોડે ત્યારે અટારી નાળિયેર લઈ આવે. અટારીનાં સામૈયાં થાય. ગુલાલથી અટારી નાહી જાય ને વાજતે ગાજતે અટારીને ગામમાં લાવે. એ વખતે મોરબી પંથકમાં અટારી હતી ત્યાં સુધી બીજું કોઈ નાળિયેર ન જીતી શકતું.

## અશ્વની ઉપયોગિતા

મહાભારતમાં અશ્વની, સુયોગ્યતા વખણાય,
વાજી તેની વસુમતી, પરમ પ્રમાણ ગણાય.

*

ઉન્નત જીવન જાતિનું, ટકે ન વાજી વીણ,
સમજે તે રક્ષણ કરે, પ્રિતિ થકી પ્રવીણ.

*

યુદ્ધ કળામાં અશ્વનું, અગ્રસ્થાન સોહાય,
ક્ષાત્રધર્મની પાલના, હયથી અધિક મનાય.

*

હય સ્વારી થી સર્વદા, તન મન બળ વિકસાય,
શૌર્ય અને સમતોલના, સંસ્કારો પોસાય

—સં. કરસન પઢિયાર (લીંબડી)

# ઈતિહાસ–અંકિત અશ્વયશ–કથા

હરસુરભાઈ ગઢવી (ભેસાણ)

ભૂતકાળનાં આવરણોને ભેદીને અતીતને ખોળખવા મથતા માનવીની દૂર સુદૂર પહોંચેલી દૃષ્ટિએ એક અનુપમ દૃશ્ય પડે છે. માનવીની દૃષ્ટિ ત્યાં સ્થિર બની જાય છે. એમની નજરે પડે છે નાની નાની ટોળીઓમાં વહેંચાઈને ધસમસ્યે આવતા અશ્વારૂઢ આર્યવીરો, ભારતની વાયવ્ય સરહદેથી પ્રવેશી રહેલા અશ્વારોહી આર્ય યોદ્ધાઓ.

આ આર્યોએ ભારતની તળભૂમિની અસુર પ્રજાઓને પરાજિત કરીને પંચનદની (પંજાબ) ભૂમિ ઉપર પહેલો પડાવ નાખ્યો ત્યારથી આ દેશમાં અશ્વ એના પ્રજાજીવનનું એક અંગ બની રહેલ આર્ય પ્રજાના વિજય પ્રસ્થાનમાં અશ્વ અને લોખંડના ભાલાં તલવારે જ અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે.

એ કાળથી માનવી જેટલી જ અશ્વોની માવજત, ઉછેર અને લાલન પાલન નજરે પડે છે. માનવી જેટલાં જ એનાં કુળોનું વર્ગીકરણ અને અશ્વવિદ્યા તથા વિજ્ઞાન વિકસતાં દેખાય છે. અશ્વવિદ્યા ચૌદ વિદ્યા માંહેની એક વિદ્યા ગણાય છે અને એના ઉપર સંસ્કૃતમાં અનેક ઉલ્લેખો ને ગ્રંથો નજરે ચડે છે.

અશ્વ એ શક્તિ, વેગ, સહનશક્તિ, શૌર્ય, વફાદારી, શોભા અને પ્રતિષ્ઠાનું પ્રતિક બની રહ્યો. માનવીનો મહામૂલો મિત્ર બની રહ્યો. શોભાયાત્રા, મૃગયા, પર્યટન, પ્રવાસ ચડાઈ, યુદ્ધ, સંદેશાવ્યવહાર, ચોકી પહેરો, પીછેહઠ અને જીવનરક્ષા અર્થેની નાસભાગ ને ભારવહનમાં અશ્વની ઉપયોગિતા એકધારી પુરવાર થતી આવતાં એ માનવ વિકાસનો સાથી રહ્યો, એથી એની માવજત અને રક્ષા માટેની ખાસ વ્યવસ્થાઓ ઊભી થઈ. સૈન્યમાં અશ્વદળ અગત્યનું સ્થાન ધરાવતું હતું.

'શુક્રનીતિ'માં જણાવ્યું છે કે "અશ્વદળ કરતાં પાયદળ ચારગણું, બળદોનું દળ અશ્વદળ કરતાં પાંચમા ભાગનું, ઊંટોનું દળ આઠમા ભાગનું, હસ્તીદળ ઊંટદળ કરતાં ચોથા ભાગનું, રથદળ હસ્તીદળ કરતાં અર્ધા ભાગનું રાખવું."

યુદ્ધના મેદાનમાં સૈન્યના મુખ્યત્વે ત્રણ વિભાગ પડાતા: ૧ ઉર–કેન્દ્ર, ૨ કાળ–પડખાં, ૩ ભુજ–પાંખ. ઉપરાંત ચૂનંદા ઘોડેસ્વારોનું એક અનામત દળ રખાતું, જેનો ઉપયોગ નિર્ણયાત્મક ઘડીએ જ કરાતો. થાકેલા શત્રુને ભયભીત કરવા અને પ્રબળ આક્રમણ ખાળવા અનામત અશ્વદળ મહત્ત્વપૂર્ણ અંગ મનાતું. આ અશ્વદળની સહાય વડે હાર ને જીતમાં પલટાવી નાખવાના સેંકડો પ્રસંગો ઈતિહાસમાં નોંધાયેલા છે.

પૃથ્વીરાજ ચૌહાણના પરાજયનું તેમજ પાણીપતના મેદાનમાં ખેલાયેલા ઈતિહાસ પ્રસિદ્ધ ત્રણેય યુદ્ધોમાં અનામત અશ્વદળ પ્રત્યેનું દુર્લક્ષ પણ પરાજયનાં કારણો માંહેનું એક કારણ મનાય છે. પાણીપતના ત્રીજા યુદ્ધ પ્રસંગે અફઘાન સૈન્યે અનામત અશ્વદળનો નિર્ણયાત્મક ઘડીએ સફળતાપૂર્વક ઉપયોગ કરીને પરાજયના આંગણમાંથી વિજય હાસલ કરેલો.

ભરત રામને મળવા વનમાં ગયેલા ત્યારે સાથે લઈ ગયેલ સૈન્યમાં એકલાખ અશ્વદળ, સાઠ હજાર રથ અને નવ હજાર હાથીઓ હોવાનો રામાયણમાં ઉલ્લેખ છે.

સિકંદરની ચડાઈ વખતે તેની સાથે આવેલા ગ્રીક ઈતિહાસકાર કર્ટીઅસ અને એરીન્સે તે કાળના ભારતના વાયવ્ય પ્રદેશના રાજાઓની લશ્કરી તાકાતની નોંધ કરી છે. તે મુજબ પુરૂરાજાની સેનામાં ત્રીસ હજાર પાયદળ, ચાર હજાર અશ્વ દળ, ત્રણસો રથ અને બસો હાથી હોવાનું જણાવ્યું છે.

ત્યારે એ યુદ્ધમાં સિકંદરે ચાલાકીપૂર્વક પોરસની સામે અશ્વદળનો ઉપયોગ કરીને વિજય મેળવ્યાનો પણ ઉલ્લેખ છે.

આગળ વધતા સિકંદરને માલવ તથા ક્ષુદ્રક

રાજાઓએ નેવું હજારના પાયદળ, દસ હજારના અશ્વ દળ અને નવસો હસ્તીદળ સાથે સામનો કરીને ચીનાબ નદીના તટપ્રવેશમાં હંફાવેલો. પાટલીપુત્રના નંદ રાજા પાસે ત્યારે બે લાખ પાયદળ, વીસહજાર અશ્વદળ, ચાર હજારનું હસ્તી દળ અને ત્રણ હજાર રથદળનું સૈન્ય હતું. નંદરાજાની આ શક્તિ જાણીને સિકંદર ડઘાઈ ગયેલો એમ પણ તે ઈતિહાસકાર નોંધે છે.

નંદરાજાને પદભ્રષ્ટ કરી ચક્રવર્તી બનનાર ચંદ્રગુપ્તની સૈન્ય તાકાત નોંધતાં મેગેસ્થનીસ જણાવે છે છે કે ચંદ્રગુપ્ત પાસે છ લાખનું પાયદળ, ત્રીસ હજારનું અશ્વદળ ને નવ હજારનું હસ્તીદળનું સૈન્ય હતું.

આવા તો ઈતિહાસમાં અનેક ઉલ્લેખો છે. જે ઉપરથી જણાય છે કે અશ્વબળ ઉપર તે વખતના રાજકર્તાઓનો ઘણો મદાર હતો.

હૂણલોકો પોતાના અશ્વબળે જ આક્રમણ કરીને ભારતમાં પ્રવેશી શકેલા. હૂણ પ્રજાના અશ્વો પણ અનોખા હતા. ઊંચાઈમાં ઓછા પરંતુ સોહામણા, બરછટ રૂંવાટીવાળા, નાના માથાવાળા, ઢળતી પીઠવાળા અને મજબૂત પગ ધરાવતા હતા. રોજના સાઠ માઈલનો પંથ નિરંતર ખેડતા અને નહિવત્ આહારથી ચલાવી લઈ શકતા એમનો પ્રિય ખોરાક "કુમીસ" ઘોડીનાં દૂધમાંથી બનાવતા હતા. આ અશ્વબળે હૂણોએ જગતમાં કાળો કેર વર્તાવેલો ને રોમ જેવા સામ્રાજ્યનો વિનાશ કરેલો.

વિન્સેન્ટ સ્મિથ નામનો ઈતિહાસકાર નોંધે છે કે સમ્રાટ હર્ષવર્ધને પોતાનું વિજય પ્રસ્થાન કર્યું ત્યારે તેની પાસે પચાસ હજારનું પાયદળ, વીસ હજારનું અશ્વદળ, અને પાંચ હજારનું હસ્તીદળ હતું. એ પ્રસ્થાનને અંતે હર્ષવર્ધન પાસે એક લાખનું અશ્વદળ અને સાઠ હજારનું હસ્તીદળ થઈ ગયેલું.

રાજપુત યુગમાં 'અશ્વોની ઉપયોગિતા અને મહત્ત્વ અત્યંત મશહૂર છે.' અને એના પ્રત્યેના દુર્લક્ષથી માઠાં પરિણામો ભોગવ્યાં હોવાનું પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ અંગે આરબ ઈતિહાસકારોએ પણ નોંધ કરી છે.

આરબ ઈતિહાસકાર 'અલ મસુદી' નોંધે છે કે કનોજના પ્રતિહાર રાજા ચાર દિશાએ ચાર લશ્કરી થાણાં રાખતો. એ ચારેયના મળીને સાત થી ૧૫ લાખ સૈનિકો હતા.

'અલઉત્બી' જણાવે છે કે ઇ. સ. ૧૦૦૦ની સાલમાં સુલતાન મહમુદને રાજા જયપાલ સાથે યુદ્ધ થયું ત્યારે જયપાલ પાસે ૩ લાખનું પાયદળ ૧૨ હજારનું અશ્વદળ અને ૩ હજારનું હસ્તીદળ હતું.

'નુમિત્ઝ' નામનો પોર્ટુગીઝ ઈતિહાસમાં નોંધે છે કે કૃષ્ણદેવરાયે ગોવળકોંડા અને બેદારના સંયુક્ત પડકારનો સામનો કરેલો ત્યારે તેની પાસે ૫ લાખ પાયદળ, સાઠ હજાર અશ્વદળ અને ૧૨૦ હાથીનું સૈન્યબળ હતું.

મોગલ બાદશાહો અશ્વશોખ માટે ખૂબ ખ્યાત છે. છતાં તેઓ પાયદળ સવિશેષ રાખતા. જ્યારે મરાઠાઓનો વિજય તેમની અશ્વશક્તિને કારણે જ થયેલો. છાપામાર યુદ્ધ પદ્ધતિમાં અશ્વબળને કારણે જ તેઓ ફાવતા. મરાઠાઓના અશ્વો ઝડપી હુમલો કરનારા, ત્વરીત ગતિએ પાછા ફરનારા અને ઓચિંતા આક્રમણ કરવાની તાકાત ધરાવતા હતા. એની સામે મોગલો પાસે એવું અશ્વબળ ન હોવાને કારણે જ માર ખાતા રહેલા. શિવાજી મહારાજના પુત્ર રાજારામના દરબારમાં રહી ગયેલ એક પોર્ટુગીજ નોંધે છે કે એ વખતે મરાઠાઓનું અશ્વબળ દોઢ લાખનું હતું.

મહારાજા રણજીતસિંહ (પંજાબ) અશ્વોની તાકાતને કારણે હંમેશાં વિજયી રહેલા અને શીખસૈન્યના અશ્વબળને કારણે સિંધુ પાર કરીને પઠાણોને પરાસ્ત કરેલા.

મુસલમાનોએ ભારતમાં વિજય મેળવેલો તે પણ એમના કસાયેલા અરબ્બી અશ્વોને કારણે જ. ભારતીય અશ્વો કરતાં તેમના અશ્વો વધારે ખડતલ અને ઝડપી હતાં. આરબો એમના અશ્વબળને કારણે જ જગતના ઠીક ઠીક પ્રદેશમાં વિજયકૂચ જારી રાખી શકેલા.

અરબસ્તાનના અશ્વો પાતળા, ઊંચા, સપ્રમાણ વિકસેલા હતા. તેમાંય 'નેઝદ' પ્રદેશના અશ્વો ઉત્તમ

પ્રકારના હતા. આરબો જબરા અશ્વપ્રેમી હતા. આ અરબ્બી અશ્વોની સરખામણીમાં પૃથિવીથી સ્પેન સુધી ભાગ્યે જ કોઇ ઊભું રહી શકતું.

પશ્ચિમના દેશોમાં પણ બખ્તરધારી અશ્વારૂઢ માનવીની વિશેષ પ્રતિષ્ઠા હતી. પશ્ચિમની પ્રત્યેક ખિતાબધારી વ્યક્તિ બખ્તર પહેરતી અને અચ્છી ઓલાદના અશ્વોને ઊછેરતી એ અશ્વો અરબસ્તાનના અશ્વોથી જુદા તરી આવતા. જગતમાં સૌથી વિશેષ સુંદર ચિત્રો પશ્ચિમના દેશોના અશ્વોના જ મળી આવે છે. દેખાવમાં ઘણા સુંદર પણ વેગ અને ચપળતામાં અરબ્બી ઓછા ઊતરતા.

રોમન સામ્રાજ્યના વિસ્તારમાં અશ્વબળ મુખ્ય હતું. રોમના પતનમાં અશ્વબળ પ્રત્યેનું દુર્લક્ષ અને હૂણોનું અશ્વબળ પ્રભુત્વ ધરાવતું હતું. પણ રોમન સામ્રાજ્યના પતન પછી પણ એના સેનાનીઓની અશ્વ-બળની તાકાતે જ લાંબાકાળ સુધી તેઓ એક યા બીજા પ્રદેશો સર કર્યા કરતા કે પ્રભુત્વ ધરાવતા હતા.

આ અશ્વ અંગે જગતના વિવિધ દેશોમાં વિવિધ માન્યતાઓ પ્રસરેલી હતી. ગ્રીક લોકોના પાંખોવાળા અશ્વનો ઉલ્લેખ કવિ હોમરે કર્યો જ છે. ગ્રીક લોકો અશ્વોને દેવનો અંશ માનતા. દરિયાના દેવ 'પોઝીડૉન' અને 'ડેમીટર'ના સંસર્ગથી પ્રથમ અશ્વ 'આસીઅન'નો જન્મ થયાનું માનતા દરિયાનાં તોફાન અને વમળોને અશ્વની ગતિના પ્રતિક માનતા.

આરબ પ્રજા અશ્વને કુદરતના ઉમદા પ્રાણી તરીકે બિરદાવતા અને ગાઝીમર્દ કહેતા એવું મનાવતા કે એની પાસે ભૂતપ્રેત ન આવે અને ક્યામત સુધી એના પગનાં હાડકાં મજબૂત રહેશે.

આર્યો સમુદ્રમાંથી નીકળેલા ચૌદ રત્નો માંહેનું એક ગણતા. ૨૪ અવતાર માંહેનો હયગ્રીવ નામનો અવતાર માનતા ને તેનું ઠેઠ સુધી પૂજન થતું આવ્યું છે. સૂર્યના કિરણના સમરંગને સપ્ત અશ્વો મનાવ્યા છે. સૂર્ય પત્ની રન્નાદે પણ અશ્વવાહિનીઁ હતાં અને એનો ઘોડો ખુંદાય છે. અશ્વિનીકુમાર વૈદ્યો એમના પુત્રો.

આપણા ઈતિહાસે પણ અશ્વોના પરાક્રમોના અસંખ્ય કિસ્સા નોંધ્યા છે. એમાં મહારાણા પ્રતાપનો ચેતક તો ઈતિહાસ પ્રસિદ્ધ છે જ. અમરસિંહનો અશ્વ પણ માલિકના પ્રાણની રક્ષા માટે આગ્રાનો કોટ કૂદી ગયાનું નોંધાયેલું છે. એ સ્થળે એની પ્રતિમા મૂકવામાં આવેલી છે.

રાઠોડરાજ દુર્ગાદાસ, મહારાજા છત્રસાલ, રાણા રાજસિંહ, શિવાજી મહારાજ વગેરેના અશ્વોની સેવા પણ ઓછી ઉજ્જ્વલ નથી. મહારાણી લક્ષ્મીબાઈનો અશ્વ પણ ઈતિહાસખ્યાત છે.

મહાન સિકંદર એના વિખ્યાત અશ્વ "બુસેફ્લાસ" માટે જાણીતો છે. એ અશ્વે એને સમ્રાટ થવામાં અને ભારત સુધીના આક્રમણમાં સહાય કરેલી. એ અશ્વના મૃત્યુસ્થળને બુસેફ્લાસ નામ આપીને ત્યાં એ જ નામનું નગર વસાવવામાં આવેલું.

ભૂતકાળના માનવીનો દિલોજાન દોસ્ત, જીવન મરણનો સાથી આ અશ્વ યંત્રયુગને કારણે શોભાનો ગાંઠિયો બની ગયો છે. લશ્કરમાં પણ એનું સ્થાન માલની હેરવણી ફેરવણી કરવા પુરતું જ મર્યાદિત બની રહ્યું છે.

બાકી તો ધાર્મિક પ્રસંગે વરઘોડામાં, વારતહેવારે એને યાદ કરવામાં આવે છે. ક્યાંક દુનિયામાં ખેતીના કામમાં લેવાય છે. આપણે ત્યાં ઘોડાગાડીના ટાંગા ઠરડવામાં દેખાય છે. હા એક ઠેકાણે હજી એનો થોડો ભભકા અને ઉપયોગ થોડો રહ્યો છે તે લાખોની જુગારની હારજીતના સાધનરૂપ ઘોડદોડની મોટી નગરીઓની રેસમાં.

નામાંકિત જાતિઓ તો નામશેષ બની છે. આમાંની એક જાતિ 'સરખંજ' નામની હતી. ખૂબ ચાલાક, ઝડપી અને એની શૂરવીરતાને છાજે એવી નિડરતાથી એમ કહેવાતું કે 'સરખંજનો સ્વામી રણમાં રહે જ નહિ.'

કાઠિયાવાડી ઘોડાંની અસલ ઓલાદ ક્યાંક ક્યાંક બચી ગઈ હોય તે. બાકી અદશ્ય થઇ ગઇ છે. જે નામશેષ થવાની તૈયારીમાં છે. સૌરાષ્ટ્રની ખ્યાતિ સિંહને કારણે નહિ પણ એના ઉચ્ચ તોખમની ઓલાદના અશ્વોને કારણે હતી. સિંહ શોભા સિવાય

[અનુ૦ પૃ. ૫૩૨

# યુરોપના જગવિખ્યાત કલાકારોની કૃતિઓમાં અશ્વ

ચિત્રકાર એન. ટી. ખેર (પોરબંદર)

૧ – ફીડીઆસ

(ગ્રીક) ઈસુની પાંચમી સદી ગ્રીસનો સોનેરી યુગ ગણાય છે. તે સમયમાં સર્જાયેલી કૃતિઓના પ્રમાણ, આજે પણ પશ્ચિમની સંસ્કૃતિમાં સર્વોચ્ચ સ્થાને ગણાય છે. ફીડીઆસ તે સમયનો મહાન શિલ્પી કલાકાર. એથન્સ પાસેના એક્રોપોલીસમાં "પાર્થનોં" નામનું ભવ્ય મંદિર અને તેમાં મૂકાયેલાં જગવિખ્યાત સંગેમરમરનાં તથા કાંસાનાં પૂતળાંઓનું ફીડીઆસે સર્જન કર્યું છે. ફીડીઆસનાં સર્જનમાં એના ઘોડા ઉત્તમ સ્થાને બિરાજે છે. થોમસ ક્રેમ્બન નામના લેખકે કહ્યું કે "જગતના ઈતિહાસમાં આટલા તરવરાટ ભર્યા અને પ્રમાણબદ્ધ ઘોડાઓ સંગેમરમરમાં કોઈએ સર્જ્યા નથી."

૨– લેઓનાર્ડો ડા વીન્સી (ઈટાલીયન)

લેઓનાર્ડો યુરોપના રેનેઈસાન્સ સમયની એક મહાન ઈટાલીયન વિભૂતિ છે. ચિત્રકાર, સંગીતકાર, વિજ્ઞાની, સંશોધક તથા લશ્કરી એન્જનેર તરીકેની વિવિધ પ્રવૃત્તિઓથી એનું જીવન ધમધમતું હતું. મિલાન શહેરની દિવાલ ઉપર તેનું ભીંતચિત્ર 'ધ લાસ્ટ સપર' – ઈસુનું છેલ્લું સમૂહ-ભોજન અને 'મોનાલિસા' નામનું જગજાહેર વ્યક્તિ-ચિત્ર તેની ચિત્રકલાના અવર્ણનીય નમૂનાઓ છે. ઈસુ તેના છેલ્લા ભોજન દરમ્યાન જાહેર કરે છે કે તેના શિષ્યોમાંથી એક તેને છેહ દેશે. આ ઉચ્ચારણથી ભોજન સમારંભમાં શિષ્યો વચ્ચે જે ખળભળાટ પેદા થયો તેનું સચોટ રીતે પ્રતિબિંબ દરેક પાત્રની મુખમુદ્રામાં લેઓનાર્ડોએ રજૂ કરી બતાવ્યું છે. તેની અનેક કૃતિઓમાં અશ્વ વિવિધ ભાવભંગીમાં ચિત્રણ પામ્યો છે.

૩– વાન ડાઇક (ફ્લેમીશ)

પીટર પોલ ટ્યુબન્સના મદદનીશ શિષ્ય તરીકે કામ કરતાં તેણે ખ્યાતિ જમાવી. અને ઈટાલી ગયો. પોર્ટ્રેટ પેઈન્ટીંગમાં સિદ્ધહસ્ત કલાકાર વાન ડાઈકે ઈટાલીયન રાજવંશીઓની ચારિત્ર્ય પ્રભા બતાવતાં અનેક તૈલચિત્રો કર્યાં. પોતાના પાત્રોને તે એવી આકર્ષક મરોડદાર મુદ્રામાં ગોઠવતો કે ચિત્ર જોનાર સહુ કોઈ મુગ્ધ બની જતા. તેની આ ખ્યાતિ ઠેઠ ઈંગ્લેન્ડના રાજા ચાર્લ્સ પહેલા સુધી પહોંચી અને ઈ. સ. ૧૬૩૨માં ચાર્લ્સે તેને રાજ્ય ચિત્રકાર બનાવ્યો. બ્રિટિશ રાજવંશીઓના ચિત્રોમાં તેણે પોતાનું આગવું 'ઘરાણું' દાખલ કર્યું જે તેના અનુગામી પ્રખ્યાત બ્રિટિશ ચિત્રકારોએ અપનાવ્યું.

વાન ડાઇકનું સર્વશ્રેષ્ઠ તૈલચિત્ર રાજા ચાર્લ્સ પહેલાનું ઘોડા પરનું તૈલચિત્ર છે. રાજા ચાર્લ્સનો ઘોડો કંઈક અપાર્થિવ રંગથી ચિત્રણ પામ્યો છે અને રાજા ચાર્લ્સ એના ઘોડાને કારણે સૌથી મહાન હોવાની છાપ ઊભી કરે છે.

૪– પીટર પોલ રુબેન્સ (ફ્લેમીશ)

પીટર પોલ ઈતિહાસનો રસિયો અને સિદ્ધહસ્ત ફ્લેમીશ ચિત્રકાર છે. પશ્ચિમના ચિત્રજગતમાં તેણે અઢળક કૃતિઓ આપી છે. ઈટાલીમાં રાજવંશી ચિત્રકાર તરીકેની કારકીર્દિ પૂરી કરી પોતાના માદરેવતન નેધરલેન્ડમાં આવ્યો. ત્યાં સ્પેનીશ ગવર્નરના અંગત ચિત્રકાર તરીકે રહી ઉત્તર યુરોપના સૌથી મહાન અને શ્રેષ્ઠ કલાકાર તરીકે આબરૂ જમાવી. ખૂબ મોટા કદનાં ભભકાદાર રંગ સજાવટભર્યાં તથા વિવિધ અંગમરોડવાળાં અસંખ્ય ચિત્રો પીટર પોલે દુનિયાને આપ્યાં છે. યુરોપના રાજાઓનાં ઘોડાપર દોરેલાં તૈલચિત્રો એનું શ્રેષ્ઠ અર્પણ ગણાય છે. તેના ઘોડાની વિવિધ અદાઓ આજે પણ કલાત્મક તાજગી અને ભવ્યતાથી ભરી ભરી અનુભવાય છે. તેની ચિત્રશાળા મદદનીશોથી છલકાતી રહેતી. પ્રાથમિક આલેખન ઉપર મદદનીશોએ તૈયાર કરેલી રૂપરેખામાં, પોતે સ્વહસ્તે રંગના ઢગ અને પીંછીઓના પૂળા લઈ ત્રાટકતો અને જોતજોતામાં ગંજાવર કદનાં ચિત્રો તૈયાર કરી આપતો.

## ૫– વેલાસ્કેઝ (સ્પેનીશ)

પશ્ચિમની ચિત્રકલામાં આજે પણ 'વેલાસ્કેઝ-શૈલી' તરીકે અમુક ઢબનાં ચિત્રો ઓળખાય છે. વેલાસ્કેઝ સ્પેનીશ ચિત્રકાર હતો. તેનાં શરૂ શરૂનાં ચિત્રોમાં તાદૃશતા અને પ્રકાશથી ભભક તથા મઠારેલાં રંગ પરિધાનની પસંદગી જોવા મળે છે. ચોવીસ વર્ષની ઉગતી જુવાનીમાં જ તેની કલા એટલી પાંગરી કે તેને સ્પેઈનના રાજકલાકાર તરીકે નિયુકત કરવામાં આવ્યો. સ્પેઈનના રાજા ફિલીપ ચોથાના કુટુમ્બનાં ઘણાં ચિત્રો તેણે દોર્યાં. પાછળથી પ્રીન્સ બાલાથાઝારનું ઘોડા પર તૈલચિત્ર, ડયુક ઓલીવારેલનું ઘોડાપર તૈલચિત્ર અને 'ભાલા' નામના ચિત્રમાં સેનાનીના બે ઘોડા તેનાં પ્રખ્યાત ચિત્રો બન્યા. પણ વેલાસ્કેઝ અમર બની ગયો છે તેના રાણી ઇઝાબેલાના ઘોડા પરના તૈલચિત્રથી. સ્ત્રીનું ઘોડા પરનું પરનું આવું નાજુક ચિત્ર, ઘોડો પોતાની શકિતને સુંદર રીતે વ્યકત કરતો હોવા છતાં એનામાં દેખાતી નરમાશને કારણે, પશ્ચિમ ચિત્રકલાનું એક આગવું સર્જન છે.

## ૬– દ લાક્રોઆ (ફ્રેન્ચ)

તે યુગની બહુ જ માનીતી કલાસિકલ ચિત્ર પદ્ધતિનો વિરોધ કરી, ચાલતી આવેલી ઘરેડમાંથી બહાર નીકળી. છૂટછાટ લઈ, ચોટ આપે તેવાં રંગ અને રેખા મરોડને દ લાક્રોઆએ વહેતાં મૂકયાં: ઇતિહાસ અને સાહિત્યમાંથી પ્રસંગો લઈ તેણે હિંમતભરી અને બીનમઝહબી શૈલીનાં ચિત્રો આલેખ્યાં. ઉત્તર આફ્રિકાના પર્યટનથી ઉષ્માભર્યા રંગ અને વિષયો તેણે ચિત્રકલામાં ઉમેર્યાં. -અનેકવિધ પ્રસંગોના તૈલચિત્રોમાં ઘોડાના અવનવા તોફાની રેખાંકનો તેણે દોર્યાં છે.

આ ઉપરાંત ટાંગ નામના ચીના શિલ્પીએ ચાઓ–લીંગની કબર ઉપર બેઇઝ-રીલીફ-કામમાં ઘોડાનાં આલેખનો કર્યાં છે. ફ્રેન્ચ ચિત્રકાર જેરાર્ડે પોતાના ઐતિહાસિક તૈલચિત્રોમાં પાશ્વભૂમિકામાં ઘોડાનાં રેખાંકનો દોરેલાં છે. બીજા ફ્રેન્ચ ચિત્રકાર હોરેસવેરને યુરોપની પ્રખ્યાત લડાઈઓના તૈલચિત્રોમાં ઘોડા, એની અતિ સશકત સ્નાયુલીલા સાથે દોર્યા છે. મેસોનિયે નામના ચિત્રકારે નેપોલિયન બોનાપાર્ટના તૈલચિત્રમાં એના પ્રખ્યાત સફેદ ઘોડાને રંગરેખાથી અમર કર્યો છે.

ઘોડો યુરોપની ચિત્રકલામાં સૌથી વધુ ચિત્રાયેલું પ્રાણી છે.

●

પૃષ્ઠ ૫૩૦ થી ચાલુ ]

નિરૂપયોગી પ્રાણી છે, અશ્વે તો માનવ જાતના ઇતિહાસમાં અર્ધોઅર્ધ ભાગ લીધો છે અને આજે ય ઢસરડા કરે છે.

અશ્વના રૂપગુણ અને શકિત તથા આજ સુધીની એની માનવસેવાના કારણે પણ મહત્ત્વ પ્રાપ્ત કરે છે. એને રાષ્ટ્રીય પ્રાણી ભલે જાહેર ન કરી શકાય પણ એની જાળવણી તો જરૂર કરી શકાય દેશને શોભા અર્પે એવું એ પ્રાણી છે. સિંહનું સ્વરૂપ વિકરાળ ને બિહામણું છે. અશ્વનું સ્વરૂપ મનમોહક અને પ્યારૂં છે.

રાજાઓને રેસની લાગેલી તેથી ઉચ્ચ તોખમનાં ઘોડા કયાંક જ છેલ્લે જળવતાં, એ રાજાઓ પણ ગયા. સૌરાષ્ટ્ર રાજ્યમાં છેલ્લે અશ્વલાગણી આરેલી તાલુકાના મુખ્ય શહેરોમાં વાજી ઘોડા પણ સારી ઓલાદના ઉછેર માટે રાખેલા. પણ સૌરાષ્ટ્ર રાજ્ય ગયું ને ઓલાદની જાળવણી પણ ગઈ. આજે ટારડાના વેલા હાલે છે. કોકની ઘોડાગાડી–ટાંગામાં ખપ લાગે એવો.

આમ હજારો વરસથી એકધારી માનવસેવા આપતો અશ્વ અનાથ બની ગયો. એણે સાલિયાણા માટે ય કદી ઝગડો નથી કર્યો. એ વિસરાઇ રહ્યો છે. કદાચ આદમ જાતના ઇતિહાસ ઉપર આંસુ ખેરવતો છેલ્લો અશ્વ પણ એમને એમ નાશ પામશે કે 'રે કૃતઘ્ની આદમજાત !'

# વફાદાર ખચરી

કાશીરામ વ્યાસ (ખાખરાળા–મોરબી)

સોરઠિયો દુહો ભલો, કપડો ભલો સફેદ;
નારી નવ લક્ષણી ભલી, અશ્વ ભલો કુમેદ.

અશ્વની જાતિમાં ઘણા ઘણા રંગ દેખાય છે. જો કે અશ્વ–આરૂઢો તથા કા.વર્ણનમાં કુમેદ રંગનો અને કઠોર જાતિનો વર્ણવાયો છે. એ વાત પર વિચાર સ્ફૂરણા વહેતાં લખવા વૃત્તિ મંડાણી ત્યાં નજરમાં ખચરી ઠરી.

મચ્છુ નદી રણમાં રેલાય છે. તેના આથમણા કાંઠા પર માળિયા (મિયાણા) નામે ગામ છે. ત્યાંના ઠાકોર તાલુકદાર તેના તાબામાં રણના કાંઠા ઉપર ખાખરેચી ગામ છે.

તે ગામમાં નથુ પટેલ કરીને એક પાટીદાર રહે. માળિયા ઠાકોરના ખૂબ માનીતા. કુળરીત રાજ-રીતથી જીવે. આગણે ૧૨–૧૨ મહિનાના મહેમાન બેઠા હોય, કોઈ અન્નનો ભૂખ્યો આવે એને પ્રેમથી રોટલા અપાય.

આવી જમાવટ વળી પોતાના વ્યાસ ચકુભાઈ ને આખી જીંદગી અફીણ પૂર્યું. બપોરે રોટલો સાથે ખાધો. જિંદગી પર્યંત નભાવ્યું. વ્યાસને પટેલ વગર ન ચાલે પટેલને વ્યાસ વગર ન ચાલે.

બે જણા એક દિવસ ડેલીએ બેઠા છે. ડાયરો મળવા આવે છે, ત્યાં પટેલના સાથીએ ખબર આપ્યા: "બાપુ! રાતે આપણી કુમેદે ઠાણ દીધું. વછેરી આવી. પણ આગળ જવા દેતી નથી." પટેલ-ને ડાયરો વછેરી જોવા ઊઠયા.

ત્યાં ઠાણમાંથી વછેરીએ કાન બઠિયા કરી દોટ મેલી. જેમ સિંહણ બઢમાંથી તરાપ મારે એમ. પણ આડાં લાકડાં રાખ્યાં હોવાથી ભટકાઈને પાછી પડી, આંખોનો (વછેરીની) રંગ બદલાઈ ગયો. કાન-સૂરી ચડાવેલી પણ, રીસલેર. ઘોડીને મંડી આંટા ફરવા.

પટેલ કહે: "એને ભૂંરાટી ન કરતા."

બીજો ડાયરો બોલ્યો: "બાપા! આનું નામ તો પાડવું પડશે ને!"

ચકુભાઈ વ્યાસ બોલ્યા: "આ વછેરી વેલમાં લાંબી છે. એના ધ્રુવ સારા છે. કેશવાળી અને કાંધ જોતાં કાન લાંબા છે." માટે ખચરી નામ રાખવું એવું નક્કી થયું. ડાયરો વિખરાયો.

ખચરી છ મહિનાની થઈ પણ કોઈને પાસે આવવા ન દે. ઠાણિયો મેલે નહીં, બહાર ન જાય. ઘોડી ગામ જાય, ચરવા જાય; પાણી પીવા જાય, પણ ખચરી ઓજલ બહાર ન નીકળે. કોઈ બહાર કાઢવા જાય તો ચિત્તાની જેમ લા સાંધી ડાબલા મારે.

પટેલ કહે: "આ બલાને કોઈ લઈ જાય તો મફત આપી દયો."

ત્યાં રાસંગ નામનો કોળી જુવાન ઊભેલો. તે કહે: "બાપા! વછેરી આપો તો હું ઊછેરૂં."

"જા લઈ જા, જો જો મારી ન નાખતા!" પટેલે કહ્યું.

રાસંગાને ખચરી પર અનહદ પ્રેમ. ખૂબ ખવ-રાવે. ખચરી પણ જ્યાં રાસંગો ઊભો હોય, બેઠો હોય કે સૂતો હોય ત્યાં આંટા મારે. કોઈને રાસંગા પાસે આવ વા ન દે.

ખચરી ૧૮ મહિનાની થઈ; પલાણ્યું નખાયાં. ખચરી રોજ ૫–૧૦ ગાઉની મજલ કરવા લાગી. એમાં રાસંગાની મહાજનમાં નોકરી નોંધાણી. રોજ રાસંગો રૂના ભાવ લેવા ખચરી ઉપર મોરબી આવે. ખાખરેચી જતાં કલાક લાગે.

એમ ઘણો વખત ચાલ્યું. રોજ ખચરી મોરબી જાય. ખચરીને કલાક આવતાં ને કલાક જતાં થાય. આખા દેશમાં આ વાત ફેલાણી કે ખચરી બે સવાર લે છે. કલાકે ૧૦ ગાઉ જાય છે. સાહિત્યાના જેવો સામાન છે.

ખચરીની ફોરમ ગામે ગામ ફેલાવા લાગી. માળિયા અને રાસંગર વગેરેના ભાઈઓને ઈર્ષા આવી કે 'ખચરી લઈ લેવી.'

એક દિવસ ખાખરેચીના સીમાડે હડો (અડ્ડો) બાંધી બેઠા દી ઊગી ગયો. પણ રાસંગો નીકળે નહીં. આ લોકો વાટ જોઈને બેઠા છે સવારે નવેક વાગ્યે મોરબી જવા રાસંગો નીકળ્યો. સીમાડે હડો બાંધેલા આદમી ઊભા રહ્યા

રાસંગાને કહે: "ભાયડો થાજે !" રાસંગો એકલો પણ એક હજાર જેવો જેની સંગમાં ખચરી હોય તેને કોણ લોપે ? એવા વેગમાં સામો ગયો. ધીંગાણું મચ્યું.

ચાર જણાને માર્યા. ખચરીને ઘર ઉપર વાળી. પાછળથી દુશ્મને ગોફણમાં પાણો ચડાવી ઘા કર્યો રાસંગાના માથામાં લાગતાં રાસંગાને અંધારાં આવ્યા. ખચરીના વેગમાં લથડી ગયો ને નીચે પડ્યો.

નીચે પડતાં જ દુશ્મનો દોડ્યા. ખચરી સમજી ગઈ દુશ્મનોને રાસંગા પાસે આવવા ન દીધા. દુશ્મનો માંડ માંડ માડ જીવતા ભાગ્યા. ખચરીની ખીજ જોઈ દુશ્મનો કેમ ઊભા રહે ?

ખચરી ઉપર રાસંગો ચડી શકતો નથી ઊભો થાય ને પડી જાય. ખચરી સમજી ગઈ. આડી પડી રાસંગાને પોતા ઉપર લઈ એકદમ ખાખરેચીને મારગે હાલી. ગામમાં ખબર પડતાં માણસોએ ઘેરો ઘાલી ખચરીને પકડી રાસંગાને ઘરે લઈ ગયા.

ખચરી અને રાસંગાના દુહા જોડાણા:–

**ખચરી તે ખલક પર, ધણી ધાર્યો એક;**
**દુશ્મન હટાવ્યા દોટથી, અખંડ રાખી ટેક.**
**રાસંગો તને શાખતલ, પાળી પોષી પ્રેમ;**
**જાતાળી ખચરી ભલી, રાસંગો રાખ્યો ક્ષેમ.**

*

## કાઠીનો અશ્વ પ્રેમ

એક શ્રીમંત દરબારની મોટર એક સાધારણ સ્થિતિના કાઠી ગલઢેરાને આગણે આવી. કુંવરે હઠ લીધેલ કે મારે રૂપાળુ ઘોડું લેવું છે. ચલાળા પાસેના દડીડા ગામના કાઠી મેરામવાળા પાસે માણકી ઘોડી ને એક સાતીની જ જમીન એમાંથી માડ ઘર વહેવાર ચલાવે, પાછા રોટને પહોળા આ માણકી ઘોડી તદી છ મહિનાની વછેરી. આવીને દરબાર કહે 'રૂપિયા બે હજાર ઓછા જણાય તો કોરા કાગળમાં લખાવો એટલા લખી આપુ" મેરામભાઈ કહે, "પૈસા તો વપરાઈ જાય આ વછેરી છે તો આપના જેવા મહેમાન ઘરે આવે છે, એટલે આ વછેરી દેવી નથી"

આ ઘોડીની જાત માણકી એનો બાપ ફૂલમાળિયો હતો. સાત પેઢીથી ઓલાદ ઊતરતી આવે આ ઘોડીની પાસે ઊભેલ જુવાન મેરામવાળાના દીકરા દાનાવાળા છે એ કહે છે કે "આ જાતના તેર વછેરા મારી સાંભરણમાં અમે વેચ્યા છે. અગાઉ મારા બાપુએ દીધા હોય તે જુદા"



દડીડાની માણકી ઘોડી ને એના માલિક દાનાવાળા

# મલાજાવાળીબીબી સરખી માંકડી

સં. મેરામભાઈ બારોટ (થલાળા)

લાખેણીના રાણીગ બારોટ શીઘ્ર કવિ. ચાંપરાજવાળાના ચરખા ગામે દાદાવાળાની ડેલીએ આવીને કહેવા લાગ્યા કે :

મામા કોટિલા મરદ. (તારું) વાળાકુળ વખાણ;
પખા ગૈર પ્રમાણ, હોય તુહારા દાદવા.
હાટ્યા ઉપર આંટા દિયે, લેવા ન દિયે લાગ;
(૪) ન શાય સરજે નાગ, ડેડક ભરખે દાદવા.
કવ્ય આવી કિરત કરે; (તોય) રીઝે નઈ રાણા;
એની મેનેજર માણા, દોલત લઈ જાય દાદવા.

દાદાવાળા કહે કે: "બોલો બારોટ, ભેંસ, ઘોડું, ઊંટ કે ગાય જોઈએ છે?"

બારોટ કહે: "બાપ! તારે પોતાને ચડવાની માંકડી ઘોડી મને દે." દાદાવાળો જેમ માણસને હુકમ કરતાં ઘોડી પુરા સામાન અને ખીનખાપના ઘાસિયા સાથે લાટાપાટા બનાવી લાવ્યો. મુખે રૂપાનું મોવળ ખળકે છે. પગમાં ઝાંઝર, જેમ કોઈ અપ્સરા રમતી આવે એમ માંકડી આવી.

રાણીંગ બારોટ જોઈ રહ્યા કે, "વાહ માંકડી!" દાતારનાં વખાણ તો કર્યાં હતાં એટલે કવિએ સામા લાંબા હાથ કરી માંકડીને બિરદાવી.

દેશી-પરદેશી મહેમાનો અને ગામનો ડાયરો પણ તાજુબ બન્યા કે "રંગરે દાદાવાળા! આવું જનાવર આપવું તો તારે જ ગળે ઊતરે."

મલક શીષ ધૂણે બધા જોઈને માંકડી,
ડાબલા તાંસળી જસા દેખી,
થેક જોતાં બધાં હાકાબાકા થિયા,
પતશાહ કંપી ગિયા જોઇ પેખી

લોકો માકડીને જોઈને માથાં હલાવે. કારણ કે એના પગના ડાબલા તાંસળી જેવા છે. માંકડીનો થેક જોઈને જોનારા હાકાબાકા થાય છે. કારણ કે વખતે બાદશાહ પણ માકડીને જોઈ કંપી ઊઠે.

ગાળા દો દો તસુ કાળિયું ગુડિયું,
રૂપાળી મોકળી આંખ્ય રાતી;
માણેક લટ નાખોરા થકી હેઠી મળે
સાચરો થાળવા ઢાલ . છાતી.

કાળી એવી ગુહિયું, બે બે તસુ ગાળાવાળિયું. વળી હે માકડી! તારી મોકલી તો ઘણી રૂપાળી અને આંખ રાતીચોળ છે. માણેક લટ નાખોરા નીચે લટકે છે. થાળ જેવું સાચરૂ (કપાળ) ને ઢાલ જેવી તો તારી છાતી છે.

કલમ સારખી દોઢ ચડે તે કનોટી.
કોરેલી ટીસિયું બેય કાળી;
વાંભ સાંકળ અને મોર ગરદનવદાં.
વદાં ઢીચણ લગે કેશવાળી.

કલમ જેવી કાનસૂરીને દોઢ વળતી જાય છે. કાનસૂરીથી ટીસિયું કાળી છે, પણ કોરેલી હોય એવી ઓપે છે. બાપ માકડી! તારી ડેક તો સાંકળ વાંભ એક છે અને મોર જેવી તો તારી ગરદન (ડોકનો ઉપલો ભાગ) છે. ગોઠણ સુધી કેશવાળી ઝૂલે છે.

હમચિયું ખૂંદતી સમાપી સાહહર,
દેખતા કંપી ગયા જુઓ દાવા;
પારસમણી સારખી જુઓ આ પુત્રને
પિતા પણ ન દિયે નીર પાવા.

વાળાના વંશજે હમચી ખૂંદતી દીધી દાવાદારો કંપ્યા. કારણ આ ઘોડી પારસમણી છે. બાપ દીકરાને પાણી પાવા જવા ન આપે એવી.

ધડે હાથી જસી દિયે ચરખા ધણી;
જાંગળને ફેંટમાં લીએ જુદી,
સંછોડી માકડી કાળની ચોટમાં;
કોટનાં કાંગરાં જાય કૂદી

ચરખા ગામનો રાજા હાથી જેવા ધણ વાળીને હરણાંને એક ફેંટમાં જુદાં કરી નાખે એવી ઘોડી આપે છે, જો એને છંછેડી (ખીજવી) હોય તો કિલ્લાના

કાંગરા કૂદે એવી છે.

પીઠ સેલી કાળી નાગણી પાધરી,
ખંડપતિ ભાળતાં થાય ખુશી;
ત્રીંગ બાજોઠથી વધારે તાલમાં
પૂનાના કોરડા જસી પૂછી

પીઠે તો પાધરી કાળી નાગણી હોય એવી ચેલી (નિશાની) છે જેને જોતાં ભુપતીઓ ખુશી થઈ જાય ને ત્રીંગ (પીઠની પાછળનો ભાગ)ની સરખાઈ બાજોઠથી વધારે અને પૂંછ પૂના શહેરમાં બનાવેલા કોરડા જેવું છે.

મીણ ગોળા જસો ડીલનો ગ્રોડ છે,
સંકેલી કોસ પચાસ છાંડે;
ગ્રાહી હોય વાઘ તો બાજ જેમ ગુલાંટે,
માંકડી કઠોડે પાવ માંડે.

એના દેહનો મરોડ મીણના ગોળા જેવો છે. ચલાવી તો પચાસ ગાઉ પહોંચે અને લગામ ખેંચી હોય તો બાજ જેમ ગુલાટ ખાઈને મેડીના કઠોડા ઉપર પગ માંડી દે.

સુકવ્યને હજારી દિયે ગોદડ સતણુ;
જોઇ કે વાહ પતશાહ જાદો,
મલાજાની બીબડી સારખી માંકડી
દાનમાં આ ઘડી દિયે દાદો.

ગોદડવાળાનો પુત્ર કવિને હજારની કિંમતની ઘોડી આપે છે. ઈ એવી આપે છે કે બાદશાહનો શાહજાદો પણ વાહવાહ પોકારી ઊઠે. કારણ એ તો ઓજલમાં રહેતી બીબી જેવી દીપે છે અને દાદાવાળો એનાં દાન કરે છે.

## દેશ–પ્રદેશ ઉપરથી ઓળખાતા અશ્વો

અરબસ્તાનના અશ્વો અરબી કહેવાય છે. તેના બાર પ્રકાર છે. (૧) નજદી, (૨) ખેલાન, (૩) અનીજા, (૪) બદ્ધ, (૫) એરાકી, (૬) ગલ્ફ, (૭) સિકલાવી, (૮) મેફાકી, (૯) સાવી, (૧૦) મેદી, (૧૧) મનાકી, (૧૨) સહુદી. અસલ અરબી હિન્દુસ્તાનમાં ઓછા આવે છે. ઘણે ભાગે ઇરાની ને અરબી મિશ્રિત હોય છે. અરબી વંશમાં ઈરાની, કાબુલી ને બાર્બ ગણાય છે ઇરાની અશ્વ ઘણા સરસ હોય છે. પ્રાચીન સમયથી, અરબ, ઈરાન ને કાબુલથી સોદાગરો અશ્વ વેચવા આવે છે. (પૃથ્વીરાજના સમયમાં મીરાસાહેબ ખેંગ નામનો ઘોડો અજમેર લાવેલા)

### કાઠીઆવાડી અશ્વોઃ–

(૧) બાદરીયા, (૨) માણકિયા, (૩) રેશમ, (૪) માંગલિયા, (૫) તાજણિયા, (૬) રેડિયા, (૭) લખમિયા, (૮) કેશરિયા, (૯) હરણિયા, (૧૦) બોદલિયા, (૧૧) મોટરિયા, (૧૨) કનૈયો, (૧૩) મારૂઓ, (૧૪) નટવો, (૧૫) ઝપડો, (૧૬) રોઝો, (૧૭) ફૂલમાળિયો વગેરે.

### મારવાડી અશ્વો–

(૧) ગડહા, (૨) રાજધડા, (૩) બાલામોડા, (૪) તલવાડા. દક્ષિણી અશ્વો અરબી ને કાઠીઆવાડી એ બે થકી મિશ્રિત હોય છે. (૧) ભીમરા, (૨) મુકુંદાસી, (૩) છંદાસી ને (૪) નાગપુરી એ ચાર સારા લેખાય છે

સિંધના સિંધી ને પંજાબના પંજાબી અશ્વો કહેવાય છે પણ તે બન્ને હિન્દુસ્તાની ને ઈરાનીથી ઉત્પન્ન થયેલા હોય છે ત્યાં ૪ ક્ષેત્ર છે (૧) ધન્ની, (૨) ધેપ, (૩) સારબૂ ને (૪) ભદંડા.

માળવ દેશના માળવી અશ્વ કહેવાય છે. તે કાઠિયાવાડી ને મારવાડીથી મિશ્ર લોહીના હોય છે. નાજુક ને સુંદર અશ્વને ટાંઘન કહે છે.

(૧) બ્રર્માપેગુ = બ્રર્મામાં થાય છે.
(૨) મણીપુર ટાંઘન = મણીપુરમાં
(૩) કાફ્રી ગુંટ = ભુતાનમાં
(૪) નેપાલી ટાંઘન = નેપાળમાં
(૫) તુર્કી ટાંઘન = તુર્કસ્તાનમાં
(૬) યારકંન્દી ટાંઘન = યારકંદમાં

કુર્દીસ્તાની અશ્વ પણ હોય છે. અવધમાં ટેઢી અશ્વ પ્રસિદ્ધ છે. તે ટેઢી નદીની આસપાસ થાય છે. પટણાની આજુબાજુ જંગલી નામના અશ્વો મળે છે,

આફ્રિકામાં મોરકકી, બબેરિયામાં બાર્બ, તુર્કસ્તાનમાં તુર્કી, તાર્તરમાં તાર્તારી અશ્વો કહેવાય છે.

બંગાળના અશ્વો સારા હોતા નથી. બીજા પ્રદેશના અશ્વો ત્યાં વેચાય છે. અંગ્રેજ આવ્યા પછી વેલર વગેરે વિલાયતી ઘોડાઓ આવ્યા.

સં. કાનજીભાઈ બારોટ (ચલાળા)

# હાલા તારા હાથ વખાણું કે પટ્ટી તારા પગ વખાણું !

કાનજીભાઈ બારોટ (ચલાળા)

ભદ્રેસરથી કુંવર મેરામણજી પિતાની આજ્ઞા લઈ પટ્ટી ઘોડીએ સ્વારબની પાંચસો કચ્છી પાખરિયા સહિત મીઠોઇ આવી રાવળજામને મળ્યા.

કુંવર મહેરામણજીની નાની ઉંમર તથા દેહનો ઘાટ પણ નાનો જોઇ રાવળ જામે મરમ કર્યો: "કુંવરજી ! તમારા બાપુ કેમ ન આવ્યા ? તમને કેમ મોકલ્યા ? આ તો ખાંડાના ખેલ છે. તમે હજી બચ્ચું છો. થોડું અહીં મારીને ધાવવું છે ?"

કુંવરમાં નામ પ્રમાણે ગુણ હોવાથી મર્યાદાના સાગર મહેરામણજી ગુસ્સે ન થયા. તેમ ખુલાસો પણ કર્યો નહીં. મનમાં નક્કી કર્યું કે એવું ટાણું આવ્યે મોટાબાપુને બતાવીશ કે રજપૂતનું બાળક કેવું પરાક્રમ કરે છે.

**જાકુળ એસી રીત હે, તાકુલ એ સભાવ;**
**આધા માંકે પેટમેં, આધો ગયંદ સર ઘાવ.**

સોરઠી સેનાની આગલી હરોળમાં દોઢસો તોપો ડાચાં ફાડીને પડી છે, ગલમહારો કચ્છી કટકની સામે આવવાની વાટ જુએ છે. આગેવાન ભાણુ જેઠવાની આજ્ઞા છે કે જાડેજા પાસે આવતાં સલામી દેવી.

રાવળજામે પોતાના પડાવમાં સભા ભરી મસલત કરી કે દુશ્મનની તોપોના કાનમાં ખીલા જડાય તો જ આપણે આઠ હથિયારે લડી શકીએ, માટે બીડું ફેરવો કે "છે કોઇ વેરીની તોપોના કાનમાં ખીલા ધરબે એવો શૂરવીર !"

બીડું ત્રીજી વખત ફરે છે, બીડદાર વસમાં વેણ વદે છે કે: "આ હા હા હા ! જામના દરબારમાં મરણિયા રજપૂતો ખૂટી ગયા કે શું ?"

ત્યારે પરબતજી સોઢાના પુત્ર તોગાજીએ મૂછે તાવ દીધો કહે: "હું એવું કામ કરવાનો છું."

રાવળ જામ કહે: "રંગ તોગાજી !" ત્યાં તો

"બાપુ ! મારે જ જામબાપુની સખાતે જવું છે, માટે રજા દયો."

"ના બેટા, તું બાળક ગણાય, ઈ સખાત સલખી નથી. જેના જેના મુલકો મોટાબાપુ રાવળજામે જીત્યા છે એવા કાળઝાળ જેઠવા, વાઢેર, વાળા, વાઘેલા, જૂનાગઢનો ગોરી નવાબ, એની સહાયે ઝાલા ગોહેલ, પરમાર, ચૌહાણ અને વીકાળ કાઠીઓ મળ્યા છે. કહેવાય છે કે અઢી લાખનું કટક છે. હાથી, ઘોડાં અને ઊંટ અણપાર છે, દોઢસો જોગણિયું જેવી તોપો છે."

"બાપુ ! રજપૂત પિતા પુત્ર યુધ્ધે ચડતો હોય ત્યારે નબળાં ઓહાણ ન લાવે, આવા અવસરે ધીંગાણાની તાલીમ લેવાય. બાપુ હું આપને લજાવીશ નહીં. મા આશાપુરાની દુહાઇ."

કચ્છ ભદ્રેસરના અજાજી અને એમના કુંવર મેરામણજી એટલે બાપ—બેટા વચ્ચે ઉપર પ્રમાણે વડછડ થાય છે. પિતા પુત્રની હઠને નમતું આપી રાવળ જામની સખાતે કચ્છમાંથી હાલારમાં જાડેજા અજાજી પોતાના ફક્ત બાર વરસના બેટા મહેરામણજીને વોળાવે છે.

હાલારના મીઠોઇ ગામના પાદરમાં જાડેજાઓને જેર કરવા અને પાછા કચ્છમાં તગડી મેલવા સોરઠી રાજાઓએ અઢી લાખ માણસોનું લશ્કર અને દોઢસો તોપોના રેંકડા એકઠા કર્યા છે.

સામે પક્ષે રાવળ જામની ફોજમાં નાનેરા ભાઈ હરધોળજી, પરબતજી સોઢાનો પુત્ર તોગોજી, ભારાવજીરના પુત્રો નોંઘણવજીર અને જેસોવજીર, કાનોજી, રણમલજી, ભાણજી દલ, હમીર સૂત્ર સુમરોજી, અજાજી, કેસરાજી મોઢ અને પોતપોતાની ફોજે સજીને પિંગલ આહેરો અને તુંબેલ ચારણો એવા દોઢલાખ કચ્છી જોધા અને ચતુરંગણી સેના છે.

ત્રણ દલ રજપૂતોને શુરાતન ચડયું અને ચારેય ઘોડે ચડયા, ભાલા માથે વસ્ત્ર ઢાંકી સોરઠી પડાવમાં આવ્યા.

સોરઠિયાએ જાણ્યું કે વહટીએ (વિષ્ટિ) આવતા હશે, ત્યાં તો ચારે રજપૂતો ઘોડેથી કૂદી તોપોના રેંકડા પાસે આવી ઘોડાંનાં પાવરામાં ખીલા અને હથોડિયું લાવેલ તે લઇ ધમ ધમ કરતાં માંડયાં ધરબવા ચારેય ઉપર દુશ્મનોની તલવારના મે વરસ્યા, છતાં ઘણી તોપો નકામી કરી નાખી, તોગાજીના દેહ માથે ચોર્યાસી ઘા થયા. ત્રણ રજપૂતોના ત્યાં જ ટૂકડા થઇ ગયા.

ભાણ જેઠવે આ શરવીરોને રંગ દીધા પણ કહ્યું કે: "રાવળ જામે કપટ કર્યું છે, માટે આપણામાં છે કોઈ એવો મરદ કે જે રાવળ જામને ભાલે વીંધે ?"

ત્યાં તો કરસનજી ઝાલો કીર્તિ કમાવા ઘોડે ચડયો ને જામના પડાવ તરફ તાબડતોબ આવ્યો. એણે પણ ભાલા ઉપર વસ્ત્ર ઢાંકેલું. એટલે પડાવ મધ્યે આવી ગયો. (ભાલે વસ્ત્ર ઢાંકીને આવે એને પ્રવેશ સુગમ હશે. તેવો પુરૂષ વિષ્ટિકાર લેખાતો).

રાવળ જામ તંબૂમાં પોઢયા હતા, નાનાભાઇ હરધોળજી પોતાના તંબૂ બહાર રૂપાના બાજોઠે નહાતા હતા, તેમની પાસે કરસનજી ઝાલો આવ્યો. કહ્યું કે: "વહટી માટે (વિષ્ટિ માટે) આવ્યો છું. ખુદ જામને જ મળવું છે. આ પત્ર આપવો છે."

હરધોળજી કહે "હું જ જામ છું. લાવો કાગળ" (હરધોળજી પણ દેખાવે રાવળજામ જેવા હતા.)

કરસનજીએ હરધોળજીને પત્ર આપ્યો. હરધોળજી પત્ર ખોલી વાંચવા માંડયા. એટલે લાગ જોઈ કરસનજી ઝાલે હરધોળજીની ઉઘાડી છાતીમાં ભાલું પરોવી દીધું. અને પોતાના ઘોડા ઉપર બકાક જમ દઇ ચડયો અને ઘોડો તોપના ગોળા જેમ ઉપાડી મેલ્યો.

"દગો ! દગો ! દગો !" એવા જામના પડાવમાં રીડિયા થયા. રાવળ જામ જાગી ગયા, તંબૂ બહાર આવે ત્યાં ભાઇ હરધોળજીને છાતી અને વાંસામાંથી લોહીના પરનાળે નીતરતા ને નાહતા દીઠા. હરધોળજીએ જરાય કણકયા વિના પ્રાણ છાંડયા.

કરસનજીની પાછળ કચ્છી અસવારો બાજની જેમ છૂટયા કરસનજીનો ઘોડો ધરતી માથે પગ છબ્યા વિના જાણે ઊડતો જ જાય છે. "એ જાય ! એ જાય ! એ જાય ! હરધોળજીને મારીને દુશ્મન જાય !"

કરસનજી ભાગે જાય છે. એમાં રસ્તામાં નાનું એવું તળાવડું એમાં ભદ્રેસરવાળા કુંવર મેરામણજી અજાણી જેને જામ રાવળે મેણું મારેલું ઇ પોતાની પટ્ટી ઘોડીને ધમારે છે. એણે કોલાહલ સાંભળ્યો અને દુશ્મનને ભાગતાં ભાળ્યો.

ત્યાં તો મામલો સમજી લઇ ઘોડીને ઘસવાનો હાથલો ફગાવી એકદમ ઘોડીને તળાવ બહાર લઈ કાંઠે પડેલી સાંગ ઉપાડી ઝડપ પટ્ટીની પીઠ માથે આવ્યા ને પટ્ટીના પેટાળે પેની અડાડતાં તારોડિયો ખરે એમ કરસનજીની પછવાડે પટ્ટીને ઉપાડી મૂકી.

બીજા અસવારો લઈ રાવળ જામ પણ ચડયા. લગાફગ લગાફગ પણ પટ્ટી આગળ છે. ઝાલાના ઘોડાંનેય પાંખુ આવી છે. બેય ઘોડાં વચ્ચે આશરે અઢારેક કદમનું અંતર રહ્યા કરે. કેમય ભાંગે નહીં.

છપ્પય

જા તો ખૂની જાણ, અગે મહેરાણ અજાણી;
પટ્ટી ઘોડી પૂંઠ, તતખણ મેલે તાણી.
આગે ભાગો જાય, ભોમ અંતર નહ ભાગે
આણે મન ઉચ્ચાટ લેખ હખ દાવ ન લાગે.
મુ અગે જાય શત્રુ હર મળી, હું તો જીવત હાર હું;
ઘણુ કરાં અબે ઉપઘાત ઘટ મેં ના દુશ્મન માર હું.

ખૂનીને જાતો જાણી મહેરામણ અજાણીએ ઘોડી પલાણી અને તત્કાળ વહેતી કરી, શત્રુ ભાગે છે. અંતર ભાંગતું નથી, મહેરામણજીને ઉચાટ થાય છે. આહાહાહા, મારો દાવ લાગતો નથી. મારી આગળથી શત્રુ જીવતો જાય તો મારે આપઘાત કરવો પડે.

**અસી બાજ ઉડણી, પવનવેગહ પડકારી**
**તૂટી તારા જેમ, ધીર પંખણુ ધજધારી**
**અચ્છક જોર અરાડ, ભીમ ભારથ્થ અછટચો**
**કરે ક્રોધ કૃતાંત, તંત લેવા કર તૂટચો**
**ક્રમ અઢાર માથે ક્રમણુ, વાહે અતંગા વાઢિયો**
**સત્રંગ જરદ અસ સોંસરો કુતન્નહુ સર કાઢિયો.**

પટ્ટી તો બાજ જેમ ઊડી. પવનના વેગને પડકારતી, તારોડિયો જેમ તૂટે એમ પૂંછનો ધજ માંડતી ઊપડી. એના ઉપર બળવાન મેરામણજી ભીમ-યુધ્ધે તૂટે એવો ક્રોધ કર્યો અને પટ્ટીને કૂદાવવા વાઘ ખેંચી.

ત્યાંતો પટ્ટીએ અઢારક્રમ ઠાબાં દીધાં અને અઢારક્રમનું અંતર ભાંગી એના ભક્ષ ઉપર ગીધણુ ત્રાટકે એમ કરસનજી ઝાલા ઉપર પટ્ટી આવતાં મહેરામણજીએ કરસનજી ઉપર સાંગનો ઘા કર્યો. એ સાંગે શત્રુના બખતરને, અંગને અને ઘોડાને ત્રણેને વીંધી નાખ્યાં જેમઃ

("નર બખતર કાઠયઃ પાખર અસ વીંધી પ્રથી,")

આટલું બન્યા પછી રાવળ જામ ત્યાં પહોંચ્યા ત્યાં શું જોયું ? કરસનજી જાંબવેચાને એના ઘોડા સહિત મરતો જોયો અને મેરામણજીએ સાંગનો ઘા કરતાં અતિ બળ કરેલ એટલે એની આંખોના બેય ડોળા આંખો બહાર નીકળેલા જોયા અને પટ્ટી ઘોડીના પગના મૂઠિયાં બેસી ગએલાં.

રાવળ જામ પોતાના ખેસથી મહેરામણજી અજાણીને અને એમની પટ્ટી ઘોડીને વાહર ઢોળવા લાગ્યા. (પવન નાખવા લાગ્યા)

રાવળ જામના મુખમાંથી શબ્દો સરી પડયા કેઃ "હાલા તારા હાથ વખાણું કે પટ્ટી તારા પગ વખાણું!"

પટ્ટી અને મહેરામણજી સારવારથી સાજા થઈ ગયા. પટ્ટી અને મહેરામણજી અમર રહ્યા.



## અલંકાર સજ્જ કૂલમાળિયો

સોનીનો આ વછેરો કૂલમાળિયો લગ્નના રૂપાના સામાનથી સજ્જ થયેલો છે. આ વછેરો નાની સાણુથળી દ. શ્રી. પુંજાવાળા પાસે છે. દ. શ્રી. પુંજાવાળા ઘોડાના ઘણા શોખીન અને જાણકાર છે. પોતે જાતવંત ઘોડાં પાળે છે. સૌ. યુનિ.ના ઉપકુલપતિ સ્વ. ડોલરભાઇ માંકડને નાની સાણુથળીમાં આ કૂલમાળિયો દ. શ્રી. પુંજાવાળાના નાના-ભાઈ બતાવી રહ્યા છે.



# કાળુડી કજાત !

આપલભાઈ ગઢવી (બાબરિઆધાર)

તળાજાથી ૧૦ માઈલ દૂર ગોડી નદીને કાંઠે રળિયામણું ટીમાણા ગામ છે. તેમાં આણંદજી ખત્રી કાપડનો વેપાર, ધારધીરનો ધંધો અને સાથે વૈદું પણ કરે.

આસપાસ ૨૦ ગામમાં જેની ધીરધાર અને માનઆબરૂ હતી. વૈદામાં તો ધનવંતરીના આશીર્વાદ મેળવેલા. નાડ હાથમાં લે અને દરદ ગયું છે. એવી આબરુ મેળવીને આણંદજી વૈદ્ય મડાં બેઠા કરે છે. એક તો પોતાની ઉઘરાણી અને સાથે વૈદું, એક પંથ ને દો કાજ. કાયમ ગામતરું હોય જ.

આવા કામકાજને લઈને સારા ઘોડાંની જરૂર લાગી. એક વછેરી પાળી અને ખૂબ ખોરાક દેવા માંડયા. દૂધ, રાતબ, બાજરો વગેરે.

બલીહારી તારી બાજરા, જેનાં લાંબા પાન;
ઘોડે પાંખુ આવિયું, અને બુઢા થયા જુવાન.

બાજરો તો એવો છે કે ઘોડાંનું હાડ ફાડી નાખે. વછેરીને વાંસામાં ખાળિયો પડી ગયો. દોઢ વર્ષ ચડાવ કરી. પણ માથે વેકરાનું બાચકું નાખીને ગોડીના પટમાં કુંડાળે નાખે. પરસેવે રેબઝેબ થઈ જાય પછી સાંસતી પડે ત્યારે અસવારને ચડવા દે.

બે અઢી વર્ષની થઈ ત્યાં ૫-૧૦ ગાઉના ગામતરાં કરવા લાગ્યા. પાંચ વર્ષે ૨૦-૨૦ ગાઉમાં નામના મેળવી લોકો કહેઃ "ઘોડી તો છે ટીમાણામાં આણંદજી ખત્રી પાસે."

પછી તો આણંદજીને ઘોડી અને ઘોડીને આણંદજી એકબીજા વગર એક દિવસ પણ જુદા રહી ન શકે. કોઈવાર ભાવનગર જવાનું થાય અને રાત રોકાવું પડે તો ઘોડી બીજાના હાથે પાણી ન પીવે, ખીલો બદલાવા ન દે, માઠી માઠી નીરણ ખાય અને હણહણ્યા કરે. આણંદજી આવીને જ ખીલો બદલાવે, પાણી પાય. બીજાને ઢૂકડા આવવા ન દે.

ઘણા જાણકાર માણસોએ કહેલ કેઃ "આ ઘોડી કાળી ગુડીયે સોળકવાડી છે. એનો વિશ્વાસ ન કરાય" પણ આણંદજી અને ઘોડી એકરૂપ થઈ ગયા.

તળાજાની બજારમાં આણંદજી કામકાજે જાય ત્યારે ઘોડીના કાંધ માથે લગામ પડી રહે. ઘોડી પાછળ પાછળ ફર્યા કરે. આ દુકાનેથી બીજી દુકાને ઘોડીને દોરવી ન પડે. માણસો ઘોડીના ચીલ સામે જોઈ કહેઃ "વાહ ઘોડી વાહ!"

ગામડામાંથી ઉઘરાણી પતાવીને એક દિવસ અસુરા નીકળ્યા, રસ્તામાં ઓડો બાંધીને હરામખોરો બેઠેલા. એક ઊભો થઈને જોવા લાગ્યો કે ઘોડી આવે છે કે નહીં! છીંગું ફરક્યું. ઘોડી વહેમાણી ફરડકા કરવા લાગી ફટ દઈને મારગ મેલી દીધો. હરામખોરો આંખો ચોળતા રહ્યા. આમ ઘણીવાર બચાવેલા.

એ જ ઘોડીએ આણંદજી તળાજાથી નીકળ્યો. ઘોડી ઘર તરફ વળી. જમીનને બથું ભરતી આવે. બેય ચીલા વચ્ચે જંજેડા દેતી આવે. આણંદજી આનંદમાં દુહા દેતો આવે.

પાતળ પેરણ ભલ ચડણ, ભોમ ત્રિયા જગભલ્લ;
લાલચ કર્યે ન લભે, લખ્યાં હોય જો લલ.

બરાબર દાંત્રડ દેવળિયાની વચ્ચે એક ખેતરમાં કેડી ચાલે. આ કેડીએ ઘોડી નીકળી, સામેના ખેતરમાં ૨૨ દાડિયા મજૂર કામ કરે. એ ઘોડીની ચાલ અને વેગ સામું જોઈ રહ્યાં. આણંદજીની નજર દાડિયા સામે ગઈ.

એમાં ઓચિંતા ઘોડીએ ટીટોડ નાખી ને ત્રાંસ ઉલાળ્યું. આણંદજી જઈ પડયો હેઠો. ઓચિંતો પડયો. કેડમાં પછાડ લાગ્યો. ઘોડી આગળ નીકળી ગઈ. અડધા ખેતરવાનો ફેરો મારી પાછી વળી.

દાડિયા જોઈ રહ્યા, કહેવા લાગ્યા કે "ઈ ઘોડી મેલીને ન જાય."

[અનુ૦ પૃ૦ ૫૪૨

# સંસ્કૃત ને યાવની ભાષામાં અશ્વ નામ-વર્ણ

સં. જિતુદાન ગઢવી (વાંકાનેર)

સંસ્કૃત ભાષામાં ભિન્ન ભિન્ન વર્ણને લીધે અશ્વનાં નામો પણ ભિન્ન ભિન્ન છે, જેવાં કે:

(૧) કૌકાહ – સફેદ રંગનો હોય.
(૨) કિયાહ – રક્ત વર્ણનો હોય.
(૩) ખુગાહ – કૃષ્ણ વર્ણનો હોય.
(૪) હરિય – પીળા રંગનો હોય.
(૫) કયાહ – પાકેલા તાડની માફકનો રંગ હોય.
(૬) હાલક – પીત અને હરિત વર્ણથી મિશ્રિત.
(૭) ઉકનાહ – પીતરક્ત અને કૃષ્ણરક્ત મિશ્રિત વર્ણ.
(૮) હલાહ – ચિત્રિત હોય તે.
(૯) સારંગ – વિવિધ વર્ણ મિશ્રણથી મનોહર હોય.
(૧૦) નીલક – નીલવર્ણ.
(૧૧) સુરૂહક – ગદર્ભ વર્ણ હોય.
(૧૨) પિશંગ – પિંગળ વર્ણનો હોય.
(૧૩) શિલહ – વાદળ જેવા વર્ણનો.
(૧૪) સ્તુવાલિધી – પાંડુ રંગની કેશવાળી વાળો.
(૧૫) ભેરૂહાન – પાટલ રંગ હોય તે.
(૧૬) કુલાહ – શરીર પીળું, પગ કાળા, મુખથી પીઠ સુધી કાળી રેખા
(૧૭) કુકુલાહ – લાલ-પીળો રંગ મિશ્ર હોય.
(૧૮) ચક્રવાક – શરીર પીળું, પગ સફેદ (ધોળા) હોય.
(૧૯) મલ્લિકા – બરોની કાળી હોય.
(૨૦) અષ્ટમંગલ – ચાર પગ, પૂચ્છ, મુખ, વૃક્ષસ્થળ, કેશવાળી સફેદ રંગ અને શરીરનો અન્ય રંગ.
(૨૧) પંચકલ્યાણ – ચાર પગ, મુખ સફેદ, શરીરનો અન્ય રંગ
(૨૨) શ્યામકર્ણ – શરીર સફેદ, કાન કાળા હોય
(૨૩) ઉશાહ – શરીર પાંડુ રંગ, ચાર જાનુ કાળુ રંગના.

યાવની ભાષામાં પણ આવા ભેદ છે.

(૧) નાકેશ – તમામ અવયવો સફેદ.
(૨) ભુઝ – ત્વચા, આંખના વાળ કાળા, બદનના રોમ સફેદ.
(૩) નીલાકબુદ – ત્વચા કાળી, રોમ સફેદ.
(૪) તાલિયાસુરંગ – બધા અવયવો લાલ કાળા હોય.
(૫) લાખીસુરંગ – બધા અવયવો લાલ સફેદ હોય.
(૬) ગર્રા – શ્વેત-લાલ મિશ્રિત વર્ણના અવયવો.
(૭) સન્દલી – ચન્દન સમાન રંગ હોય.
(૮) ભાકસી – શરીરનો રંગ એક સરખો, ન્હાની આંખો જુદા રંગની.
(૯) રખનક – પીળા રંગનો.
(૧૦) અબલક – અનેક પ્રકારના રંગ હોય
(૧૧) સબ્જ – શરીરનો રંગ સફેદ શ્યામ હોય.
(૧૨) ગોલદાર – શરીર રંગ એક, મોટી આંખો જુદા રંગની.
(૧૩) તાલિયા કુમેદ – શરીર લાલ કાળા રંગનું મિશ્રિત, ચાર પગ, અવાલ અને પૂંછ કાળા રંગનું.
(૧૪) લાખીકુમેદ – લાલ શરીર, પૂંછ અને જાનુ પર્યંત પગ કાળા.
(૧૫) જાનુયા કુમેદ – લાલ શરીર, ખુરથી જાનુ સુધી પગમાં કાળી રેખા.
(૧૬) જવજિકુમેદ – તાલિયા કુમેદ જેવો જ, પરંતુ કેશવાળીના છેડાથી પૂંછ સુધી પીઠમાં લાલકાળા રંગની મિશ્રિત રેખા.
(૧૭) સિરગા – શરીરકાળું. કેશવાળી અને પૂંછ સફેદ.
(૧૮) સમંદ – શરીર સફેદ. કેશવાળીથી પૂંછ સુધી પીઠ પર સફેદ રેખા.

(૧૯) કુમૈદ પંચકલ્યાણુ – જાનુ સુધી પગ સફેદ હોય અને માથેથી નાસિકા લગી એક સફેદ રેખા હોય.

(૨૦) સરખા – રોમ સફેદ અધિક, શ્યામ કાળા હોય.

૨૧ સુરંગ પંચકલ્યાણુ – લલાટ, ચાર પગ સફેદ હોય.

૨૨ સિયા – રંગ અત્યંત કાળો હોય.

૨૩ મુસ્કી – મૃગની નાભી માફક જેનો રંગ કાળો હોય.

## સંસ્કૃતમાં અશ્વની ગતિ

(૧) આસ્કંદિત – ક્રોધિત વ્યકિતની માફક ચારેય પગને ઉછાળીને ચાલવું તે.

(૨) ધૌરતિક – આ ગતિ ચાર શ્રેણીઓમાં વિભકત છે.

अ – નકુલની માફકની ગતિ ધૌરતિક.

ब – કૌવારી પક્ષીની ગતિ ધોર્ય.

क – મયૂરની ગતિ ધારેણ.

ड – વારાહની ગતિ ધોરિત.

(૩) વાલ્ગિત – મુખ ઊંચું રાખી શરીર દબાવીને ચાલવું તે.

(૪) પ્લુત – હરણની માફક ગતિ કરવી.

(૫) રેચિત – સામાન્ય ગતિ (નહિ તેજ નહિ ધીમી)

## યાવની ભાષામાં અશ્વની ગતિ

(૧) રપટ – ઊછળીને બહુ જોરની ગતિ કરવી

(૨) છારતક – ઊછળીને થોડા જોરથી ગતિ કરવી

(૩) દુલકી – આખું શરીર હલાવીને ગતિ કરવી

(૪) કુદના – આગલા બે પગ ઉછાળીને ચાલવું

(૫) કદમ – ચાર પ્રકારની ચાલ છે.

(૧) સાગામ – હથેળીનું પાણી ન ઢોળાય તે.

(૨) ઈમ્રગા – ગળું ઊંચું, આગલા પગ ઘુમાવવા.

(૩) આબિયા – સ્વારનું માથું સામેથી ન દેખાય તેટલું માથું ઊંચું રાખવું.

(૪) રહીવાલ – ચાર પગ એકી વખતે ઉપાડી એકી સાથે ફેંકવા.

(ઝાલાવંશ વારિધિમાંથી)

[પૃ. ૫૪૦ થી ચાલુ

આણંદજી હાથના ટેકા દઈને બેઠો થયો. ઘોડી પાસે આવી. પાછું ફરીવાર છાતીમાં જૂડ મારી પાડી દીધો. ભાગી. વળી ૨–૩ નાડાવા આઘી જઈને પાછી વળી. આણંદજી માંડ માંડ બેઠો થયો. વળી પાછી આવી જૂડ મારી પાછો પાડી દીધો. એમ ત્રણ વાર ગઈ અને ત્રણ વાર આવી. આવીને જૂડ મારી. આણંદજીની માથાની તાંસળી નીકળી ગઈ.

દાડિયા દોડતાં આવ્યા ત્યાં ઘોડીએ પતાવી દીધો. ખૂન ચડી ગયું હોય એમ માથે પૂછનો ઝૂંડો લઈ ફૂંફાડા મારવા લાગી. પડતાળો લઈને ઊપડી ગઈ. સીધી ઘરે.

ઘોડી સામાન સાથે બજારે નીકળી. ગામલોકોને નવાઈ લાગી કે "આ ઘોડી અસવાર મેલીને કોઈ દી ન આવે. આ શું કહેવાય?" સીધી ઘરે ગઈ. ઘરનાં બધાં વિમાસણમાં પડયાં. ગામનાં માણસો ભેગાં થયાં; "આનું કારણ શું? ઘોડી કેમ એકલી અસવારને મૂકીને આવી?"

બે જણા ઘોડાં લઈ નળાજાને મારગે ઊપડયા. ત્યાં સામેથી બે જણા દોડતા આવે, કહે "આણંદજી-ભાઈને ઘોડીએ મારી નાખ્યા." ટીમાણાના માણસો જ્યાં જાય ત્યાં આણંદજીની લાશ પડેલી.

કોઈને ગળે ઊતરે એવી વાત ન હતી. પણ ૨૨ દાડિયાં એના સાક્ષી હતાં ગાડામાં નાખીને આણંદજીને ટીમાણા લાવ્યા. વાત નીકળી કે કાળુડી કજાત નીકળી.

# 'મોરે ન થાય માકડા !'

નાગભાઈ ખંભેળ (મઘરવાડા)

લુંધિયા બાવાવાળાના પુત્રનો સંબંધ પોતાના જેવા જ અડાભીડ માણસને ઘરે કરેલ છે. બાવાવાળાનો વેવાઈ મરણ પથારીયે પડયો છે. એના મનમાં પોતાની લાડકવાયી એકની એક સાત ખોટની દીકરીનાં ધામધૂમથી લગ્ન કરવાની હોંશ રહી જાય છે. તેથી કાઠિયાણી રાઈબાને પોતાની પાસે બોલાવીને કહે છે કે: "જો જો હો! મારી દીકરીનાં લગ્ન ઠાઠમાઠથી કરજો અને કરિયાવરમાં કહેવાપણું રાખશો નહી. જાનૈયાની સરાભરા બરાબર સાચવજો, જેથી બાવાવાળાને કાંઈ ખોટું ન લાગે." આમ બોલતાં બોલતાં તો એનું પ્રાણ પંખેરૂ–ઊડી ને પંચભૂતમાં વિલય થઇ ગયું.

થોડાં જ વર્ષોમાં દીકરી ઉંમર લાયક થઇ, ત્યારે બાઈ રઈબા બ્રાહ્મણને લગ્ન લખીને લુંધિયા બાવાવાળાને ત્યાં મોકલે છે. સાથે સાથે કહે છે કે: "બાવાવાળા ને કહેજો કે જાન જરાક રીતાળી ને માભાવાળી લઈ ને આવે". બ્રાહ્મણ લગ્ન લઈ ને લુંધિયા આવે છે. લગ્ન આપે છે, અને બાઈ રાયબાએ કહેલો સંદેશો પણ કહે છે કે "જાન રીતાળી અને માભાવાળી લઈ ને આવજો."

બ્રાહ્મણના મુખેથી સંદેશો સાંભળીને બાવાવાળો હસતાં હસતાં કહે છે કે: "ભૂદેવ, બાઇ રાઈબાને કહેજો કે રાયપા (રાય) ક્યાંક વઘારમાં નો ડુબી જાય?"

આ સંદેશો લઈને બ્રાહ્મણ પાછો પોતાના ગામ આવે છે; અને બાઈ રાઈબાને બાવાવાળાએ કહેલા કટાક્ષનાં વેણ કહે છે કે "રાય ક્યાંક વઘારમાં નો ડૂબી જાય?"

બ્રાહ્મણના મોઢેથી આવા શબ્દો સાંભળતા તો રાઈબાને ધ્રોમજાળ લાગી પગથી માથે અને ક્રોધાગ્નિ ભભૂકી ઊઠયો. શિખું નીકળવા માંડી. પરંતુ બાઇ સમજુ હોવાથી એ વખતે તો ઘટક ઘટક કરતી ઘૂંટડા ઉતારી ગઈ, પણ બાવાવાળાના શબ્દોનો યોગ્ય બદલો વાળવા માટે તલપાપડ થઇ ગઈ, કે ક્યારે વખત આવે અને ક્યારે બદલો વાળું! એ એકજ વાત એના મગજમાં ઘોળાયા કરે છે કે; "હવે રાય વઘારમાં ડૂબી જાય છે કે રાય વઘારને પીઈ જાય છે!"

બાવાવાળાના બોલેલા બોલનો યોગ્ય ઉત્તર આપવા અને પોતાનું પણ રાખવા માટે રાયબા પોતે જાતે જ પોતાનાં સંગાવ્હાલાં અને તમામ ભાયાતોને ત્યાં જઈને લગ્નમાં આવવા માટે અતિ આગ્રહ કરી આવે છે.

રાયબાની દીકરીનાં લગ્નમાં આવવા માટે તમામ સગાંઓને તથા ભાયાતોને હર્ષ છે, તેથી કોડધુંના કેકાણ લઈને માંડવે મહેમાન થાય છેઃ

ભલ ઘોડા કાઠી ભલા, પેની લગ પેંરવેશ,
ડોલર અમાણો દેશ, રાજેસર છેટું રિયું.

લગ્નવિધિ પૂરી થયા બાદ સવારે સૂર્યનારાયણ જળુંમળું થઈ રહ્યા છે. એ વખતે દાંત્ય દેવા માટે ડાયરો ભેળો થાય, ત્યારે બાઈ રાયબા ત્યાં આવી એનાં સગાં હાલાંઓ ને તથા ભાયાતો ને કહે છે કેઃ બાવાવાળાએ કહ્યું છે કે રાય ક્યાંક વઘારમાં નો ડૂબી જાય તો હવે રાય વઘારમાં ડૂબી જાય છે કે રાય વઘારને પીઈ જાય છે!"

આ વાત સાંભળતાં તો ભાયાતો પોતે સાથે લાવેલા ઘોડાં જેવાકે તાજણી, માણકી, હેમણ, રીમી, ઢેલ, નોરાળી, હીરાળી, પટી, ફુલમાળ, બોદલી, માછલી, શીંગાળી, છોગાળી, વાંગળી, બૂતડી, દાવલી, છપર, શીણુ, બેરી, રેડી, કેસર, લખી, મૂગટ, લલ્ય, લાલ, ટીલાત, વાંદરી મૂંગી, લાંછ, મની, ચમરઢાળ, રેશમ, ચાંગી, હરણ, અટારી અને જબાદ આવાં છત્રીસ જાતિનાં ઘોડાં મંડાણા અપાવા; જાણે કે અર્જુનના ભાથામાંથી બાણ છૂટયાં હોય એમ એકથી એક ચડિયાતાં ઘોડો દાંત્યમાં મંડયા દેવા. જ્યારે માકડા નામનો ઘોડો અપાણો ત્યારે બાવાવાળાનું અભિમાન ઓગળીને પાણી પાણી થઇ ગયું, કારણ કે માકડો પણ જેવો તેવો નહોતો, કારણ કેઃ

તણુકાવ્યો ગઢ મેડી ટપે, વેગે સફર વાણઃ
કોડધુંના કેકાણ, મોરે ન થાય માકડા.

# તપોધન સારસ્વત સ્વ. ડોલરભાઈ

જયમલ્લ પરમાર



જેમના તપપૂત કુંદ સમા શુભ્ર સારસ્વત જીવનની સુવાસથી શિક્ષણ સંસ્કૃતિ અને સમાજની નવરચનાનાં ધામો મહેક્યા કરે છે તો શ્રી ડોલર ભાઈની આગળ સ્વર્ગસ્થ શબ્દ લગાડતાં દિલ આંચકો ખાઈને ઊભું રહે છે હજી ત્રણ વરસ પહેલાં એમના આશીર્વાદથી જ ઊર્મિનવરચનાનું પ્રકાશન અમે રાજકોટથી શરૂ કરેલું પ્રત્યેક અંકમાં એકાદ શ્લોકના માર્મિક વિવેચનનું એકાદ પાનું આપવાના કોલથી ગત ફેબ્રુઆરીના 'ઊર્મિ'ના અંકમાં 'ઈસરદાનજી' અંગેના સાલ સંવત્‌ના નિર્ણયનો લેખ એમણે આપેલો તે અધુરો લેખ મૃત્યુ પહેલાં એમણે પૂરો કર્યો જે આ અંકમાં આપેલ છે કલ્પના પણ કેમ થઈ શકે એ એમનો અંતીમ સંશોધન લેખ બની રહેશે !

શ્રી ડોલરભાઈ જતાં આજે જેમ સૌરાષ્ટ્ર યુનિ.નું એમનું સ્થાન પૂરવાની કલ્પના નથી થઈ શકતી તેમ સંભવ છે કે એમનાથી વધુ કુશળ વહીવટકર્તા કદાચ મળી આવે પણ એમાં માનવ સંસર્ગ દ્વારા કામ ઉકેલવાની તત્પરતા અને નિરાભિમાનીપણું કદાચ ન યે હોય નિરાભિમાનપણું અને તત્પરતા હોય તો શિક્ષણના રાષ્ટ્રીય દૃષ્ટિ સંપન્ન કદાચ ન હોય, રાષ્ટ્રીય દૃષ્ટિ હોય તો ગ્રામ પુનરૂદ્ધાર દ્વારા નવી સમાજ રચનાનો પ્રયોગશીલ આત્મા કદાચ ન યે હોય

શિક્ષણક્ષેત્ર એવા કોઈ પ્રયોગશીલ હોય તો યુનિ.માં એનો અવકાશ ન યે ઊભો કરી શકે અને એવા શિક્ષણવિદ સન્નિષ્ઠ અને પ્રયોગશીલ હોય તો સરસ્વતીના નિગૂઢ ખરી અને સત્યનિષ્ઠ ઉપાસક ન પણ હોય જેનામાં વિદ્વતા હોય, જાગૃત સંશોધક વૃત્તિ હોય, સંસ્કૃતના પંડિત હોય કાવ્યકલાના મર્મજ્ઞ અને રસ મિમાંસક હોય ઈતિહાસવિદ હોય અને જેમનો એ તમામ ક્ષેત્રે સુજનતાભર્યો જીવંત સંપર્ક હોય

અને ઉપરના એ સર્વગુણથી સંપન્ન હોય તો પચાસમે વર્ષે વાનપ્રસ્થાશ્રમમાં સહજભાવે આવી માત્ર અંગત ખર્ચ પૂરતી જ આર્થિક વ્યવસ્થાનો સ્વીકાર કરી બાકી મળે, વધે કે બચે તે તમામ વિદ્યાયોજનના કાર્યમાં વાપરી નાખે અને શેષ આયુષ્ય એ જ કાર્યમાં ખર્ચનારો તપસ્વી કદાચ ન યે મળે

અને એવો તપસ્વી હોય તો પણ જેની જીવનનિષ્ઠા લોકનિષ્ઠા સાથે એકાત્મભાવે રહેલી હોય અને ગ્રામવિદ્યા તથા લોકવિદ્યા માટે જે આખર અવસ્થામાં પણ સૌરાષ્ટ્રના વિકૃતરૂપે જ રજૂ થયેલા અને વધુ ભાગે દટાઈ રહેલા અકડાક ઈતિહાસની શોધખોળ માંડે, જને પાળિયાના પત્થરાને વાચા આપે, ચારણી સાહિત્યની હસ્તપ્રતો માટે ચારણ જુવાનોને ગુજરાત

માં વ્હેતા કરે, એ હસ્તપ્રતો ઉકેલાવીને બંધબેસાડી એમાંથી ઈતિહાસ, સાહિત્ય અને સામાજિક વિકાસ-ક્રમના અંકોડા મેળવે, મેળવાવે એવો લોકસેવક સારસ્વત બીજો મળે તો સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતનાં અહોભાગ્ય ગણાય.

સૌથી મોટી ખોટ તો એ ક્ષેત્રે સાલે છે. લોકવિદ્યાઓને, લોકસાહિત્યને વિશ્વવિદ્યાલય જેવો આધાર મળ્યો, મળ્યો ને ઝૂંટવાઈ ગયો. યુનિ.ના એવા વિભાગો તો ચાલ્યા કરશે, પણ એ મહાપ્રાણ ક્યાંથી પાછો લાવવો ? જેનું જીવન અને સમસ્ત કાર્યો વ્યક્તિનિષ્ઠ ન હોતાં સમષ્ટિનિષ્ઠ હોય ! વહીવટીરૂપે નહિ પણ એકરૂપે એ કાર્યને આગળ વધારે !

એમના અભિજાત સંસ્કારમાં (શિક્ષણ, સાહિત્ય અને સામાજિક નવરચના) અહંનો સ્પર્શ અનુભવનારો કોઈ જ નહિ મળે. ગાંધીદૃષ્ટિનો આગ્રહ જરૂર બંધાયેલો, એ એમની ભક્તિ બની ગયેલી. પરિણામે નવયુગી વિચારધારકોને એમની સાથે કામ પાડતાં ક્યાંક મૂંઝવણ જરૂર થઈ હશે. પણ એ આગ્રહે આક્રમણ કે અતિક્રમણનું રૂપ કદી નહિ ધારેલું.

આ ગાંધી વિચાર પણ ગાંધીજીના પ્રત્યક્ષ પરિચયમાંથી નહિ ઉદ્ભવેલ. ગાંધીજીને એમણે એ એકવાર જોયેલા કે સાંભળેલા જ. ગાંધીજીને તેઓ કદી નહિ મળેલા. પણ નિજની વિચારસરણી ઉપર ગાંધીવિચારનો જે પ્રભાવ પડેલો તે પોતાના જીવન અને વિચારમાં નાણી જોયા પછી જ ચોક્કસ વિચારધારા ઘડાયેલી. સત્તરેક વર્ષના અંગત સંબંધનો મારો એ અનુભવ છે.

'ઊર્મિ' સાથેનો એમનો સંબંધ તો એકધારો ૪૦ વર્ષનો. ૧૯૩૦માં કરાચીના ડેન્સો હોલની પોતાની પ્રિન્ટરીમાં અમારા સાહિત્યરસિક મોટાભાઈ શ્રી. મૂળશંકરભાઈએ 'ઊર્મિ' શરૂ કર્યું ને શ્રી. ઈન્દુલાલ ગાંધીએ એનું સંપાદન હાથ ધર્યું. એ પછી શ્રી. ઇન્દુભાઈ ગાંધીએ શ્રી. ડોલરભાઈ, ભવાનીશંકર વ્યાસ અને ચીમનલાલ ગાંધી જેવા વિદ્વદ્જનોને સહસંપાદનમાં જોડયા.

'ઊર્મિ'ના સર્વ પ્રથમ કાવ્યાંકો પણ કાવ્યો ઉપરના શ્રી. ડોલરભાઈના 'માર્મિક રસવિવેચન સાથે જ પ્રગટ થયેલાં. 'આનંદવર્ધન'ના 'ધ્વન્યાલોક' જેવા કાવ્યધ્વનિ ઉપરના વિદ્વદ્ભોગ્ય સંસ્કૃત શાસ્ત્રીય ગ્રંથનું ભાષાંતર પણ એમણે ઊર્મિ દ્વારા જ આપેલું.

૧૯૫૩માં જામનગર પાસે અલિયાબાડા ગામમાં એમણે દ. ગ્રા. મહાવિદ્યાલયની સ્થાપના કરી ત્યારથી એમના અંગત સંબંધમાં હું આવ્યો. અમે જે કાંઈ સાહિત્ય કે શિક્ષણ ક્ષેત્રે નાનાં મોટાં કામ કરતા તે તમામમાં એમના આશીર્વાદ ને માર્ગદર્શન મળતાં, એટલું જ નહિ પણ લગભગ એ તમામમાં અંગત રસ લેતા અને એમની હાજરી અમારા કાર્યને ગૌરવ અર્પતી.

સૌરાષ્ટ્ર નાનાં મોટાં ૨૨૨ રજવાડાંનું બનેલું. રાજાશાહી નાબુદ થવા છતાં અમારા લોહીમાંથી એ સીમાભેદના રાજકોટ ભાવનગર, જામનગર પોરબંદ કે જૂનાગઢ સુરેન્દ્રનગરના અલગતાનો સંસ્કાર તો આજે ય દૃઢિભૂત થઈને ધરબાઈને પડયો છે. સૌ. યુનિ. નું સ્વપ્ન એ રાજકારણના કળણ વચ્ચે જન્મેલું. શૈક્ષણિક પ્રશ્નો માટે અમે એક 'કચ્છ કાઠિયાવાડ કેળવણી મંડળ' સ્થાપેલું. એમાં પણ અમારો અનુભવ એ જ હતો. અમે સૌરાષ્ટ્ર સાહિત્ય સભાની સ્થાપના કરેલી. અમારા કોડ ગુજરાત વિદ્યાસભાથી વિશેષ હતા. પણ એને રાજકારણ ભરખી ગયું. પછી કવિઓ, લેખકો, સંશોધકો અને વિદ્વદ્જનોની જયંતીઓ ઊજવતા, ગુજરાતીના પ્રાધ્યાપકોનું સંમેલન પણ અમે બોલાવેલું, અને સૌરાષ્ટ્ર લેખક મિલનનો ઉત્સવ વગેરે ઘણી ઘણી પ્રવૃત્તિ એમના માર્ગદર્શન નીચે શરૂ કરેલી. સૌરાષ્ટ્ર સંગીત નૃત્ય નાટય અકાદમીમાં પણ એક સભ્ય તરીકે શ્રી ડોલરભાઈનું માર્ગદર્શન મેળવવા લીધેલા. પણ કોઈ કોઈ સમારંભ સિવાય એમનો લાભ અમે એમાં નહિ મેળવી શકેલા.

સૌ. યુનિ. ના માનસજન્મ સાથે જ અમે બે વાત તો નક્કી કરેલી કે સૌ. અકાદમી યુનિ.ની ફેકલ્ટી બની રહે અને લોકસાહિત્યની વિશેષ ફેકલ્ટી શરૂ કરવી. એમાંથી થોડી પણ હસ્તપ્રતો વગેરે મેળવવાની શરૂઆત શ્રી. ડોલરભાઈએ કરાવી, ચારણી અને લોકસાહિત્યનો સર્ટીફીકેટ કોર્સ ઘડી શકાયો પણ એ અમલમાં મૂકી

[અનુ૦ પૃ. ૫૪૭

# ચારણ કવિરાજ ઈસરદાસજીનું મૃત્યુ વર્ષ

(ફેબ્રુઆરી '૭૦ના અંકમા પ્રસિદ્ધ થયેલ લેખના અનુસંધાનમા)

શ્રી ડોલરરાય ર. માકડ

(મૃત્યુ પહેલાં સાત દિવસે તૈયાર કરેલ લઘુ લેખ)



ઈસરદાનજીના ધર્મપત્ની સતીમાતા સાખબાઇ નો પાળિયો (વીરવદરકા મોરબી પાસેનુ ગામ)

ઊર્મિના ફેબ્રુઆરી '૭૦ ના અંકમા કવીશ્વર ઈસરદાનજીનાં પત્નીના સતી થવાની વાત મે લખી છે. તેમજ મોરબી પાસેના વીરવદરકા ગામમાં એ સતી થયાં હતાં તેના પાળિયાના લેખનો પાઠ પણ આપ્યો છે તે પછી એ લેખને સાફ કરીને ફરી વાચ્યો છે તેનો ફોટોગ્રાફ પણ લીધો છે જે અહીં છાપો છે એ સુધારેલો પાઠ નીચે મુજબ છે.

१. स वत सोळ बावीस सद ते
२ रस चइत्र मास इसाण द क
३ व पाछर वसव (त्र?) कर वस त्रस (अ?)
४ सखबाइ मअलाणी (?) स
५ ती थीआ १५ (?) वा डाना (?)

આને દુહાના માપમાં નીચે મુજબ મુકાય

સવત સોળ બાવીસ સદ
તેરસ ચઈત્ર માસ
ઇસાણુદ કવ પાછર
વસવ (ત્રી?) કર જસ ત્રસ (અ)
સખબાઈ મઅલાણી (?) સતી થઆ

આમાં ઇસાણદનાં પત્નીનું નામ સોનબાઈ નથી પણ સખબાઈ વ ચાય છ એટલે તે જ સાચુ ગણાય 'જસ ત્રસ' તે 'જસ ત્રઅ' હોય તો જેની ત્રીઆ પત્ની એમ અર્થ થાય. 'વસવ કર' 'વસત્ર કર' નો અર્થ સમજાતો નથી દરબાર શ્રી પુંજાવાળા એનો અર્થ 'હાથેથી વસ્રને (આગ) મૂકી' એમ સૂચવે છે સખબાઈ પછીના ચાર અક્ષરો ઉપર પ્રમાણે વ ચાય છે, પણ તેનો અર્થ સમજાતો નથી બીજુ કઈક વાંચવાનું હોય તો ભલે. 'સતી થીઆ' પછીના અક્ષરા બરાબર વ ચાતા નથી છતાં પ્રયત્નો કર્યા છે પણ એનો અર્થ બેસતો નથી

છતાં, આ લેખ ઉપરથી એટલુ તો ચોક્કસ પણે કહી શકાય કે કવિ ઈસાણદ એટલે ઈસરદાનજીનાં પત્ની સખબાઈ સવત ૧૬૨૨ના ચૈત્ર સુદ તેરસના રોજ સતી થયા હતાં કવીશ્વરનું અવસાન ૧૬૨૨ના ચૈદ સુદ નોમનું ગણાય છે તે આથી સાચુ ઠરે છે. સચાણાથી વીરવદરકા કવિના અવસાનના સમાચાર પહોંચે અને પછી સખબાઈ સતી થાય તેમાં બે ત્રણ દિવસ નીકળી જાય.

(તા ૨૨-૮-૭૦ ના રોજ શ્રી ડોલરભાઈએ આ મીતીના અક્ષર પોતાની રીતે બેસાડયા એ દરમિયાન એક તૂટેલ મૂર્તિ પરના શિલાલેખની વાચના

માટે ધુનાના ગામના શ્રી. રતુભાઇ ગઢવી આવેલ, તેમણે સતીમાતાના પાળિયાની ડીંગળીને ઉકેલીને જે નોંધ આપેલી તે નીચે પ્રમાણે છે. –સંપાદક )

"શ્રી. માંકડ સાહેબે જણાવેલ છે તે પ્રમાણે વાચનાં દુહામાં નથી પણ અપદ્યાગદ્ય છે. મારા મતે નીચે પ્રમાણે અક્ષરો બેસે છેઃ

સંવત સોળ બાવીસ સદ,
તેરસ ચઇત્ર માસ;
ઇસાણુંદ કવ પાછર,
વસવ કર જસ ત્રઅ;
સખબાઈ મઅલાણી સતી થીઆં

મારા મતે દુહાનો અર્થ આ પ્રમાણે થાય છેઃ

સવંત સોળ બાવીસ સુદ તેરસ ચૈત્રમાં ઈસરદાન કવિ પાછળ ત્રણે લોકમાં જશ કરીને સખબાઈ માલાણી (માલા ગઢવીનાં દીકરી) સતી થયાં. ડીંગળી ભાષા પ્રમાણે શબ્દાર્થઃ

ઇસાણુંદ : ઇસરદાસ
કવ : કવિ
પાછર : પાછળ
વસવ : વિશ્વ
કર : કરી
જસ : જશ–કીર્તિ
ત્રઅ : ત્રણે : ત્રણેય લોકમાં
મઅલાણી : માલાણીનું દીર્ઘ ડીંગળીરૂપ

–રતુદાન ગઢવી

[શ્રી. રતુદાન ગઢવી સૌરાષ્ટ્ર યુનિ.ના આયોજન મુજબ ગુજરાતમાંથી હસ્તપ્રતો એકઠી કરવાનું અને ઉકેલવાનું કાર્ય કરે છે. પડધરી પાસેના ધુનાના ગામના છે. બાળપણમાં ટાઈફોઈડની બીમારીમાં બહેરા અને મુંગા બની ગયા. મહાપ્રયત્ને થોડો લવો હવે વાળે છે. નિત્યના પરિચયવાળા જ સમજે. પણ કાનેથી મુદલ સાંભળતા નથી. એની સામે ઇશ્વરે એમને ચિત્તશક્તિનો બહુમૂલો પ્રસાદ આપ્યો છે. બે ઇન્દ્રિય હણાઈ જતાં બુદ્ધિશક્તિ આદિ વિકસીત બની ઊઠયાં છે. ડીંગળીના અને ચારણી સાહિત્યના ઊંડા અભ્યાસી છે. તરવરાટ પણ ખૂબ અને સાહિત્યોપાસનામાં ઘણા ઉત્સાહી છે. –સંપાદક]

---

પૃ. ૫૪૫ થી ચાલુ]

શકાયો નથી. સૌ. અકાદમી અપદશાને પામી અને એનો સ્વીકાર કરી લેવા આડે સેનેટના સભ્યોના પૂર્વગ્રહો કામ કરી ગયા. એ હવે જ્યારે બને ત્યારે ખરૂં.

ઘણી લોકવિદ્યાઓને યુનિ. શિક્ષણમાં સ્થાન આપવાની એમની ઝંખના હતી, પણ એ બર આવે તે પહેલાં કાળ એમને ઝૂંટવી ગયો. કહેવામાં કશું જ ખોટું નથી કે સૌ. યુનિ. નાં આંતર બાહ્ય રાજકારણનાં જે જૂથો અને શિક્ષણ મંડળોના જે સ્વાર્થો જામી પડયા છે એણે ડોલરભાઈને જોઈએ તેવા સફળ તો નથી બનવા દીધા પણ સમાજસેવામાં જે ખર્ચાવાનાં હતાં તે એમની જિંદગીનાં બહુમૂલ્ય પાંચ દસ વર્ષ ઓછાં કર્યાં છે. શ્રી. મેરૂભા ગઢવીના છત્રાવા ગામે ચારણ સંમેલનમાં અવકાશ મળતાં એમણે એકાદ કાલાક સુધી દિલ ખોલીને મને વાતો કરી ત્યારે હું હલબલી ઊઠેલો. એમના જેવા અતિગંભીર અને મિતભાષી, સુકુમારને અવસ્થ માણસને– હિમાલય જેવાને મેં હલતો જોયેલો.

યુનિ. માં ધાર્યું નથી કરી શકયા છતાં ઘણા નવા ચીલા પાડતા ગયા છે. અને ભારતના ઈતિહાસે અદ્વિતીય એવા લોકકવિઓનું–ચારણ વિદ્વાનોનું જાહેર બહુમાન કરીને સમગ્ર ગુજરાતના લોકજીવનને એમણે સાહિત્યિક દષ્ટિએ જે ઊંચું ઉઠાવી લીધું છે તેની કલ્પના પણ બહુ ઓછાને આવે છે. ભદ્ર અને લોક એ બેય જીવનના અને બેયના સાહિત્યના અંકોડા મેળવનારા ડોલરભાઈ તો કોઈક જ પાકે.

યુનિ.ને જે આપી ગયા છે તે પણ ઓછું નથી, પણ પોતાના જીવનકાળ દરમિયાન તો એટલું બધું આપી ગયા છે કે એમાંથી થોડુંક પ જાળવી શકીએ તો એ તપોધન લોકસેવક સારસ્વતના ચીલા નહિ ભૂસાય, તો એ પરંપરા ઝગતી જ રહેશે. એમના જીવનની અંતીમ ઈચ્છા હતી નિવૃત્ત થઈને શેષ જીવન અલિયાબાડામાં બેસી ગ્રામવિસ્તારના સમાજને ગાંધીજીના વિચારો સમજાવવાની.

# આપણાં લોકગીતોમાં અશ્વ

જયમલ્લ પરમાર

સૌરાષ્ટ્રના પરિભ્રમણ નિરીક્ષણ અને અભ્યાસ પછી અંગ્રેજ ઇતિહાસવિદ્ બર્જેસે એવો અભિપ્રાય ઉચ્ચાર્યો કે કાઠિયાવાડ ભારતની સંક્ષિપ્ત આવૃત્તિ છે. એટલે કે ભારતમાં જાતિઓ અને એના જીવનનું જેટલું વૈવિધ્ય છે તેટલું એક કાઠિયાવાડમાં ઠાંસી ઠાંસીને ભર્યું છે.

'કાઠિયાવાડના બહારવટીઆ' ઉપર પુસ્તક આપી જનાર સી. એફ. કીનકેડે એક અચરજ અનુભવ્યું કે ગ્રીસ દેશમાં પાર્થેનોન અશ્વોની પાષાણ-પ્રતિમાઓ આવી કયાંથી ? આવી બેનમૂન ઓલાદ તો આખા યુરોપમાં મળતી નથી. એક દિવસ આ કીનકેડ સાહેબ કાઠી દરબારની ઘોડાહાર જોવા ગયા ત્યાં બે કાઠીઓને ઘોડે ચડતાં જોયા ને એના મગજમાં વીજળીનો ઝબકારો થયો કે નક્કી એક શિલ્પના ઘોડાંની મૂળ ઓલાદ તે આ જ.

કીનકેડે તાળો મેળવ્યો કે આ કાઠીઓના પૂર્વજો સિથિયન હોવા જોઈએ. ૨૫૦૦ વર્ષ પહેલાં તેઓ હિંદમાં બહુ ઊંડે સુધી નહિ પ્રવેશ્યા હોય. ઝર્કસિસ રાજાના ઈરાની લશ્કર સાથે તેઓ એથેન્સ પરના આક્રમણમાં આવ્યા હોવા જોઈએ. કીનકેડને એમ પણ લાગ્યું કે કાઠીઓ પોતાની વંશાવળી કરતાં પોતાના જાતવંત અશ્વોની વંશાવળીની વધુ કાળજી રાખે છે.

કીનકેડે 'Out Laws of Kathiawar' નામના પુસ્તકમાં કાઠીઓના ઘોડાંથી આકર્ષાઈને એક પ્રકરણ લખ્યું છે 'Their Horses' તેમના ઘોડાં.

આ તો થઈ કાઠીઘોડાંની વાત. આર્યો આ દેશમાં આવ્યા ત્યારે આ દેશના આદિવાસીઓ કરતાં બે જ વાતમાં તેઓ સર્વોપરી હતા. એક તો એમની અશ્વશક્તિ અને બીજી એમની લોકશક્તિ એટલે કે તલવાર અને ભાલાં.

આર્યોનું આગમન થયું તે પહેલાં આ દેશના આદિવાસીઓ પાસે પાળેલા અશ્વો હોવાની માહીતિ હોય તો ખ્યાલમાં નથી પણ પાંચેક હજાર વરસથી તો આ દેશમાં ઘોડાં એક બળ બની રહેલ છે. વેદકાળમાં અશ્વશક્તિની ભારોભાર પ્રશંસા કરી છે, છતાં ત્યાં સુધી અશ્વોનો યજ્ઞમાં હોમ થતો.

રાજપુત યુગમાં અને અંગ્રેજો આવ્યા ત્યાં સુધીના ચારણો અને બારોટોના સાહિત્યમાં અશ્વનું યુદ્ધ માટે, મુલક ઘેર કરવા માટે, રક્ષણ માટે, શિકાર માટે અને તેનાં દાન માટે વિશેષ મહત્ત્વ બતાવાયું છે. પણ લોકોના જીવનમાં તો આ અશ્વ એકરૂપ બની ગયો હતો.

જીવનના ધારણ પોષણ અને વૃદ્ધિમાં પ્રકૃતિ પછી લોકોએ પ્રમુખ બે બળને જ પીછાણ્યાં છે, એક ગાય અને બીજી ઘોડી. સંસારજીવનમાં શ્રેષ્ઠ ગણાયેલા પ્રસંગ લગ્ન ટાણે વધાવો આવે ત્યારે પોકારી પોકારીને એણે સમુહ ગાનરૂપે પોતાની કૃતજ્ઞતા વ્યકત કર્યા કરી છે અને માનવજીવનના વિકાસનાં રહસ્યો બતાવ્યા કર્યાં છે કે :

> ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
> એક ધરતી ને બીજો આભ
> વધાવો રે આવિયો.
>
> આભે મેહુલા વરસાવિયા,
> ધરતીએ ઝીલ્યા છે ભાર–
> વધાવો રે આવિયો.
>
> ધરતીમાં બળ સરજ્યાં બે જણાં,
> એક ઘોડીને બીજી ગાય–
> વધાવો રે આવિયો.
>
> ગાયનો જાયો રે હળે જૂત્યો,
> ઘોડીનો જાયો પરદેશ–
> વધાવો રે આવિયો.

ત્રીજું બળ સ્ત્રી અને પુરૂષનું લેખાવ્યું છે. આમ આભ અને ધરતી, ગાય અને ઘોડી, સ્ત્રી અને

પુરૂષ એવાં ત્રિવિધ શક્તિ–યુગલમાં આખા સર્જનનાં રહસ્ય સમજાવી દીધાં છે.

લોકગીત સત્યનાં સરળ મધુર દર્શન કરાવીને એનાં વિવેચન કે વિશ્લેષણમાં નથી ઊતરતું. સ્ત્રી અને પુરૂષ માને છે કે આપણી આસપાસ બ્રહ્માંડ છે. બ્રહ્માંડમાં આપણે છીએ એમ નહિ. ત્યારે પ્રકૃતિનું એ મહત્તા ધારતું યુગલ ધરતી ઉપર જ વસે છે. એટલે હજી એના જીવનનો આધાર આભ અને ધરતી છે. પણ જેના આધારે તે યંત્રયુગ સુધી ધારણ પોષણ અને વિકાસ કરતો રહ્યો તે ઘોડી અને ગાય એ બન્ને જવા બેઠાં છે. હજારો વરસથી માનવ સંસ્કૃતિના જે ધારક, પોષક રહ્યાં તે પ્રાણીઓ માત્ર ગીતોમાં જ રહ્યાં છે.

માનવજાત ગમે તેટલો વિકાસ સાધે તો પણ જૂની મૂકી ને નવી રૂઢિઓ અપનાવતો જ જાય છે. એટલે હવે આ ઘોડી અને ગાયની સંકેલાતી સંસ્કૃતિનાં ગીતો ક્યાં સુધી નભશે તે કહી શકાય તેવું નથી રહ્યું.

યંત્રયુગની દોડ જોતાં પારકી ગાયનું પૂંછડું આ ભેંસપાલ દેશમાં આંખે અડાડવા ય શોધ્યું હાથ નહિ આવે.

ઘોડી કરતાં ય ગાયનું અસ્તિત્વ હજી કેટલેક અંશે ટકી રહ્યું છે. આ ગીતોએ એક એક શબ્દમાં સંસ્કૃતિનો સંક્ષેપ કર્યો છે. ગાયનો જાયો 'હળે' જૂત્યો. ઘોડીનો જાયો 'પરદેશ' આ 'પરદેશ' શબ્દમાં અશ્વની માનવજીવનની સમગ્ર ઉપકારકતાને સંકેલી ને સમાવી દીધેલ છે.

દેખાવમાં પ્રતિભાશાળી ને બળમાં વિકરાળ હોય તેને સિંહની ઉપમા આપે છે. મદમસ્ત ને બળવાન હોય તેને હાથીની ઉપમા આપે છે, પણ જાતવંત માનવની જેમ જે જીવનનો બોજ નિષ્ઠા અને પ્રસન્નતાથી વહે છે તેને ઘોડાની ઉપમા આપે છે.

એક ચારણઆઈ કચ્છમાં દુકાળ પડતાં પોતાને ત્યાં જ ઉઝરીને મોટા થયેલા આયરને ત્યાં સૌરાષ્ટ્રમાં આવે છે. આ આયર રેશમિયો ભેડો સીમમાં જ સામો મળ્યો. આઈએ રેશમિયા ભેડાના સમાચાર પૂછતાં ગણચોર રેશમિયો કહે છે કે રેશમિયો ભેડો તો પાછો થયો. (અવસાન પામ્યો છે), ત્યારે આઈ કલ્પાંત કરતા કહે છે કેઃ

ઘોડો મૂવો ઘર ગિયાં, મેલ્યાં મેવલ્લીએ;
રખડી રાન થિયાં, રોળ્યાં રેશમિયે.

ઘોડો એટલે આધાર મરી ગયો. મેવલીએ એટલે વરસાદે છોડી દીધાં, રઝળીને રાન રાન થયાં, અને ભેડો મરતાં હવે અમે રોળાઈ ગયાં. અહીં ઘરના આધારને ઘોડાની ઉપમા આપી છે એટલા એકરૂપ આ ઘોડાં હતાં.

એટલે જ કુળવંત ને તેજસ્વી રમણીઓ આવા ઘોડાના ખેલવનારને જ પ્રથમ પસંદગી આપતી. કારણ કે એ સુંદરતા અને શૂરવીરતાનું લક્ષણ મનાતું.

તલવારે ત્રણ્ય ફૂમકાં, કટારાં નવધાર;
અસુરો રેવત ખેલવે; વોહી પુરૂષ ઘરનાર.

કોઈ પણ પ્રકારના ભયને ન પીછાનતાં કાળી રાતે ઘોડાં ખેલવનારની જ હું પત્ની થાઉં.

આજનો માનવી વિચારમાં અને બુદ્ધિમાં ગમે તેટલો આગળ વધ્યો હોય તો પણ આજનાં જેટલાં જૂના કાળના માનવીના જોણાં નીચાં નહતાં, જોણાં ઊંચાં હતાં, સૌંદય વિભુષિત હતાં.

ઘોડાના પગમાં ઘૂઘરા, સાવ સોનેરી સાજ;
લાલ કસુંબલ લૂગડાં, ચરખાનો ચાંપરાજ,

આ તો એક દષ્ટાંત છે કે માણસની આંખમાં કેવું કેવું સૌંદર્ય વસતું હતું! એટલે જ કહેવાતું કેઃ

તીખા તુરગ ન માણિયા. ભડ તરવાર ન ભગ્ગ;
એહુ અવતાર એળે ગયો; જેને ગોરી ગળે ન લગ્ગ.

એ ગોરી પણ કેવી!

જે મુખ અમલ ન ચખ્ખિયો,
તોરી ન ખેંચ્યા તંગ;
ફટ અલૂણા સાયબા,
આપું તોં કો અંગ?

ત્યારે કસુંબાનું ખમીર ગણાતું. ગોરી કહે છે કે ઘોડાના યુદ્ધના ઘમસાણમાં ઘોડાના તંગ જેણે ખેંચ્યા નથી

એવા સાંઢણીનાં પડખાં મારાથી કેમ સેં'વાય ?

પાંચાળના નાજા ખાચરના ભીમોરાના ગઢને શેલા ખાચરે ગાયકવાડી ફોજ લઈને ઘેરો ઘાલ્યો. આઠ આઠ દીના અજનજળના કડાકા ગઢવાળાને થયા કેસરિયાં કરવાની છેલ્લી પળ. દુશ્મનને હાથ ન પડવા દેવા નાજા ખાચરે પોતાની જાતવંત કેસર ઘોડીઓને ગૂડી નાખવા હુકમ કર્યો. આઠેક કેસર ગૂડી ત્યાં નવમીને ગૂડતાં પહેલાં હણહણાટી દીધી. નાજા ખાચર કહે : "કાળા ખુમાણ ! એનો જીવ મોળો પડયો છે. દુશ્મન પાસે જવા એ રાજી છે. સરક કોટિયું ગળે વીંટીને જવા દયો."

ઘોડાંનાં આવાં શીલ. ઘોડાંની ખુમારી અને લાજ આબરૂ એના માલિકમાં ખુમારી પ્રગટાવતાં. ભીમોરાના આડા કાઠીઓએ રાણપુરનાં ઢોર વાળ્યાં. દરબાર નારસંગજી એકલે હાથે ઘોડે' ચડી ભીમોરા પહોંચ્યા કાઠીઓ કહે "દરબાર ! ભૂંડે મોઢે ભાગવું પડશે, માટે ઘરભેળાં થઈ જાઓ !" દરબાર કહે "ભાગીને તો તમે આવ્યા છો. હું તો તમારી પાછળ ચડયો છું. ભાગું કેમ !" અને એ પ્રસંગ લોકગીતમાં મઢાઈ ગયો:

હું રે ભાગું તો મારી રોઝી ઘોડી લાજે
લાજે મારાં રાણપુરનાં લોક રે-નારસંગજી !

જાતવંત ઘોડાંની સમજણ માણસ કરતાંય વધુ રહેતી. ચોપાટમાં સોગઠે હારેલા દેરીડાના મારથી રૂઠેલી ભોજાઇ પોતાના માજાયાને ભેર કરવા બોલાવે છે.

માડીજાયા આવજે રાતોરાત જોને,
સો સો ઘોડે વીરો મારો સાબદો;

આમ સો સો ઘોડાંની લંગાર ચાલી આવે છે. પણ વીરાની ઘોડી એના માલિકની વેદના પામી ગઈ છે

સહુનાં ઘોડા સડકે ચાલ્યાં જાય જોને,
આડબીડ હાલે વીરાની રોઝડી,
સહુનાં ઘોડાં ખડ ખાતાં જાય જોને,
ભૂખી હાલે વીરાની રોઝડી.

રોઝડી ઘોડીને તો ઉતાવળ છે. જોઈ જોઈને ડગલાં માંડે એ પહોંચે કયે દિવસે ? ખાવા રોકાય ત્યાં સુધીમાં તો બેનબા અફીણ ઘોળે. એટલે ભૂખી તરસી પંથ કાપ્યે જાય છે. ધણીનું અંતર ઉકેલતી હાલે છે.

ઘોડાંની સમજણની તે શી વાત કરવી ! પાંચ-ળમાં એક દરબાર કાંવડભાઇના પિતા દાદાભાઈ ખાચરને લખી જાતની ઘોડી. ગામતરામાં દરબારને વાઈ આવે. તરત લખી બેસી જાય. દરબારને ભોંય પર સુવાડી દયે. અને વાઈ ઊતરી જાય ત્યાં સુધી ઘોડી દાદાભાઈ આસપાસ ગોળ કુંડાળે ફર્યા કરે.

અંતની ઘડી સુધીનાં ઘોડાં આવા આધાર બનતા હોવાને કારણે જ રાખેંગાર જતાં સિદ્ધરાજ રાણકદેવીને ગુજરાતમાં લઈ હાલ્યો ત્યારે રાણકદેવીના હૈયામાંથી રાખેંગારના હંસલા ઘોડાને જોઇને હાય નીકળી ગઈ હશે ને કે

તરવરિયા તોખાર, હૈયુ ન ફાટયુ હંસલા;
મરતાં રાખેંગાર, મારે ગામતરાં ગુજરાતનાં!

સાસરિયાં કુલીન હોય ત્યાં જુદી વાત, નહિ તો પરણીને સાસરે જતા દીકરી પારકીજણી જ રહે. અને સાસરવાસના દુઃખમાંથી ધણી પણ ન છોડાવી શકે ને કદીક ધણીની જ વસમાઈથી પીડાતી હોય ત્યારે એ દુઃખમાં વહારે ધાનાર પોતાના વીર ઉપર જ બહેનની નજર ઠરે ને ! એટલે વીરનાં રૂપ કહી બહેનની આંખમાં ઘોડાં સિવાયનાં ઠરે જ કેમ ! વીરો તો માબાપના ઘરનો ય મોભી ને ! બહેનની આંખમાં વીરોજી ઘોડાં ખેલવતો જ જાયે છે

મારો વીરોજી આવ્યા ખડકી રે
વાગી વાગી ઘોડાંની પડઘી રે.

*

વીર ત્યાંથી તે ઘોડલાં ખેલવ્યાં,
સુંદરવર શામળીઆ !

*

ઘોડલાં ખેલવતા હો વીરાજી
કે'જો વઉવારૂના ખેલ, મોતીઅલ કયાં વેરાણાં?

*

ઘોડલા ખેલવતા વીરોજી બોલ્યા,
કપડાં લેણી આવી, વગડીઆમાં દેરજી ડૂલ્યા.

લોકજીવનમાં આ કારણે જ માનવીએ સંસારના સ્વર્ગસુખની ઈશ્વર પાસે માગણી કરી એ સુખ ઘોડા સિવાયનાં કલ્પી શકાયાં નથી. ઓછામાં ઓછું માગનારે સ્વર્ગસુખની ચાર નિશાનીઓમાં ઘોડાને ગણાવ્યો છે.

સાઠી ચાવલ, ભેંસદૂધ, ઘર શીલવંતી નાર,
ચોથી પીઠ તુરંગ રી, સુરગ નિશાણી ચાર.

આઈ પુનાદેએ ઘણું ઘણું ભગવાન પાસેથી માગી લીધું. પણ ઘરે આવનાર અતિથિ કે જમાઈને ઘોડા વગરના પાળા કલ્પી શક્યાં જ નથી:

પાંચ તો મોહે પૂતર દેજે, પાંચે છોગાળા;
તે ઉપર એક ધીડી દેજે, આણાત ઘોડાળા,
ભણુતીસાં મેં કાનડ કાળા!

ચારણ સખિયો જીવ છે. પણ ચિનર એનું મોળું ન હોય. માતાજી પાસે માગણી કરે છે કે:

ઊગમણા આઈ ઓરડા દેજો,
ડેલીએ દોઢાં બાર;
વાંડી ઘોડી ને ખેતર દેજો,
કોઠીએ અખૂટ જાર.

જીવનની સાર્થકતા શૂર-સાધનામાં, મૃત્યુની સાર્થકતા વીરોચિત અંતિમાં. ત્યાંય ઘોડાં અને સંસાર-માં સૌથી મોટો લ્હાવો તે લગ્ન પ્રસંગનો. એમાં તો ઘોડાનો સંસ્કાર એવો જડાઈ ગયો છે કે વરરાજા પાળો હાલ્યો આવે, ઊંટ, મોટર, બસ કે ખટારે ચડીને આવે તોય વરઘોડો જ કહેવાય. વરમોટર, વરબસ, વરખટારો કે વરઊંટ ન કહેવાય. લાડી અને લાડાને જમવા નોતરે ત્યારે વરઘોડિયાં જ કહેવાય. ઘોડિયાં તો પછી બંધાવાનાં હોય.

ગૃહજીવનમાં મહત્ત્વ ગાયનું, કૃષિ જીવનમાં ઘોરીનું અને બહારના જગત સાથેના વ્યવહારમાં મહત્ત્વ ઘોડાનું. એ પુરૂષનું સાધન રહ્યું છે. ઘોડા સાથેનું ઊર્મિજનક સંવેદન વધુ ભાગે પુરૂષને થાય છે. સ્ત્રી જગતમાં એટલું પ્રબળ નહિ. પણ લગ્નપ્રસંગમાં આ ઘોડાને સ્ત્રી જગતે જેવાં લાડ લડાવ્યાં છે એવાં જાતવંત અશ્વોના દાન લેનાર મહાન કવિઓ પણ લડાવી શક્યા નથી. કવિતા એ કવિઓની શ્રેષ્ઠ પણ સંસાર જીવનનું સંવેદન-ઘોડાંની એકરૂપતા તો લોકગીતોમાં જ મળે છે.

ઘોડાંની સુંદર ચાલ સંસ્કૃતમાં અને યાવની ભાષામાં પાંચ પાંચ આપી છે ને એક એકના પાછા પાંચ પ્રકાર. પણ ઘોડાંની ઠમકંતી ચાલથી થતા અંગભંગના નર્તનને ચારણ કવિ ગણેશપુરીજીએ કવિતામાં સાકાર કર્યું છે એવું અદ્ભુત વર્ણન એકેય કવિએ કર્યું નથી.

વરઘોડાની અપ્સરા જેવી રૂપાળી સાજસજેલી ઘોડી હોય, માથે લેરખડો વરરાજા- ઘોડીનેય શોભાવે એવો બેઠો હોય, ઢોલ શરણાયું એ કુલેકાનાં સૂર-નાદે જરા પ્રલંબિત પણ મધુર નાદે વધાઈ દઈ રહેલ હોય ત્યારે એની સમજદારી સાથે ઘોડી ઠમકંતી ડગલાં માંડે છે. વરઘોડાની ઘોડીની આ રૂપાળી મનમોહક ચાલ માથે મંગલ ગીતો ગાતી ઓળઘોળ થઈ જાય છે અને ઘોડીનાં જ ગીતો પ્રથમ ઉપડે છે. ઘોડીનું એક એક ધીરૂં ધીરૂં ડગલું એના પ્રત્યેક સૌષ્ઠવભર્યા સ્નાયુનાં નર્તન પેદા કરે છે. ઘોડીના આ ઠેકાથી ઉપર બેઠેલ વરરાજાનું અંગ પણ વિવિધ પણ છટા-ભર્યા થડકાથી સવારનું રૂપ ખડું કરે છે. આ દૃશ્ય એટલું બધું આકર્ષક અને મનમોહક હોય છે કે ઘડીક બુઢ્ઢાઓને પણ પરણવાનું મન થઈ જાય. આ દશ્યનું સમગ્રરૂપ માત્ર થોડા જ શબ્દોમાં બહેનો કેવું સાકાર કરે છે ?

ઘોડી અગન ગગન પગ માંડ
કે ચાલ ઉતાવળી રે
ઘોડી અજવલે ચાલે ને મજલે ડગભરે
ઘોડી જઈ ઊભી ગામને ચોક
વીવા આવ્યા ઢૂકડા.

વરરાજા એટલે ગામ સમસ્તે અંતરથી ઢાલવેલા રૂપનો ઉમંગનો સરવાળો. ઢોલી, શરણાયો, ગામના ગલઢેરા, વરના ભાઈબંધ જોડીદારો, ઘોડા અને સૌ વિશેષ સ્ત્રી સમુદાય જાન વળાવતાં સુધી વરરાજામાં રૂપ ભર્યા કરે છે. પછી વરરાજા થોડો કુરૂપ હોય તો પણ વરઘોડે ચડીને, પરણીને પાછો વળે ત્યાં સુધી રૂપાળો રૂપાળો જ લાગે.

પાવઠડે પગ દઈ ચડો રે વરરાજા
એની તે છેડલા સાહી રહ્યાં.

× × ×

કુંવર ઘોડે ચડયા ને જગ જોવા મળ્યું
મારી શેરીમાં હાટનો માય
કુંવર ઘોડે ચડયા રે.

× × ×

પરણવા પછી વર કહે એમ કદાચ કોઇને કરવું પડતું હોય. છેવટ વરલાડીને તો ખરું જ. પણ પરણતી વખતે તો સૌ કહે તેમ વરરાજને કરવાનું હોય છે. વરરાજનો માભો, ગૌરવ એ ગામ સમસ્તનું સહિયારું શીલ્પ બને છે. વર કે કન્યા જેટલું પોતાનું ડહાપણ ડોળે એટલી ગામના ઉત્સાહ ઉમંગ અને રૂપરચનામાં ક્ષતિ આવે. વર કે કન્યાના જ રૂપ-ગૌરવ એટલા ખંડિત બને. ત્યારે જ બહેનો ગાય છે કે:

કેસરિયા ચડો વરઘોડે
ચડો વરઘોડે ને લાલ અંબોડે
મીઠડાં લઉં તારાં માથાની મોળ્યે
ધન્ય તારી માતા મોડબંધી આવે
ધન્ય તારો દાદો કુલેકામાં મ્હાલે.

એવા વીર માથે બહેની વારી જાય છે.

વાલો વીર ઘોડલડે ચડે ને
હું તો જોઇ રહી છું.
વાલા વીર જોયાં તમારાં
પીતળિયાં પલાણ રે
ભમરેલો તો બહુ રમે રે

વળી પાછું વરરાજાનું રૂપ કાઢનાર ઘોડીને માઠું ન લાગી જાય એટલે ઘોડીના મલાવા કરે છે.

ઘોડી ખાય ખારેક ચાવે ટોપરાં
ઘોડી વચલે ઓરડીએ બંધાય
ઘોડી રે રાજા રામની.

અમરથું એ ઉમદા ઓલાદના ઘોડા રેઢાં મેલાતાં નથી. એના ય ઓરડા ઉતારવા પડે છે. અને એવાં ઘોડાંનાં ભોજન પણ ઉમદા હોય છે.

ઘોડી કિયે તે ભાઈએ મૂલવી
ઘોડી કિયે ભાઈએ ખરચ્યા દામ
ઘોડી રે રાજા રામની.

જાણે કન્યાની પસંદગી કરવા હાલ્યા. આ તો રાજા રામની ઘોડી. જે ઘોડીએ ચડીને જાનકીજીને પરણી અયોધ્યા ઉતારેલાં. પછી એનામાં શી કમીના હોય.

ઘોડીને લલવટ ગાલમશુરિયાં
ઘોડી લાડડાના પગડે જાય
ઘોડી રાજા રામની.

તીર ભાલાં ને તરવારના ઝાટકા સામે દોડતી ઘોડીની રખાવટ તો એવી જ હોય ને ! તબિયતમાં અત્યંત સુંવાળપ અને સ્વમાની, પણ જ્યારે માલિકના કામે ચડે ત્યારે કૃતાંત કાળ જેવી, વીજળીના વેલા જેવી.

આ જગની ઘોડી
ચરણે ચરણે પગ દેજે રે
ધન ખરચે ન ખરચાવે
લાડડાના દાદા રે
લડસડતાં માતાજી
મોતીડે વધાવે રે

જાતવંત ઘોડાં કુલેકામાં તો માપી માપીને જ ડગલાં ભરે. સંગીતના સપ્તકના આરોહ અને અવરોહની જેમ. તું તો યજ્ઞની ઘોડી છે. વરના દાદે ખજાના ખુલ્લા મૂક્યા છે. વરની મા તને મોતીડે વધાવે છે.

ઘોડી હાલે ચાલે ને ઘોડી ચમકે છે
ઘોડી રાખે મારા વીરાનાં જતન
દલાલી ઘોડી ચમકે છે.
ઘોડી કિયો રે નાના વરનો દાદલો
ઘોડી લેજો રે માતાજીનાં નામ
દલાલી ઘોડી ચમકે છે.

ઘોડીનાં રૂપ-લક્ષણ સાથે ઘોડીને લાડ લડાવતાં-લડાવતાં ગીતો ગાનારીઓ ઘોડી સાથે એકરૂપ બની જાય છે. ઘોડી વરરાજાનું શોભાનું સાધન મટીને આપ્તજન બની રહે છે. અને જાણે કે ઘોડીને મુખે જ

દાદાનાં અને માતાજીનાં નામોના ઉમ્માભર્યાં ઉચ્ચારણ થતાં હોય તેમ પોતે નામોચ્ચાર કરતા જઈને અંગના ડોલન સાથે ગાતી જાય છે.

હરિયાળી ઘોડી ! દાદાનાં મન મોં'ઘેરે
દાદા અમરભાઈ આણી પેરે જોશે
વળી વળી મોઢા સામું જોશે રે.
હરિયાળી રે ઘોડી

જાન વળાવે છે ત્યારે આદર્શ તો સોની સામે રામ અને કૃષ્ણનો જ છે. જીવન એ આદર્શથી વિચ્છેદ પામી ગયેલ છે, પણ ભાવના ભુલાણી નથી. જાન જોડે છે. એમાં ઉમંગ છે કૃષ્ણને રૂક્મિણીના વિવાહનો:

કૃષ્ણની જાને રૂડા ઘોડલા શણગારો
ઘોડલે પીતળિયાં પલાણ રે
મારા ગણેશ દુંદાળા–

ઘૂઘરિયાળા ઘોડલે ચડીને પરણવા આવે છે ત્યારે :

પાવલિયો રણકે ડુંગર ડોલે

જાન સીમાડે પહોંચે છે.

લીલુડી ઘોડી પાતળિયો અસવાર
આ હે ચૌદ રતનનો વીરનો ચાબખો
ઘોડી તે બાંધી આંબલિયાની ડાળ
આ હે ચાબખડો વળગાડયો આંબા ડાળખી.

રૂપનો સમદર લહેરાતો આવે છે ને ! અને પાછો પ્રકૃતિ સાથે એકરૂપતા સાધતો. કન્યા વરને પરણવા તેડાવે છે ત્યારે :

તમારા દાદાને ચાડ્યુ ઘોડલાં
તમારી માડીને માફા વેલ્યું
રે હું વારી જાઉં.

પરણીને, ઉતારે ગયા પછી વરરાજા કન્યાને ઉતારે તેડાવે છે. કન્યા ખોટાં ખોટાં મીશે વરરાજાને ચીડવે છે ત્યાંય :

મોકલાવું મારા અવલ વછેરા,
બેસી આવો સુજ પામ.

કન્યા જવાબ મોકલે છે :

અવલ વછેરાતો નાચે ને ખૂંદે
તેથી ડરૂં વરરાજ.

ઉત્કંઠા તો જરાય ઓછી નથી, અમસ્થી ધાહામાં દોડે એવી કન્યાનું માનીનીનું રૂપ અહીં કંડાર્યું છે.

જાન વળાવવા ટાણે લાડીને લેવા વેલ્યું છૂટે છે:

પરશાળેથી કેસર ઊડે,
ઘોડવેલ્યું આવે રે ઉતાવળી,
ઘોડવેલ્યે બેસી બેનીબા ચાલ્યાં,
દાદા તે રામભાઈ વળામણે,

ઘોડાનાં રૂપગુણને અથાક લાડ લડાવનારાને એ વેળા વેલ્યનાં ઘોડાં વસમાં લાગે છે. પ્રિયના વિયોગની વસમી પળો ટાણે ઘોડાં ઘર ભેગાં થાવા ઉતાવળ કરે છે ને કન્યા તથા માવતરનાં હૈયાં વેદનાથી વલોવાય છે. આ વેદનાથી જાનૈયા પણ વ્યથિત હૈયે ને ભારે પગલે પાછા વળે છે, પણ ઉતાવળ છે એક ઘોડાંને અને બીજી વરરાજાને.

જાન ગામમાં પાછી વળી. સામૈયાં થયાં. થંભ ઘરના થડક્યા, મેડી હસી ઊઠી. દીવડલે વાટ ચડી. ઝાકમઝોળ થયા. પાણીમાં મીઠું ઓગળે એમ એકમેકનાં જીવન એકમેક થઈ ગયાં. વખતને જતાં વાર લાગતી નથી. હજી દસાયાં નથી ન્હાયાં અને સુંદરી રોજ ઊઠીને નજર કરે છે ને કાણું ખટકે એમ સ્વામીની પ્યારી ઘોડી એની આંખમાં ખટકે છે. જ્યારે સ્વામી પરણવા આવ્યો ત્યારે તો માવતરથી અધિક લાગની હતી આ ઘોડી. એણે જ મિલન કરાવેલાં ને ! અને હવે એ જ ઘોડી વિયોગનું સાધન બનશે એમ જીવ થડકઊથડક થાય છે. એ ય દિવસ આવી રહ્યો.

સુંદરી તેવતેવડી ગોરીઓ સાથે રાસડે રમવા ગઈ છે. અહીં સ્વામીથી એકાંત સહન ન થયું. કહેવરાવ્યું કે ચાકરીએ જવાનાં તેડાં આવ્યાં છે માટે જલ્દી આવો. ગોરી સમજી ગઈ કે બહાનાં કાઢે છે. સ્વામીને ચીડવવા પોતે ન ગઈ. સ્વામીએ સાચે સાચ ઘોડી શણગારી.

સાયબાજીને ચડિયલ રીસ,
ઘોડે પલાણ નાખીયાં રે રાજ.

રોઝી ઘોડી પીતળિયાં પલાણ,
અલબેલો ચાલ્યા ચાકરી રે રાજ

અલબેલાને સચમુચ રીસ ચડી ગઈ. ગોરીએ ડેલી બહાર ઘોડીને દોરાતી જોઈ દોડીને ઘોડીની વાઘ પકડી લીધી.

મેલો મેલો ઘોડલિયાની વાઘ,
પાળી પોગ્યુ વાડીએ રે રાજ

ઘોડાની વાઘ છોડી દો મારે સાથે જ ચાકરીએ જવાનુ છે. જોડીદારો બધા વાડી સુધી પહોંચી ગયા છે ગોરીએ સમજાવટ શરૂ કરી પછી કાલાવાલા કર્યા. પછી કરગરી, છેવટ ન જ માન્યુ ત્યારે સ્વામી સિવાય કોઈ ન મૂલવે એવી ચૂદડીને મૂલવીને જવા સમજાવ્યુ.

રિયો રિયો આજુની રાત,
ચૂદડી તમે મૂલવો રે રાજ.

પણ સાયબાની રીસે વળ ન મેલ્યો, ને વ્યાકુળ ગોરીને છોડીને ઘોડી હાંકી મેલી એ જ ભાવનું સુપ્રસિદ્ધ ગીત:

લીલી ઘોડી પાતળિયો અસવાર,
અલબેલો ચાલ્યા ચાકરી રે લોલ.
ઝાલી ઝાલી ઘોડલિયાની વાઘ,
અલબેલા ક્યારે આવશો રે લોલ.

વિરહની વ્યથા, વિયોગનું દુ ખ, અ તરની વેદના અને ભાવિથી અસ્વસ્થ એવા એક સાથે અનેક અકથ્ય ભાવો આ ગીતમાંથી પ્રગટે છે વિજોગણને અહી ઘોડી પણ વેરણ લાગે

સાજણે ઘોડો શણગારિયો,
દોરી કાઢયો ડેલા બાર;
વજોગણ ખોળા પાથરે,
સજણ ઘેરે શિયાળો ગાળ.

ઘટનાં ઘોડા ઘટમાં જ રહ્યા અને સ્વામીની ઘોડલી ચાલી નીકળી.

ઘોડાં તુ મે ગુણ ઘણા, અવગુણ પણ ભરપુર,
છેટેથી ભેળા કરે, અને લઈ જાય દૂર મ દૂર.

દુ ખની મારી નીકળેલી આ વેદનાવાણીમાં નિ દા નથી નિ દામાં ય સ્તુતિ છે. એ જ ઘોડા ફરી પાછાં ભેટાડે છે જીવનમા ઘોડા આટલાં એપ્રૂપ હતાં એટલે ગાયું છે કે.

ધરતીમા બળ સરજ્યા બે જણાં,
એક ઘોડી ને બીજી ગાય.

પણ તેહીના *દિવસો ગતા*. એ ય તે દિવસો ગયા ભીતે અને ગીતે પણ આ ઘોડાં ને ગાય રહે ત્યા સુધી ખરાં કાળ સ સ્કૃતિની કરવટ બદલી રહ્યો છે જૂની સંસ્કૃતિના અવશેષ માથે નવી સ સ્કૃતિના ભણકારા વાગી રહ્યા છે જૂની સ સ્કૃતિના અવશેષોમાં રહેલુ બળ નવી સ સ્કૃતિનું ધારક બને તો જ ખમીરવંતી પ્રજા પેદા થાય બુદ્ધિ જ્ઞાન અને વિચારોના વલખાં નહિ, પણ સત્ત્વ–સ શુદ્ધિ જ કોઈ પણ પ્રજાની ધારક પોષક બની શકે સ સ્કૃતિનાં સર્જન તો હજારો વરસના માનવજીવનના રસાયણમાંથી નિર્માણ થાય છે

## અશ્વ વર્ણ

પેખા પચ ગા પટાળા વાળા, પી ગળા અનેક પંડ
વીસ દસા ખટા, કેતા જાતીરા વખાણ
નવરગા ચંગાં વામ, તોરીગે લેખીયે નીશા
કહી જે કીયાડા, રોઝા માંકડા કેકાણ,
મહુડા હરડા ઓતો, અસમાને પાઉ માડે.
ચાંડહી કોરીગ કાળો, અસમાની શામ.
બગા અબલખા ઓતો, આભસે ભરેવા બાથા.
બુરીયો વછુટયો જાણે, પારથાકો બાણુ
કીયાડામાં હોય રગ, તેલીયો કુમુદે કહીયે
પચ રગી રોઝા તણા, જુજવા પડત.
ચદની સફેદ મેલો, અસલા અસલી સોહે
ગુલદાર ભીસમી, દો આદરા ગણુત.
માંકડાના રગ મૂળ, સોનેરી સુભગ કહીયો.
સેલીબધ (પ) ઉજળો ને, દુધીયો સફેદ.
કમળા પરતાપે કવી, વરવોજી એમ કેવે
સોદાગર જાણે વાકા, રગ કો સુભેદ.

સ. શક્તિદાન જેતાભાઈ (ભૂગુપુર)

# ફેરાફાત કાળુડી

હિંગોળદાન નરેલા (ભાવનગર)

અલમપર ગામમાં એક ઘરધણી ગીરાસદાર રહે. બાપદાદાની ચાર સાંતીની જમીન. ખાનદાની, સુંવાળપ, નેકી–ટેકીની વારસામાં મળેલી મૂડી. આસપાસના પાંચ પચ્ચીસ ગામમાં જેનો બોલ્યો બોલ કોઈ ઠેલે નહીં તેવી પ્રતિષ્ઠા. બચપણથી ઘોડાંનો શોખ. તેમની પાસે કાળુડી કરીને જાતવંત ઘોડી. ઘોડી દરબારને પ્રાણ વ્હાલી. ઘોડી અને દરબાર ખોળિયાં જુદા પણ જીવ એક. રાતે સૂતી વખતે દરબારની પથારી ઘોડી પાસે. ઘોડી પાવું–ટોવું પોતાના હાથે જ. બીજાને ચીંધવાપણું નહીં. ગમાણ જુઓ તો ચોખ્ખી ચણાક. શીલવંત ઘોડી. ઓતરાદે ખૂણે પાંચ હાથ ઉપર જઈ લાદ કરે. દરબારને ઢોલીઓ પથારી ફક્ત ઘોડીને પથારી જ બાકી એમ સાચવે.

એક દિવસ રૂઝ્યું–કુંજ્યું વેળાને ટાણે દરબાર સીમમાં આંટો મારી ઘર ભણી વળે છે. રાંગમાં ઘોડી ધીમે ધીમે વહી આવે છે. ત્યાં કેડે ચોરની વાડયનો ઓઠવો બાંધી ચાર પાંચ જુવાનો દરબારને મારી ઘોડી લઈ જવાના ઇરાદે બેઠા છે. દરબારને ઘોડી નજીક આવતાં પાછળથી હડી કાઢી એક જણે કડિયાળી લાકડીનો ઘા કર્યો. ઓચિંતા માથામાં લાકડીનો ઘા પડતાં દરબાર બેભાન થઈ ઘોડીએથી નીચે પડી ગયા. ઘોડી બે ડગલાં આગળ ગઈ ત્યાં તો ચાર પાંચ જણાએ દરબારને બે પાંચ ઘા કરી લીધા. દરબાર ઊભા ન થઈ શકે તેવો માર પડયો.

ઘોડી પાછી વળી ચાર પગે દરબાર માથે ઝળુંભી ગઈ. ઘોડીને લાકડીઓનો માર પડયો. લાકડિયુંની પ્રાછટ પડતાં ઘોડી ઝટકી ભાગી. પગની ઝૂડયે બે પાંચ જણા તો ડાબાની પ્રાછટથી માંડ બચ્યા. જુવાનોએ ઘોડીની વાંહે હડી કાઢી. અંધારું થઈ ગયેલ. ઘોડી આઘી નીકળી ગઈ જાણી ખાંટસવાદિયા ગામમાં જઈ ઘોડી ઉપાડી જાઉં એવો વિચાર કરી ગામ ભણી ઊપડયા. કારણ કે તેને તો ઘોડી લઈ જવી હતી. દરબાર તો ઊભા થઈ શકે તેમ ન ન હતા.

ઘોડી ભાગી ઘરે ગઈ છે ને ઘોડી લઈ ભાગી છૂટશું તેવા વિચારે પાંચેય જણા ગામ ભણી ઊપડયા. ઘોડી ખેતરવાક આંકવો લઈ પાછી જ્યાં દરબાર પડયા હતા ત્યાં આવી. બેભાન દરબારને કેડેથી મોઢામાં ઉપાડીને ભાગી, તે ડેલીમાં થાતીક ઊંચા પડથારની ઓસરીએ ઝાકળીઆ પૂળાનો ઘા કરે તેમ ફગાવી દીધા. ડેલીએ પાછું વળીને ઘોડી જુએ ત્યાં ચારપાંચ જણાને ડેલીમાં આવતા જોયા ને ભૂરાંટી થઈ. હણહણાટી દેતી પગના ડાબાની ઝૂડયે બે જણાને પાડી દીધા ને તોફાને ચડી.

આવો પડતાળો ને દેકારો સાંભળી ઘરનાં ને ગામના માણસો ભેગા થઈ ગયા. બે જણ વાગીને પડેલા તેને પકડી લીધા. બીજા ત્રણ જણા અંધારાનો લાભ લઈ ભાગી છૂટયા. દરબાર મહીનોક પડદે રહી સાજા થઈ ગયા. આ વાતને બાવન વર્ષનાં વાણાં વાઈ ગયાં છતાં હજી કાળુડી ઘોડી વાર્તાકારની જીભે અમર છે. માનવીના સહવાસે ઘોડીમાં આવી ખાનદાનીના ગુણ આવ્યા હશે કે પછી ઘોડાંને સહવાસે માનવીમાં આ ગુણ પ્રગટયો હશે ?



તતથૈય તથૈય તથૈશ્ર તર્ખે, જુર ચાલ લર્ખે સુરબાલ જખેં;
હિય પૈ છબિહાર હમેલ હિલેં, સુમ માલ સુનારદ દીન ખિલેં.

અપ્સરાઓ ઘોડાની તતથૈ તતથૈ એવી ચાલ નિહાળી રહી હતી. આ સુંદર ચાલના ઠેકાથી ઘોડાના ગળે પહેરેલા હાર તાલબદ્ધ ઊછળતા હતા તે જાણે નૃત્યવેત્તા નારદજીએ પહેરાવ્યા હોય એવી શોભા અપતા હતા.

# લોકભાષામાં ઘોડાંનો સંસ્કાર

ડૉ. મગનભાઈ ગોંડલિયા (બગસરા)

તમે ય તે જયમલ્લભાઈ! લોકસાહિત્યનાં 'ઘોડાં હાંકી મેલ્યા છે,' 'તાણી ઝાલ્યાં ય રહેતાં નથી' પણ અમારૂં શું ? દિન ઊગે ને દિન આથમે ત્યાં તમારા કાગળિયા–ઘોડા પહોંચ્યા જ હોય કે "ઘોડાનું સાહિત્ય મોકલો."

મન તો ઘણું ય થાય કે ધંધામાંથી જરાક નવરાશ મળે તો 'બીજે ઘોડે જરૂર ચડીએ'. જો કે બીક તો લાગે જ કે 'બે ઘોડે ચડીએ તો ટાંગ બે થાઈ રહે ને કયારેક ભૂંડી મેળાઈના પડીએ.' સરકસના ખેલાડીની જેમ બે ઘોડે સવારી કરતાં થોડું ફાવે ?

જો કે આ જગતમાં ઘણા 'ઝાઝા ઘોડાંની અસવારી' બરાબર ઝીંકયે જાતા હોય છે, પણ એને તો રામનાં રખવાળાં જ સમજવાનાં ને! ઈ તો બાપા! 'ખેલ ખેલાડીના અને ઘોડા અસવારનાં.'

એવા ય ઘણા ભાળ્યા છે કે 'ઘરે ઘોડાં ને જાય પાળા.' મોઢાના મારી જેમ મોળા તે માગી જનારા જ મુસાફરી કર્યા કરતા હોય. પછી તેજી હોય એ ટારડા જેવાં પાછાં મળે. આજકાલ ઘણા મોટર માગી જાય છે તેમ. ઈ મોટર પાછી આવે ત્યારે રોલ્સરોયની ખટારી થઈ ગઈ હોય.

ધંધો દાકતરનો. ઘરે ઘોડાં રાખવાં પોસાય નહિ બાપ! ઘોડાં રાખે એને જ ઘોડાંના સાહિત્યમાં સમજ હોય. ઘોડા રાખવાં કાંઈ સલભા નથી. ઈ તો રાખનારા ને પૂછો તયેં ખબર પડે.

ત્રીસે દાણ ત્રણુસે, નાનાભાઇ પરણુશે;
હાથી ઘોડા લાવશે, પછી ગધેડે બેસાડશે.

આવી દશા પછી થાય છે મારા બાપલિયા! તમે લખવા માટે તાકીદ કરો છો પણ અમારા ધંધામાં 'દરદ ઘોડાવેગે આવે' એને મોટરના વેગે પહોંચી વળવાનું હોય છે. એમા ઘોડા વિષે વિચારવા કયારે બેસવું ?

તમારી વાતે ય સાચી છે કે 'ગધેડે મુલક લેવાતો હોત તો ઘોડાંનો કોઈ ભાવ પૂછત નહિ.' પણ આજે ઘોડાનું સ્થાન મોટરૂં ને વિમાનોએ લીધું છે. જો કે સમાજવાદ સમાજવાદ સૌ કરે છે પણ હજી 'રાજકારણનો ભણ્યો ગણ્યો ઘોડે ચડે ને ન ભણ્યો તે આગળ દોડે' એવી દશા છે આગળના જમાનામાં એટલા માટે તો ઘોડાં માગતા કે:

લાડ દે, લડામન દે, લડાનેવાલા સંગ દે;
બેઠનેકુ ટટ્ટુ દે ઔર પોઢનેકુ પટ્ટુ દે.

પગ લાંબા કરવા જેવી પગતાણ ન હોય ત્યાં ઘોડા બાંધવા કયાં ? ઘોડા માટે તો:

સાંકડ ઠાણાં બાંધણાં, આછાં નીરણ ઘાસ;
પાની પીનેકું તબડકી, તુરગનો કરે નાશ.

આવું છે. ભાઇ! જેને પગતાણ હોય એના ઘરે તો 'ઘોડાંની ઓગઠમાં ગાય નભે.' બાકી તો 'રળે બળદ ને ખાય તુરંગ' જેવું થાય. વળી આ ઉંમરે ઘોડે હવે કયાં ચડવું ? પછી 'ઘરડી ઘોડી ને લાલ લગામ, ચડનેવાલા મેં જવાન' જેવું થાય

ઘોડાંને રાખ્યે ય ઝટ સવાદ થોડો આવી જાય છે?

લોહ લકંડ ને ચામડાં, એનાં શાં વખાણ;
વહુ વછેરાં ને છોકરાં, નીમડીઆ પરમાણ.

એ તો નીવડે ત્યારે ખબર પડે, નહિતર બાપા 'રજપૂતાં ને રેવતાં, હાથ વછૂટયાં જાય.' એક વખત વછૂટી ગયાં પછી ખલાસ. ચીલે ચીલે ચાલે એવાં ઘોડાં તો મહાલક્ષ્મીની રેસમાં હાલે. બાકી તો 'તીન હી ચીલે ના ચલે, અશ્વ શેર સપૂત.' એવાં ઘોડા હોય તો કાંઈક સવાદે ય ખરો.

'ઘોડે તો ઘણાય ચડે છે,' ને પડે છે ય ઘણા. આજકાલ ઈ કયાં લેવા જેવું પડે તેમ છે! સૌથી મોટાં પદ મળ્યે ય ઈ ખુરશીને ત્રણ ટાંગાનું ટારડું

જ સમજવું. અત્યારે તો સૌએ "ઘોડાં હાંકી મેલ્યાં છે' કે 'લાવ ઘોડો ને ચડાવ વરઘોડો.' પણ વાહિયાથી સવેલાં ઊપડી જાય એનું શું ?

હવે એનાં સુખ દુઃખ લગાડવાં ય નકામાં છે. રોજ બેબિયાં બદલે એટલે ઘેરયારખાં થોડું થઈ જવાય છે ? જેમ 'ગધેડીને ગંગામાં નવરાવો એટલે ઘોડી ન થઈ જાય.' 'ક્યાં ઘોડું ને ક્યાં ગધેડું ?' 'નામ ફરવાથી ગદ્ધો ન ફરે.' ઈ તો હોય ઈ નો ઈ રિયે. આજનાં બધાં સાટાં એવાં છે, 'ખાઈ ઊઠીને બલોયાં નહિ અને પછી ઘોડાંનાં સાટાં કરે' તેવું. પછી :

ખાપ ચડતા ખાવળિયે, ને મા વીણતાં કોડી;
એના દીકરા ઘોડે ચડે, ઇ વાત કાંઇ થોડી !

એના જેવું થાય. પાકે નાણે પૈસાદાર ન થવાય ભાઈ ! પછી ઉછી ઉધારાના પૈસાનાં વ્યાજ ચડે ત્યારે ખબર પડે. એ 'વ્યાજ તો ઘોડાં છોડાવે,' કારણ કે 'વ્યાજના ઘોડાને કોઈ ન પહોંચે.' પછી 'આંધો અસવાર એનો અલ્લા રખવાળ.'

સાચું કહું તો તમે મારું ભવન ફેરવી નાખ્યું છે. નવરો પડું ને 'ઘોડાં મગજમાં હમચી ખૂંદવા માંડે" બપોરે એક દિવસ બે ઘડી આરામ કરવા આડે પડખે થયો ત્યાં અવાજ આવ્યો :

કુદ ઘોડા કુદ,
તારી નાડીઓમાં દૂધ
ઘોડો બાંધ્યો બજાર
ઘોડો ખાય ચણાની દાળ
તું તો નાનો છો ત્યાં કૂદ
મોટો થૈશ, ઢીંકા ખૈશ
તું તો શેરીએ ભાગ્યો જૈશ.

સડપ ઊભો થઈને બારીએ ડોકું કાઢું ત્યાં તમારાં બેન ઓશરીમાં લાંબા પગ કરીને ભાઇ શિવુના છોકરાને બે હાથમાં કુદાવીને રમાડે. તમે કહ્યા કરો છો કે ઘોડાં જાવા બેઠાં, પણ આ 'ઘોડાં તો ઘરમાં ગરી ગયાં,' બાળ ઉછેરમાં દાખલ થઈ ગયાં. મોટો છોકરો ઘોડિયાના ઉપર માથે બેઠો બેઠો ઘોડો હાંકયા કરે. મને પહેલીવાર વિચાર ઝબકયો કે આ ઘોડિયું તો ખરેખર ઘોડો જ છે, આગળ જરૂર એને ઘોડા-મુખ હોવાં જોઈએ. અને એના નામ ઉપરથી જ ઘોડિયું નામ પડ્યું હશે. ચાર પાયા એ ઘોડિયાના ચાર પગ જ છે ને ! હવે છોકરાં ધાવણાં હોય ત્યારથી ઘોડે ઝૂલે એ ઘોડા આપણા સંસ્કારમાંથી કેમ જાય ?

હું તો છાનોમાનો પથારીમાં જઈને પડયો. ઘોડે મારો કેડો ન છોડયો. 'મન કાંઈક ઘોડા ઘડવા માંડયું" મને થયું કે તમે સાવ સાચા છો. લોકસાહિત્ય એટલે ગળથૂથી થી જે સંસ્કાર બાળકને પવાય છે ત્યાંથી તમે એ સંસ્કારને પકડયા છે. એ સંસ્કાર ઉપર સુરેખ ઘડતર થાય તો પૃથ્વી પર સ્વર્ગ ઊતરે. નહિ તો કયાં બાળક ને કયાં ઘોડો !

ખબર ન પડે એવી રીતે જન્મથી મૃત્યુ સુધીના એક પ્રાકૃતિક ઘડતરની કેવી સુસંબદ્ધ સંસ્કાર સંકલના આપણી સંસ્કૃતિમાં ગોઠવાઈ ગયેલી છે? માનવી પ્રકૃતિનો પરિચય જ નહિ પણ આત્મીયતા કેળવતો જાય અને પ્રકૃતિથી જુદો પડીને સ્વાર્થાંધ ન બને એવી રૂડી રચના જોઈને મને સંસ્કૃતિનો ખ્યાલ આવ્યો કે શું કરવા તમે આ બધી ઉપાધિ વહોરી રહ્યા છો ?

આમ 'મનના ઘોડા ઊપડયા' તે ઊપડયા. બોલ્યું 'ઘોડું તો ઠેકવા જાય ને પગ ભાગે' પછી એનો સાંધો જ ન મળે. મનના ઘોડાનું સુખ કહો કે દુઃખ પણ એ કદી પડતા ય નથી અને વિરમતાય નથી. હજી આમ વિચારું છું ત્યાં તમારાં બહેને છોકરાને ઘોડિયામાં નાખીને સુવરાવતાં હશે, કાંઈક અવાજ આવતો હશે ને છોકરું નહિ સૂતું હોય. આ સ્થિતિને ય હાલરડે કેવી સીંચોળાઈ છે ! પછી તો કાન સરવા થઈ ગયા. આવાં હાલરડાં તો મને લાગે છે કે મારાં બાએ ગાયાં હશે તેદી ય નહિ સાંભળ્યાં હોય :

ઘોડાની પડઘી વાગે
ભાઇ મારો નીંદરમાંથી જાગે
ભાઇ ભાઈ હું રે કરૂં
ભાઈની વાંસે હું રે ફરૂં

મારું ભવન ફરી ગયું. બીજું કાંઇ સૂઝે જ નહિ માંડ માંડ ધંધામાં જીવ પરોવ્યો ત્યાં એક નાની

છોડી બજારમાં એની મા આગળ ઠેકતી ઠેકતી જાય. એની માએ રાડ નાખી 'શું રાંદલના ઘોડાની જેમ કૂદ છ !'

આલેલે ! હવે તો કાન માંડું ત્યાં ઘોડાં સિવાય બીજો શબ્દ કાન પકડતો નથી. થોડી વાર થઈ ને કોઈ છેલબટાઉ બનીઠનીને લડિયલની જેમ નીકળ્યો. પાછળથી કોઈ બોલ્યું. "ઘોડો ! ઘોડો !" એક આ ઘોડાના ઉચ્ચારમાં જ કેટલું બધું કહી નાખ્યું ?

એ તો બધું ઠીક પણ આ મારા મનના ઘોડા 'જળ ઘોડલા'ની જેમ ઊપડી ચૂકયા તે પાછું મનને ધંધામાં કયારે પરોવા દે ? તમારો કાગળ આવે ને વિચારું કે 'ધીરે ધીરે રાવતાં, ધીરે સબ કુછ હોય.' પણ અનુભવ તો 'ઘોડાપૂર'નો થયો. આ તો ઓલ્યાં 'ટારડાને મારે ને તેજી કંપે' એના જેવું થઈ પડયું, વાતે ય સાચી છે ને ! 'પાણી વગરના ઘોડા ય શા કામના ?' 'પાની બિન હયકું, ખુદાઈ મેં ખરીદે નહિ.' મને થયું કે હવે મનના ઘોડાને પાછા વાળ્યા વગર છૂટકો નથી.

મન તોહે, કેહી બિધ કર સમજાવું !
ઘોડા હો તો લગામ લગાવું
ઉપર જીન કસાવું,
હોય સવાર તેરે પર બેઠું
ચાબુક લે કે ચલાઉં. – મન તોહે.

જયમલ્લભાઈ ! આ ગીત ગમે તેવા મહાન સંતે રચ્યું હોય પણ એમના દેશમાં જાતવંત ઘોડાનો દુકાળ હોવો જોઈએ. કારણ કે 'ચાબુક ટારડાને હોય, તેજીને ન હોય.' જાતવંત ઘોડા તો આપણાં મનને જાણીને મારગ કરતાં હોય છે. પણ મન જ આપણાં ગધાડા જેવાં હોય તો એમા ઘોડાં શુ કરે ? ગધેડાને તો ડફણા જ હોય ને ! બાકી 'ઘોડાં હોય ઈ તો ઘોડાંના રૂપમાં જ દોડે.'

ઘરમાં રંગરોગાન ચાલે, બપોરે દાડિયાંને કડિયો કહે 'જરા ઘોડો આ બાજુ લાવ'. રાતે બતી ગઈ, તમારાં બહેન ફાનસ સળગાવીને કહે "ધીરૂ ! ઘરમાંથી ફાનસ મૂકવા ઘોડી લાવ " ત્યા તો લાઈટ પાછી આવી. મેં બત્તી સામે જોયુ ને નજર ઘોડિયાટે ચોંટી રહી. મને થયું ઘોડા જશે પણ જયાં સુધી લોકસંસ્કૃતિ જીવશે ત્યાં સુધી ઘોડાનો સંસ્કાર નહિ જાય.

## માણકી ઘોડી

આ જાતવંત માણકી મૂળ લુવારિયાના પટેલની હતી. થોડા સમય પહેલાં બહારવટે નીકળેલ તે ખોડા આયરે તે લઈ લીધેલી. ઘોડી એના ધણીને મૂકીને ડગલુંય ન ભરે એવી ધણીવલી હતી. ભારે કીંમતે વડિયાના દ: શ્રી. સુરગવાળાએ તે ખરીદેલી. ત્યારબાદ આ ઘોડી હરસુરપુર દ. શ્રી પાસે આવી હતી. આ ઘોડી અસલ માણકી જાતની ઓલાદની છે.



# લોકજીવન અને સંસ્કૃતિમાં ઘોડો

લેખક અને આલેખક : ખોડીદાસ ભા. પરમાર (ભાવનગર)



અશોકકાલીન શિલ્પમાં અશ્વ

"કોઈ ઘોડો, કોઇ પરખડો, કોઇ શીલવંતી નાર
સરજનહારે સરજીઆ, તીનું રતન સંસાર."

આમ સૌરાષ્ટ્રનો લોકકવિ સૌરાષ્ટ્રના ત્રણેય રત્નોને રૂડી પેરે વખાણે છે. તોખાર ઘોડો, તેને પરખીને પલાણનારો માટી અને જોબનવંતી શીલ-સોહામણી નારી. આવા રૂપાળા અને શીલગુણે સરવા જનજનાવર સૌરાષ્ટ્રમાં સરજીને તો વિધાતાએ આપણા મલકને રૂડી રીતે શણગારી દીધો છે, અને તેમાંય કાઠિયાવાડની લોકસંસ્કૃતિમાં રૂપાળો રેવત તો અનેરૂં સ્થાન પામી ચૂકયો છે. લોકજીવનમાં ઘોડો અને ઘોડે-સ્વાર તેના રૂપ અને ખેડણહારની સલુકાઇથી એકરૂપે દર્શીત થાય છે ત્યારે લોકકવિ તેના ઉપર તો ઓવારી જાય છે. જેમકે :

"ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ઊણો નહિં;
એનું ભાલું ભરે આકાશ, મીટે ભાળેલ માંગડો.

આમ સૌરાષ્ટ્ર દેશીય રૂપલઢણમાં ઘોડો અને ઘોડેસ્વાર બંને સાથે જ કલ્પનામાં એકરૂપે કંડારાયા છે, જોડે જ ચીતરાયા છે એટલે ઘોડો અને ઘોડેસ્વા-રને ભિન્નરૂપે ન જોતાં એકરૂપે જ પ્રયોજ્યા છે. સૌરાષ્ટ્રની તળ ભોમકાને કાઠી અને તેના ઘોડા સાંપ-ડયા તે પહેલાંના પણ આ દેશમાં રેવંતના ઘણા એંધાણ મળી આવે છે. કૃષ્ણએ અર્જુનના રથના ઘોડાની લગામ ઝાલી, રૈવતક પર્વત ઉપરથી અર્જુન ઘોડવેલમાં બેસાડીને સુભદ્રાને હરી ગયો: વગેરે તો જાણીતું છે જ, તદ્દઉપરાંત પરદેશના સોદાગરો પણ ઘોડાના જહાજ લઈને સૌરાષ્ટ્રના બંદરોએ પણ ઊત-રતા જ. છતાં ઘોડો મૂળમાં તો આર્યલોકોની સાથે પાળેલ રૂપમાં ભારતમાં આવેલો જ કલ્પી શકાય છે.

ઘોડો એ ભારતીય તળ દ્રાવિડીજનરૂપની સંસ્કૃતિમાં કયાંય જોવા કે જાણવા મળતો નથી. મોહે—જો—ડેરો કે લોથલના ટીંબાના ઠીંકરા, ઠપ્પા (શીલ) કે માદળિયામાં કયાંય ઘોડાના રૂપની મહોર કંડાર મારેલી જડી જાણી નથી! તેથી તે કાળે આને ઘોડો ખાસ જાણીતો નથી તેવી કલ્પના કરી શકીએ. તે પછીંના કાળે ઉત્તરના સીમાડેથી ઉજળા આર્યલોકો દોડી આવ્યા,



[અજંતાની ગુફામાંનું હસતા ઘોડાનું રેખાંકન]

તે ઘોડે પલાણ માંડીને તેમજ રથે પણ ઘોડા જોતરીને આવ્યા. આમ અશ્વ અને વેદગાથા ભારતમાં સાથે જ આવ્યા. તે કાળે ભારતભુમિમાં અશ્વ હશે ? તે



[અપભ્રંશ શૈલીમાં ચીતરાયેલ જૈનપોથીનો અશ્વ]

જંગલી અવસ્થામાં હશે ? કોઈએ તેને કેળવ્યો નહિ હોય ? અથવા ભારતના કોઈ નીચાણના પ્રદેશમાં હશે અને અશ્વોનું ટોળું ખુંખાર થઈને ભાગતું હશે તેથી કોઈએ તેને કાબુમાં લેવાનો પ્રયત્ન નહિ કર્યો હોય ? આવા પ્રશ્નો ઉપસ્થિત થાય ખરા પણ આવેતું અશ્વારોહી આર્યોએ પોતાના અશ્વના બળથી અને તરલગતિથી દ્રાવિડીઅન રાજવીઓના કિલ્લા છીત્યા તે પ્રતિત થયેલી વાત છે.

આમ અશ્વ અને આર્યોએ તળભારતીય દ્રવિડીઅન સંસ્કૃતિના કિલ્લાઓ પોતાના અશ્વના ઓથારમાં રહીને લીધા અને ત્રિપુરારી કહેવાયા એ અશ્વોની ગતિ, બળ, શીઘ્રરૂપનું દર્શન પછીના પૌરાણિક કાળમાં વિશેષ જોવા મળે છે. રથી, મહારથી, અતિરથી તેવાં નામો ઉપરાંત અશ્વ–માનવયોનિની દંતકથાઓ પણ પુરાણમાં મળી રહે છે. જેમ કે અશ્વતરા ઘોડીની વાત, હર્યશ્વની વાત, અશ્વમુખા દેવઘોડો અશ્વિનીકુમારની વાત, સૂર્યના સાત ઘોડાના રૂપકની વાત, વગેરેની ભાળ મળે છે તે પછી જૈનકથા તેમજ જાતકમાંથી પણ ઘોડાની વાતો મળે છે. તેમાં લોકવારતાઓ પણ સમાવી લેવાઈ છે તેમ માની શકાય તેવું છે. શિષ્ટ-સંસ્કૃત તેમજ પાણિનીના સૂત્ર, ચાણક્યના અર્થશાસ્ત્રમાં ઘોડાના જાતીય સ્વભાવ અને ઘોડાના બેડાના વળનો ઉલ્લેખ થયો છે. પાણિનીએ તો ઘોડો, કૂતરો અને ઈન્દ્રને એક જ સૂત્રે બાંધ્યા છે ભાસના સંસ્કૃત નાટકમાં બાલ્હિક, પુન્દ્રિક, પારસીક વગેરે દેશના ઘોડાના ઉલ્લેખો મળે છે. તો કાલિદાસે પોતાની કૃતિઓમાં રથના અશ્વનો વેગ ગતિભર્યો વર્ણવ્યો છે. ભવભૂતિએ "ઉત્તરરામ ચરિત" માં રામના અશ્વમેધના ઘોડાને જોઈને વાલ્મિકિ આશ્રમના તે કાળના વિદ્યાર્થીઓ કંઈક નવીન જાતનું પશુ તેઓ જુએ છે તેમ લખ્યું છે



[રાજપૂત કલમમાં ચીતરાયેલ અશ્વ]



[ પહાડી કલમમાં ચીતરાયેલ અશ્વ ]

વાહનરૂપે બની ગયો છે. આમ તે કાળે સર્વોપરી ગણાતા મહાબળના પ્રતીકરૂપે ઘોડો બધે જ દેખાય છે 'કાદંબરી' જેવી વાર્તામાં, તો માનવી અને અશ્વના અદલબદલ અવતાર પણ લેખાવા શરૂ થઈ ગયાં છે. અને પછી ઘોડાના અર્ધ દૈવીરૂપો પણ પ્રયોજાવા શરૂ થઈ ગયાં છે. જેમ કે શરીરબળ ઘોડાનું અને તેને નિયમમાં રાખનાર મગજ માણસનું, શરીર ઘોડાનું અને તેને પાંખો પંખીની. આમ, બુદ્ધિ, બળ અને ગતિ ત્રણને એક સાથોસાથ સંયોજીત કરીને બનાવેલું "દુલદુલ" ઘણા ચિત્રોમાં જોવા મળે છે, વળી ઘોડો અને અર્જુન જગતમાં પૂર્ણ પુરુષ છે તેમ લોકોએ તારવ્યું છે, તેનું કારણ ઘોડાને તેમજ અર્જુનને છાતીએ થાનેલાંના નિશાન નથી તે છે. વળી લોકોમાં એક એવી રસિક માન્યતા છે કે પહેલાં છોકરાઓ કહે છે આ જનાવરના પગની ખરીમાં ગાય જેવી ફાટ નથી, તેના પોદળો ગોળ ગોળ લાડુડીઓ જેવો છે, તેથી આ કયું પ્રાણી હશે? તેમ વિચારે છે. આમ રામાયણના સમયની આસપાસ દૂર જંગલના આશ્રમ સુધી ઘોડો જાણીતો નહોતો તે અહીં જોઈ શકાય છે, એટલે આશરે ઈ. પૂ. ૧૫૦૦ થી ૧૮૦૦ વર્ષ પહેલાં ગ્રામજીવનના તળઉંડાણ સુધી અશ્વ પહોંચી શકયો નહોતો તેમ અનુમાન કરી શકાય તેવું છે.

પૂર્વ મધ્યકાળમાં બાણ વગેરેની કૃતિઓમાં અશ્વ અવનવા રૂપે દર્શીત થાય છે. તે કાળે મહાબળનાં પ્રતીકનું રૂપ ઘોડામાં આરોપાય છે. વળી ઘોડાના અથાક બળ, શરીર–જોમને કારણે ઘોડો અતિ વિલાસી જાતીય વૃત્તિનું પ્રતીક–વાજીકરણ રૂપે પણ પ્રયોજાવા માંડયો છે. તે કાળે અશ્વ સ્ત્રી અને પુરુષ બંનેના

તો ઘોડાને પાંખો હતી. તેના ગુમાનથી ઘોડો પૂર જોસમાં ઊડાઊડ કરતો અને કંઈકને હડફેટે ચડાવતો, તેથી દેવે શાપ આપીને ઘોડાની પાંખો ખેરવી નાખી, પણ તે પાંખોનાં મૂળનાં નિશાન આજે પણ ઘોડાના આગલા પગના ગોઠણ ઉપરના અંદરના ભાગે ભીંગડા વળેલા જોઈ શકાય છે.

સૌરાષ્ટ્રમાં પાળિયા ખાંભીના પ્રતીકરૂપે કંડારાયેલ ઘોડો અને ઘોડેસ્વારનું શોભન ઈ. સ.ની ૬ઠી ૭મી સદી જેટલું જૂનું છે. તેનો લેખિત ઉલ્લેખ બાણના હર્ષ ચરિતમાં* મળે છે. તે પહેલાં પણ 'ભારૂત' સાંચીના સ્તૂપમાં આવા જ ઘોડા અને ઘોડે-

(જુઓ હર્ષચરિત એક સાંસ્કૃતિક અધ્યયન. ડો. વાસુદેવશરણ અગ્રવાલ)

રવાર કંડારાયેલ મળી આવે છે.

મધ્યકાળ દરમ્યાન ભારતીય જનજીવનમાં ઝડપી વાહન તરીકે મુખ્યત્વે ઘોડો જ ભાગ ભજવે છે. સાહિત્ય, કળા, શિલ્પ, લોકાચાર વગેરેમાં ઘોડો આ કાળે અનેકરૂપે વિહરતો જોવા મળે છે. જરાકે સુખી માનવી પોતાને ઘેર ઘોડો રાખતો જ અને ઘોડો પણ શીલગુણે એવું સરવું અને સમજણરખું પ્રાણી છે કે પોતાના માલિકને તે તરછોડતો નથી. વળી સાનસમજવાળુ પ્રાણી હોવાથી સૌ વિશેષ ઘોડાને જ ચાહતા થઈ ગયા, આવા વફાદાર ઘોડાં નીવડેલાં તેથી જ.

સૌરાષ્ટ્રના કાઠીકુળના જતન કરીને વંશવેલા જાળવેલા ઘોડાં મલક આખામાં વખણાય છે ઘોડાં પૂજનીય મનાય છે તેથી તેના થાનકે ઘણા તો ધૂપ-દીપ પણ કરે છે. અને ઘોડાંના જીવની જેમ જતન કરે છે: કાઠી કોમે ખાસ કરીને જાતવાન ઘોડાંના કૂળ સાચવ્યાં છે, તેમાં વર્ણસંકરતા પેસવા દીધી નથી. આવાં ઘોડાંની તો સૌરાષ્ટ્રમાં અનેક વાતો લખાય છે. સ્વ. મેઘાણીજીએ "ઘોડી અને ઘોડેસ્વાર" "હાલ્ય બાવા ઘોડી ભેડવીએ" વગેરે જેવી વાર્તાઓ લખીને શીલસરવા ઘોડાંના રૂપાળાં દર્શન કરાવ્યાં છે.

કાઠિયાવાડી–કાઠીઘોડાંની એક એવી દંતકથા છે કે, એક કાઠી ઠાકોરને દેવના છત્તર જેવી જાતવાન વછેરી, આ વછેરીને તે જીવની જેમ જાળવે. એક દિવસ તેનો ઠાણિયો તેને દરિયાકાંઠે ચારવા લઈ ગયેલો. ત્યાં વછેરી ચરતી હતી અને ઠાણિયો સૂઈ ગયો. વછેરી ચરતી ચરતી દરિયા કાંઠા લગોલગ પહોંચી ગઈ. જુવાન વછેરીની ગ્રાણ આવવાથી દરિયાપીરનો દેવતાઈ ઘોડો દરિયામાંથી બહાર આવ્યો અને વછેરી સાથે ગેલ કરીને તેને આળોડી ગયો. વછેરી સભર બની, કાઠી દરબારને મનમાં શંકા પેઠેલી કે રેંજીવેંજી ટારડાથી વછેરી આળોટાણી હશે તો ભૂંડી થશે. પણ વછેરીએ ઠાણ દીધું અને જે વછેરો જન્મ્યો તે અનોખો અને તેજસ્વી હતો. આમ આ વછેરાની જે ઓલાદ થઈ તે કાઠીકુળમાં પળાતાં ઘોડાંમાં– તેથી જ તે ઘોડાને સૌ 'પીરાણા' માનવા લાગ્યા.

આમ કંઠોકંઠ વહેતી દરિયાપીરના ઘોડાની અને વછેરીની વાતમાં કશું તથ્ય હશે ? પણ વ્યવહારિક રીતે જોતાં એમ કંઈક કલ્પના કરી શકાય કે તે કાળે ભારતમાં અરબસ્તાનથી ઘોડાંના સોદાગરો જાતવાન ઘોડાં લઈને ભારતમાં વેચવા આવતા. તેમાંથી કોઈ ઘોડાંનું વહાણ વાવાઝોડામાં સપડાયું હોય, ડૂબી ગયું હોય અને તેમાંથી કોઈ રૂપાળો જુવાન વછેરો તરીને કાંઠે આવ્યો હોય અને વછેરીને આળોડીને ક્યાંક



[સુવરનો શિકાર : બુંદી કલમનું ચિત્ર]

ભાગી ગયો હોય તે બનવા સંભવિત છે. આવી રીતે અરબી–કાઠિયાવાડીથી ઉત્પન્ન થયેલ કાઠિયાવાડી ઘોડાની ઉત્પત્તિ ન કલ્પી શકાય ? વિચાર કરવા જેવું છે.

મધ્યકાલીન સાહિત્ય, કલા અને લોકસંસ્કૃતિમાં ઘોડો અનેક ઠામ ઠેકાણે ઉલ્લેખાયો છે. તેમાંય સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં તો ઘોડો ઠેર ઠેર રમતો ભમતો ફરે છે, લોકકથા, કહેવત, ગીત, કારીગરી, શિલ્પ અને ચિત્રમાં અનેક દશ્યરૂપે તે દેખાય છે, અને લોકગીતોમાં તો હલકે બવાયો છે. જેમકે,

"ઘોડી રે વીરા પાદર જઈને પારખજો,
ઘોડીની ડોકે ખળકે છે એલ માદળિયાં."



[ ૧૯મી સદીથી પોથીચિત્રણમાં ઘોડો ]



[ માટીના રમકડાનો ઘોડો ]

"મારા ઘોડાં ખડ નો ખાય,
મારા ઘોડાં પાણી નો પીવે,
ખાય રૂડા નાગર વેલ્યના પાંદડાં હોજી."

*

"એકલંકી ઘોડીને નવલાં વછેરાં રે,
કયોને ઘોડી કયાં થળે જાઉં રે,
કિયાભાઇની ઘોડી રે."

આમ લગ્નગીત, રાસડા, ધોળ, હાલરડાં વગેરેમાં ઘોડા કરતાં ઘોડીને વિશેષ નવાજી છે. તેનું કારણ લોકો ઘોડી વિશેષ રાખે છે, કારણ કે તે વછેરૂં આપે ઉપરાંત નરઘોડો કોઈકવાર સૌના દેખતાં ઘરમાં ભૂંડા લગાડે છે. વળી લોકવાર્તામાં તો રાજાની રાણીને કુંવર અવતરે અને ઘરઘોડી પણ વછેરાનું ઠાણુ દે, બંનેય દિવસે ન વધે એની કરતાં વધારે રાત્રે વધે, અને રાતથી પણ દિવસે વધારે વધતાં મોટાં થઇને, કુંવર વછેરો પલાણીને પરાક્રમ કરવા દેશ દેશાવર ઊપડી જાય. અને કુંવરનો ઘોડો અનેક મુશ્કેલીમાંથી પાર કરી, ઘણી રાજકુંવરીઓને વરીને કુંવર ઘેર આવે, સૌ સારાવાના થઇ રહે. આવા વળાંની અનેક અદ્‌ભુત અને ચમત્કારિક વાતો રચાઈ છે. વળી ખુંખાર જંગના મેદાનમાંથી, મેઘના તાંડવવચ્ચેથી પોતાના ધણીનું રક્ષણ કર્યું હોય અને તેને સહીસલામત સ્થળે લઈ જાય તેવા ઘોડાં પણ લોકકથાઓમાં અનેરી રીતે વર્ણવાયા છે.



[ લોકભરતમાં ઘોડો ]



[ પાળિયાના પ્રતિક તરીકે ઘોડો અને ઘોડેસ્વાર ]

લોકજીવન વિશેષ પ્રકૃતિપરાયણ હોવાથી પ્રકૃતિના દરેક તત્વને લોકો પોતીકા જેવાં જ ગણીને જીવન સાથે વણી લે છે. આ જ રીતે ઘોડુ પણ માનવજીવન અને કવન કહેવતમાં પશુ–માનવીનો ભેદ ભૂંસીને સ્થાન પામ્યું છે. જેમકે સ્વસ્થ તંદુરસ્તને "ઘોડા જેવો" તોફાની, અને નુકસાનકારકને "કટકના ઘોડાં જેવો," ન સચવાય તેવા ને આળવીતરાંને "કાઠીના ઘોડાં જેવા", કે રોગને માટે "રોગ આવે ઘોડા વેગે અને જાય કીડી વેગે." નદીપૂરને 'ઘોડાપૂર" અંતિમ પળને માટે "ઘોડેઘોડા લઈ ગયા." ઉતાવળ કરનારને "ઘોડે ચડીને આવ્યો છે ?" તાત્કાલિક માણસને કે રંગીભંગી માણસને માટે "ઘોડે ચડયો અને ઊપડયો." વળી કોઈની સાયબી



[ લોકભરતના કાપડમાં ઘોડાનું છાપકામ ]

જોઈને તરાત "ફૂલીને વખાણ કરે ત્યારે "જમાઈને ઘોડો ને સાસુને હસણાં" લોકજીવનમાં કોઈ પહેરવા ઓઢવામાં ઔચિત્યભંગ કરે ત્યારે મહેરમાં "ઘરડું ઘોડુ ને લાલ લગામ" આમ લોકજીવનમાં ઘોડા ઉપરથી અનેક વાત કહેવત કે ખીજવણીઓ ઊતરી આવી છે.

ઘોડું ઉપયોગી, વફાદાર અને લક્ષણવંતુ મનાતું હોવાથી ગ્રામલોકો તેને "દેવમુનિ" કે રામાપીરના વાહન તરીકે પૂજે છે. વાછડાવીર અને પીરના થાનકે રમકડાંના ઘોડાં ચડાવે છે. ઘોડો આ દેવોનું વાહન હોવાથી લોકો આવી માનના કરે છે. લક્ષણ પારખુ માનવી ઘોડાની એબ અને સારા લક્ષણ પારખી જાય છે.



[ લાકડાના રમકડાંમાં ઘોડો ]

ઘણીવાર તો શરીર ઉપરની સંજ્ઞાઓ ઉપરથી પણ લક્ષણ, અપલક્ષણવાળુ ઘોડું છે તે કોઈ કહી શકે છે. અપલક્ષણવાળું ઘોડું અપશુકનિયાળ અને ખોડવાળું મનાય છે, જેને ઘેર હોય તેને તે ઘોડું નુકસાની આણે છે, એટલે સમજણવાળા આવુ ઘોડું ઘેર રાખતા નથી. ઘોડું જો પગે ખોટું થાય તો તે સાજું થઈ શકતું નથી, તેથી ઘણીવાર આ રીતે ઘોડું દુઃખી ન થાય તેથી લોકો તેને ગૂડી નાખે છે. અને લોકકવિ પણ અહીં એ જ કહે છે ને ?

"મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ;
ઘોડો ભાંગ્યો ખેલતાં, એને નોં સાંધો નોં રેણ.'

લક્ષણવંતા ઘોડા, તેની જાતો, વગેરેનું ચારણ કવિઓ અને બારોટોએ રૂડી પેરે વર્ણન કર્યું છે. આમ ઘોડાના પ્રશસ્તિ ગીતો ભાટચારણોએ જ વધારે રચ્યાં છે.

લલિતકળાઓમાં તો અશોકકાલીન કંડારશિલ્પ-માં ઘોડાના શિલ્પ મળે છે. રાજ્યચક્રની નીચે ગતિના પ્રતીકરૂપે દોડતો ઘોડો અનેક ઠેકાણે છીછરા તક્ષણકામથી કંડારાયો છે. ભારૂત, સાંચી, બોધગયા વગેરેમાં તોરણ તેમજ દીવાલના પાટડામાં પણ ઘોડા, ઘોડેસ્વાર અને રથે જોડેલાં ઘોડાના રૂપનાં ચિત્રો જોઈ શકીએ છીએ. અજંતાની ગુફામાં ઘોડાંના રૂપના ચિત્રો કરીને તો ચિત્રકારે કમાલ કરી છે! એક હસતા ઘોડાનું રેખાંકન તો અદ્ભુત છે. આમ ગુપ્તકાળમાં ઘોડો વિવિધ મંડનરૂપ બની ગયો છે. ગરીબનો પુતર ઘોડે તો ન ચડી શકે પણ રમી તો શકે તેથી ધરાકૂટ (ટેરાકોટા)ના માટીના ઘોડા રમકડાં રૂપે ઠેર ઠેરથી સાંપડે છે. પૂર્વ મધ્યકાળની અપભ્રંશ કલમમાં ઘોડો વધારે શોભનમંડિત થતો ગયો છે, જેમાં અશ્વના રૂપમાં થોડીક છૂટ લઈને આકાર વધારે કમનીય અને નાજુક કલ્પાયો છે. તો રાજપૂત અને મુઘલકલમમાં ઘોડાના રૂપને માથે શગ ચડાવાઈ છે. થનગનતા ઘોડાને પાતળ-પગા અને ડોકળગે નિમાળેલા મોરલા જેવા ચીતર્યા છે. જે ચિત્રમાં બેનમૂન બની ગયા છે. અને પહાડી કલમના પગે મેંદી મૂકેલા ઘોડા તો ઘોડા ઘાટમાં ઘૂંટાયેલ કલમે સર્વરૂપ ચંપન્ન બનીને અવતાર પામ્યા છે. અહીં ઘોડાના આકાર, રૂપ, સુડોળતાની પરિસીમા લગી પહોંચી જવાયું છે. જ્યારે આજની અર્વાચીન કળામાં ઘોડાના દેહઘાટ કરતાં ઘોડાનું આંતરિકરૂપ કે ઘોડબળની ગતિને કલાકાર અમૂર્તમાંથી મૂર્તરૂપે પ્રયોજવા પ્રયત્ન કરે છે. જે આધુનિક કળામાં જરૂર જોઈ શકીએ છીએ.

સૌરાષ્ટ્રની લોકકળામાં ઘોડાના ચિત્રો તો ઠેર ઠેર જોવા મળે છે. તેમાંય સલાટીશૈલીના ભીંતચિત્રોમાં ઘોડાંની જાત અને લક્ષણો ઉપર વધારે ભાર મુકાયો છે. તે ઉપરાંત લોકજીવનમાં ઘરના સમાન ઉપસ્કરો વગેરેમાં ઘોડો બધે જ અનેકરૂપે ફરે છે. બાળકને પોઢાડવાના "ઘોડિયા"ની રચના અને નામ પણ ઘોડા ઉપરથી જ આવ્યું લાગે છે. વળી રમવાના રમકડાંમાં ઘોડો, ઘોડવેલ, પાઘડી ભરાવવાની ખીંતીઓ પણ ઘોડામુખો ઘોડલો, ઓદડા રાખવાના ડામચિયાના પાયા ઉપર, અભરાઈના નીચેના ટેકણ ઉપર બધે જ ઘોડામુખના શોભનો હરે ફરે છે.

અશ્વ ભલે આર્ય સાથે ભારતમાં આવ્યો પણ આજે તો લોકસંસ્કૃતિમાં તળ ઊંડે સુધી તે પહોંચી ગયો છે. "ઘોડો" શબ્દનામ પણ દેશ્ય જ છે.

આમ આર્યોનો વાહક અશ્વ પૌરાણિક કાળમાં સમુદ્રમંથનમાંથી મહામહેનતે સાંપડેલ રત્ન સમો બની ગયો, અને કયા પુરાણ કાળમાં તો તે નિષ્કલંક દેવના પ્રતીકરૂપ બનીને દેવરૂપ થઈ ગયો છે.



[ કટાવકામમાં ઘોડેસ્વારો ]

# મોજુડો

જુગતરામ વ્યાસ (વીરપરડા)

વીસાવદરનું લેરખડું ગામ લેરિયા. મુખ્ય વસતી કણબી પટેલની, બેપાંચ કાઠી દરબારો અને ગામધણી બાબી દરબારો. રાણપુરના શેરખાનજીની ભલામણથી ઝવેર–બેચરની ભવાઈ મંડળી આજ લેરિયા રમવા આવી છે. બાબી દરબારો બે ભાઈ. નાના મોટાને તારવવા મુશ્કેલ પડે એવી રૂપાળી અણસાર, બેય રંગીલા. રાતની રમતના આનંદ વધામણાં આજુબાજુના ગામોમાં મોકલાવી દીધાં. રાતની રમતની ઉમંગભર તૈયારીઓ અદરાવી.

ટોળાના નાયકે કઈ રમત રમવી એનો હુકમ માગ્યો. બાબી દરબારે મોજમાં આવીને કહ્યું કે "મિયાં બીબીનો, બાકી તમારી ને ગામ બધાની મરજી."

રમત નક્કી થઈ ગઈ. રોઢો ઢળતાં સોરઠી ગાવણું શરૂ થયું. અકડાઠઠ ડાયરો ભરાણો છે. ગાયકના કંઠે ડાયરો ભીંજાવા માંડ્યો છે. બરાબર રંગ જામતાં ગાયકે બાબી દરબાર સામે સૂચક નજરે દુહો છેડ્યો:

**સોરઠિયો દુહો ભલો, કપડો ભલો સફેદ;**
**નારી નવલક્ષણી ભલી, અશ્વ ભલો કુમેદ.**

જાનારની પાછળના બીજા પણ સૂરમાં સૂર મીલાવી રહ્યા કે "અશ્વ ભલો કુમેદ" ગાયકવૃંદે દુહાને દોહરાવતા જઈને "અશ્વ ભલો કુમેદ"નું આભામંડળ રચી દીધું. ઘડીક તો સૌના દિલમાં ઘોડા ઘોડા થઈ રહ્યું ને કૈંકના ઘટમાં ઘોડાં થનગનવા લાગ્યાં. બાબી જુવાનોને મોજના તોરા છૂટવા માંડ્યા. મગજમાં "અશ્વ ભલો કુમેદ"ના ઘોડા હમચી ખૂંદવા માંડ્યા.

ગાવણું પૂરું થયું. સંધ્યા આરતીનું ટાણું થયું, ઝાલરો રણઝણી ઊઠી, લાંબે પને ચોપાઈ કીરતનની સરાવલિઓ વ.દળને વીંજતી ધ્રુવપદ છેડી રહી હોય કે:

**ઘોડીને લલવટ ગાલમશૂરિયાં**
**ઘોડી રે રાજા રામની.**

ચોકમાં ખાટલા ઢળાઈ ગયા છે. રમત હજી શરૂ નથી થઈ ત્યાં ખીચોખીચ મેદની જામી છે. રમતની શરૂઆત થઈ. જગદંબાને બે ભૂંગળથી આવાહન અપાણું. વેશમાં ગણપતિએ આવીને ચારે દિશાના સુમંગળ સ્થાપ્યાં. પછી બુખારાનો બાદશાહજાદો ફકીરી હાલ બતાવતો (નટાવો) આવ્યો. હવે આવે છે મિયાં બીબી.

બીજા પહોરની રાતના મૃદંગ–પખવાજ ઉપર ચોળાફળી જેવાં પાતળાં આંગળે નાટારંભ થવા લાગ્યા. ઝાંઝની પડતાળ પડી. પખાજી કેળવાયેલા રાગે લલકારી ઊઠ્યો.

**આશા પ્યારી જે કરે, આશા મ કોઈની ભંગ;**
**પારાધિ પાછો ના વાળે, ખાણુ ન હરણું અંગ.**

ત્યાં તો સૌની આશાને સમિયારો દેતી રૂમઝુમ બીબી આવી. બીબીનો વેશ લેનાર બેચર નાયકે પોતાની બધી કલાસૂઝ એક જ વેશમાં ઢાલવી દીધી હતી. એ વેશ જોઈને તો રાણપુરના શેરખાનજીએ પોતાની બીબી સાથેના ત્રણ ત્રણ વરસના અબોલા તોડી નાખેલા.

બરાબર રંગત જામી ત્યાં ઘોડીવારે મિંયાના વેશમાં બેચર નાયકનો જોડીદાર ઝવેર નાયક પણ ખુરબોદાર ફાંકડો થઈને આવ્યો. પોતપોતાની ભૂમિકામાં આ ઝવલા–બેચર મટીને મિંયા બીબી જ દેખાવા લાગ્યા.

ત્યાં ભવાઈના રંગમાં ગરકાવ થયેલા હાથરાને વીંધીને એક બુલંદ અવાજ સંભળાણો કે: "બાબી બાપુ નાયકને મોજુડો ઘોડો આપે છે."

આવી અણમૂલ ભેટનો અવાજ સાંભળતાં નાયકનું ટોળું હર્ષોદ્‌ગાર સાથે નાચી ઊઠ્યું ને દરબારનાં યશોગાન કર્યાં.

સોરઠના આ પંથકમાં મોજુડો પોતાના રૂપ ગુણથી નામના કાઢી ગયેલો. લાલ ચટક રંગ, ચાટી ગયેલ સફેદ કપાળ પટ્ટો, અણીદાર મરચી જેવી કાનસૂરી અને રાજકુમાર જેવો દમામ. આ ઘોડો માગ્યા મૂલે બાબી દરબારે નહિ આપેલો. આ ઘોડાને ચોરી જવા કૈંકે રાતઉજાગરા વેઠેલા. રેવાલ તો ગળથૂથીમાં જ લાવેલો ને પંથે પડે ત્યારે જમીનને બથું ભરતો જાય.

મોજુડાને શણગારીને ચોકમાં લાવ્યા ત્યારે મેદની "વાહ ઘોડો! વાહ ઘોડો!" એવા પોકાર પાડી ઊઠી:

લોકો કહે : "આવો અલબેલો ઘોડો નાયકોની રંગમાં શી રીતે શોભશે ?"

બાબી દરબારે ઘોડા માથે છેલ્લી વારકો હાથ ફેરવી નાયકને સોંપ્યો. જાણે કહેતા હોય કે "જોજે હો ! જાત ન લજવતો. જ્યાં તારે જવાનું છે, ત્યાં ચાંદીના પાવરા નહિ હોય, પણ તું તારા લાજ મલાજાને શોભાવજે."

શુકનવંતો મોજાુડો. ઝવલા–બેચરના ટોળાની બોલબાલા થઇ ગઈ, ઝવલા–બેચરની આબરૂને અભિરણ આવ્યાં. રસભરી પીળી શાખે પ્રતિષ્ઠા પાંગરી ઊઠી.

એમાં મોરબી–માળિયાના કુંભારિયા ગામે નાયકનું મંડળ રમે. રમતની મજા તો જ આવે જો કેશુ નાયક વાદીનો વેશ કરે. પણ કેશુ નાયક સાતેક ગાઉ દૂર વાઘપર ગામે રહે. જાડેજા દરબારે હઠ લીધી કે "ગમે તેમ કેશુ નાયકને તેડી આવો."

નાયકો ઘડીભર મુંઝાણા. છેટેની વાત, અષાઢ મહિનો ને વીજળી આભ જમીનનાં કડાં કડેડાવીને ભેગાં કરે. વખત થોડો ને પંથ સાત ગાઉનો. સાત ગાઉ જાવું ને સાત ગાઉ આવવું. ત્યાં મોજાુડો યાદ આવ્યો.

નાયકના ટોળામાં નટાવાનું કામ કરતા ગોપાલ નાયકે હામ ભીડી. મોજાુડે પલાણ નખાણા. ગોપાલ નાયકે સવારી કરી ને જોતજોતામાં એ સૂકા ભંઠ પ્રદેશમાંથી તારોડિયો ખરે એમ મોજાુડો ગયો. મોજાુડાને અચરજ અસવારનું અને અસવારને મોજાુડાનું, કારણ કે આજ સુધી ટારડાં ઉપર જ અસવારી કરેલી. ઘોડું અસવારને તરત પામી જાય છે, પણ ઘણીવાર ઘોડાંનો રંગ અસવારને લાગી જાય છે. એમ આજ તો ગોપાલ નાયક પણ મોજાુડા માથે સવારી કરતાં ગેલ્માં આવી ગયા.

પણ જ્યાં ઘોડાધ્રોઈ નદીને કાંઠે આવે ત્યાં અચાનક બે કાંઠે પૂર આવેલું ભાળ્યું. ગફલ નાયકને નામે ઓળખાતો આ અસવાર ભે ખાઈ ગયો. કેશુ નાયકને તેડી આવવાનું માથે લીધું પણ આ પૂરપાટ નદી કેમ વળોટાય ? અને ઘોડા જેવા લોઢ ઉછાળતી ઘોડાધ્રોઈમાં ડગલું કેમ દેવાય ?

આમ કાંઠા ઉપર મધરા મધરા વરસતા મે નીચે ઘોડાને થંભાવીને ગફલ નાયક સ્ડક થઈને ઊભો છે ત્યાં મોજાુડે ડાબાથી ભીંની ભોં ખડતાલીને હાવળ દઈ મોઢું ઉછાળ્યું. બેખબર ગફલ નાયક પડતાં પડતાં રહી ગયો. થોડીવાર થઈને બીજી હાવળ મોજાુડે દીધી. કહેતો હોય કે: "હું છું ને તને ચિંતા શી છે ?"

ગફલ નાયક ઘોડાની તત્પરતા સમજી ગયો કે મોજાુડો ઘોડાધ્રોઈમાં ઝંપલાવવા ઉતાવળ કરે છે. પણ ગફલ નાયક પોતે જ ગભરાય. એના જનમારામાં સુથા ધાધલ જેવું થવાની તો કલ્પના જ ક્યાંથી કરી હોય ? ત્યાં ઘોડો ભોંઠામણું અનુભવતો હોય એમ ત્રીજી હાવળ દીધી. ગફલ નાયકને થોડી હીંમત આવી. જે થાય તે ખરૂં, અને ભગવાનનું નામ લઈ મોજાુડાને ઘોડાધ્રોઈમાં ઝંપલાવ્યો.

જળઘોડલાની સામે ઘોડલા મોજાુડાએ બાથું ભરવા માંડી. આ જોઈને ઘોડાધ્રોઈ ભડી હોય એમ ઘોડાને વેગમાં ધકેલ્યો પણ મોજાુડો ત્રાંસવટ નીકળ્યો, અને પાંચેક હાથ કાંઠાની ભેખડ છેટી રહી ત્યાં મોજાુડો ચારેય પગે ઊડયો. બે પગ ભેખડની રેતી માથે ઠેરાણા ત્યાં પલળીને ટહો થઈ ગયેલી ભેખડ ફસકાણી. ગફલ નાયકની રાડય નીકળી ગઈ. પણ મોજાુડો બમણા જોરમાં આવી ગયો.

હવે ઘોડો ઝનુને ચડયો ને ગફલ નાયક ગભરાણો. એ મોજાુડાની ડોકે બાઝી રહ્યો. મોજાુડે જરાક કાંઠો તારવીને એક ઝાડને તાકી તોપના ગોળાની જેમ ધસમસતા પાણીમાંથી ગયો તે સામે કાંઠે દસેક હાથ ઉપર જઈને ઠેરાણો.

ગફલ નાયકના જીવમાં જીવ આવ્યો. પણ ઘોડાને જોરે પોતે જ જોરમાં આવી ગયો. મોતના તોફાન સામે જંગ જીત્યાનો હૈયામાં હરખ ઊભરાણો.

મોજાુડો તો પાણીમાંથી માછલું ઊડીને પાછું પાણીમાં તરે એમ તરલતાથી ભોં કાપવા માંડયો. જાણે કાંઈ જ બન્યું નથી તેમ, તે પલકારામાં વાઘપર આવી ઊભો, કેશુ નાયકને બેલાડયે લઈ લીધા. જ્યાં ઘોડાધ્રોઈને કાંઠે આવે ત્યાં નદી પાણી ગળી ગઈ હોય એમ ગોઠણ સમાણાં જ પાણી હાલ્યાં જાય. ઉપરનો વરસાદ મોળો પડયો હશે તે પાણી વહી ગયેલાં. આમ કુંભરિયાથી નીકળીને વાઘપરથી કેશુ નાયકને લઈને કલાક ન થઈ ત્યાં કુંભારિયા નાયકને ઉતારે મોજાુડે ડાબા દીધા. પછી નટાવાના વેશમાં ગફલ નાયક કાંઈ મણા મેલે ખરા ?

# માણકીનાં મૂલ ન હોય

પિંગળશીભાઇ ગઢવી (છત્રાવા)

"જીવે ઘોડાં .જીવે ઘોડાં...વાહ ઘોડાં રંગ ઘોડાંવને પણ આ દેવના વેમાન મૃત્યુલોકના માનવીને માગ્યા ન મળે:

પાતળ પેરણ ભલ ચડણ, ભોમત્રિયા જર ભલ્લ,
લાલચ કર્યે ન લીજિયે, લખ્યા વિધિએ લલ્લ"

રામ ભવનાથના મેળામાં મહુવા તાબાના ભાણવડ ગામના આહર ગોલણ ભૂ કણને ઊતારે બારોટે વાર્તાની જમાવટ કરી છે બસોક જેટલા વાળાકી આ ર દાયરો દૂધની માથે તગની જેમ જામી ગયો છે. પડખ માથે જાગ પાણકોરાના લૂગડાં, માથે લબઢાક પાઘડી, પછેડીથી દોઢીઓ ચડાવી વારા ફરતા હોકાની ઘૂટો લેતા વાર્તા ર ઓવારી ગયા છે

એક બાજુ પચાસેક જાતવંત ઘોડાંની હાર ઊભી ઊભી હાવળ્યુ દેતી ડાબલાથી ધરતી ખેતાળી રહી છે.

ગોલણ ભૂ કણ જેટલા દિવસ જૂનાગઢના મેળામા રોકાય એટલા દિવસ ખીચડીનું સદાવ્રત ચાલુ, અન્નનો ક્ષુધાર્થી કોઇ આવે

આમ તો પોતે ખેડુ માણસ છે શરીરે પણ ડાબર ઘાટો, કપડેલતે સાદોસુદો, વાને ભીનો અને શીતળાએ ત્રોફી નાખેલ મોઢુ જોતા બૂથડ જેવો લાગે, પણ ભાગ્ય અને મન એક બીજાથી ચડિયાતા, ભારે રૂડા

ગોલણને ઉતારે દાયરાની જમાવટ જોઇ માળી-આનો પીઠાત હાટી પચીસેક હાટી જુવાનો સાથે ફરતો ફરતો આ બાજુ હલ્યો, એટલે કોઈ જાણતલે કહ્યું કે પીઠાત આવે છે

ગોલણ ભૂકણ અને પીઠાત હાટી કોઈ દિવસ એક બીજાને મળેલ નથી નામક મથી ઓળખે ખરા પીઠાત તો બહુ જ દેખાવડો જુવાન છે લૂગડે લત્તે પણ શાખીન ઘરે જરાક પણ મોટો એટલે ઠકારથી રહે. સોરઠમાં એની નામના પણ સારી ભેળા હાટી જુવાનો પણ એક બીજાને ભૂલાવે એવા પગની બાયના જૂનાગઢી પેરણ ગોઠણથી નીચે ચપોચપ સુરવાલો, માથે ભેઠ બગલાની પાંખ જેવી, પાટલીઆળી પાઘડીઓ ને હાથમાં મોતી ભરેલ ચાબખા. ટેલતા ટેલતા ગોલણના ઉતારા નજીક આવતાં પીઠાતે પૂછયુ '

'કયા ગામનો દાયરો ?"

તો કહે , "વાળાકી ભાણવડનો"

"હા . ગોલણ ભૂ કણ રહે છે એ જ કે બીજુ"

"હા એ જ" દાયરામાંથી વળતો જવાબ આવ્યો

'બારોટો પાસેથી ગોલણભૂ કણની ભારે નામના સાંભળી છે રોટલે બહુ પખતો કહે છે ખેડય વાડયનો ઝપીરો પણ મોટો કહે છે એ બધુ તો ઠીક પણ એની માણકી ઘોડીના ભારે વખાણ સાંભળ્યા છે કે વાળાકમાં માણકીને ટલે કોઈ આવે એમ નથી અને કે છે કે જામનગરની બબ્બે લૂટ કરીને જામની વારને પાણી પાયુ ને હજી ત્રીજી લૂટનુ એલાન આપ્યુ છે એ વાત સાચી ? એ માણકીને તો મારે જોવી પડશે ને મારી મોરડી સાથે ભેડવીને એનુ પાણી માપવુ પડશે"

પીઠાતની આ બધી વાતો ગોલણે દાયરામા ભેગા બેઠા કનોકન સાંભળી પીઠાતે આવતાં વેંત આવી ઠોંગી વાત કરી એટલે ગોલણને ઓળખાણ આપવાની કે દાયરે બોલાવવાની જરૂર ન લાગી એટલે દાયરામાંથી જ એક જણે વળતો જવાબ આપતાં કહ્યુ કે "ભલે, સમાચાર આપી દેશુ પણ અમારા મલકમાં શ્રાવણ મહિનામાં બળેવ ઉપર ઘોડા ભેડવવાનો રિવાજ છે, માટે ઘોડીને ભેડવવી હોય તો તમે બળેવ ઉપર આવી જાવ બળેવિયાની ઘોડ [ઘોડ દોડ] પણ જોવા મળે અને ઘોડીઓને પણ ભેડવાય. પણ આ વખતે જરૂર આવો"

પીઠાત કહે : 'આવવુ જ છે ને ! મને ઘોડાનો ભારે શોખ છે માણકીને તો મારે જોવી પડશે

આ પંથકમાં તો મારી મોરડીનો કોઇએ હજુ સુધી કાન ચોળ્યો નથી, ત્યાં વળી થાય એ ખરું.''

પીઠાત હાટી ઊભાં ઊભાં આટલી વાત કરીને મેળામાં ફરવા હાલી નીકળ્યો.

આ વાતને છ મહિના વીતી ગયા. શ્રાવણ મહિનો આવ્યો. એણ સાલ તો વરસાદ પણ મન-માન્યો વરસ્યો છે. સીમમાં માથાઢંક જીંજવા જામ્યા છે. પીઠાતની મોરડી જેઠ મહિનાથી એકધારો જીંજવાનો ચારો ચરીને તરબતર થઈ ગઈ છે. ઠાણમાં ખોતરાઈને ખાડા પાડી દીધા છે. બે મહિના થયા તો પાણી પાવાય ઠાણમાંથી છોડી નથી. મોરડીને હવે તો પડખામાં પાંખું આવી ગઈ હોય એમ ઠાણમાંથી છૂટવા હડફલાં ખૂંદે છે, થાય છે કે પડાળ ફાડીને નીકળી જાઉં કે આકાશમાં ઊડી જાઉં ! એમ ઉધામા આવે છે.

બળેવ ઢૂકડી આવી એટલે પીઠાતે ભાણવડ જવાનું પરિયાણ કર્યું.

સૂરજ મહારાજ કોર કાઢે એ ટાણે ટાઢી છાશ પીઇને મોરડી પર સ્વાર થયો. મોરડી પણ જેવી તેવી નહિ. પંથે પડે એટલે ધરતીની બથું ભરતી જાય. પવનના વેગમાં ને મોરડીના વેગમાં ઝાઝો ફેર નહીં. ઝડવડ દિવસ હતો ત્યાં માળીઆનો નીકળ્યો ભાણવડ આવી પહોંચ્યો. ક્યાં હાટીનું માળિયું અને ક્યાં ભાણવડ ?

ગોલણ ભૂંકણ ડેલીએ બેઠો હોકો પીએ છે ત્યાં પીઠાતને આવતો દીઠો ને કહ્યું કે: "પીઠાત પોગી આવ્યો ?'' પોતે ઊઠીને સામે હાલ્યો, સીઠા મલાવાથી આવકાર આપતાં કહ્યું કે: "ભારે કામ થયું. તમ જેવા મહેમાન મારા જેવા ખેડુ માણસને ઘરે ક્યાંથી ?'' રામ રામ કરીને ઘોડીને પોતે દોરી લીધી. ઠાણમાં બંધાવી જોગાણ આપ્યું. ઊનું પાણી મૂકાવીને માલીશ કરાવી. પીઠાત તો ભવનો મહેમાન કહેવાય, ખૂબ ખાતર બરદાસ કરી રહ્યો છે.

ચારેક દિવસ ગયા. એકધારી રખાવટ જોઈને પીઠાત તો દંગ થઇ ગયો. 'વાહ તમારી બરદાસ, વાહ તમારા મનગરજા ! છે તો ઘર ધણી માણસો પણ રજવાડાંને ભૂલાવી દે એમ છે.'

આમ સુવારયમાં ચાર પાંચ દિવસ કેમ ગયા એ ખબર જ ન પડી. છઠે દિવસે પીઠાતે વાત કરી કે: "ગોલણ ! ખાસ તો હું મારી મોરડી ઘોડીને તારી માણકી સાથે ભેડવવા આવ્યો છું."

ગોલણ કહેઃ "અરે બાપા ! તમારાં રાજનાં ઘોડાં સાથે મારું ઘરધણીનું ટારડું ભેડવાતું હશે ! બિચારાં ઢાંઢા ભેળાં રાડાં કરડે ને અમને સીમશેઢે પોગાડે."

"ગોલણ ! એ બધી આડી વાતો નથી સાંભળવી. માણકી સાથે મોરડીને ભેડવવી તો છે જ, હું એટલા માટે જ આવ્યો છું."

ગોલણ કહેઃ "ઠીક તો ભેડવીએ, હારી જાયેં તો પણ ખેડુમાણસને કાંઈ ભોંઠા પડવા જેવું નહિ. એવાં દખસખ તો તમને થાય; માટે વિચાર કરજો."

"મારે કાંઇ વિચાર કરવાનો છે જ નહિ. ઘોડીઓને ભેડવવી છે એ જ વિચારછે."

"ભલે બાપ, તો તમે કયો એમ. આજે રોંઢાટાણે વાત.",

દિવસ માથેથી નમ્યો એ ટાણે ગોલણને પીઠાત પોતપોતાની ઘોડીઓ ઉપર પલાણ માંડીને તૈયાર થયા. તાણીને તંગ લીધા. બગલમાં તલવારો. હાથમાં ડૂમચી લઇ સ્વાર થયા ને ગામ બહાર નીકળ્યા.

આઘેરાક જઇને ગોલણે કહ્યું: "પીઠાતભાઈ ! આઘેરૂંક જરૂરી કામ છે, એટલે ત્યાં જઇને તરત પાછા વળશું ને વળતાં ઘોડીઓને ભેડવીએ."

પીઠાત કહેઃ "ભલે."

ગોલણે માણકીને મારગે ચડાવી પણ પવનથી થપાટું લાગવા માંડી. પીઠાતની મોરડી પણ હારોહાર એક જ ધૂંસરીએ પડી આવે છે.

દિવસ આથમવાનું ટાણું થયું એટલે પીઠાતે કહ્યું: "ગોલણ, હજી કેટલેક જવાનું છે ?"

ગોલણ કહેઃ " હાલો તો ખરા ! વખત હશે તો આજ નહિતર આવતી કાલે વળતાં." આમને

આમ રૂઝ્યું ટાણું થયું ત્યાં જેતપુર આવ્યું ને દરબાર રાણીંગવાળાની ડેલીએ આવ્યા.

ગોલણભૂંકણને અને દરબાર રાણીંગવાળાને ઘાટો સંબંધ છે. ગોલણ જામનગરની લૂંટ કરીને આવે ત્યારે રાણીંગવાળો આશરો આપતો ને ત્યાં રોકાતો. અર્ધો માલ દરબારગઢમાં રોકાઈ જતો.

દરબારની ડેલીના દરવાજા બંધ છે. અંદર બહાર ચાડવો બેઠો છે. ગોલણે અવાજ કર્યો એવો ખડીંગનેરી ડેલી ઉઘાડીને દરબારને ખબર દીધી કે ગોલણ આવ્યો છે.

રાણીંગવાળો ડેલીએ આવ્યા ભેળો પીઠાતને જોતા ગોલણ સામે સનસ કરી કે: "આને કયાં ભેળો લીધો? એનું કામ નહિ."

"બાપુ! પીઠાતભાઈ તો ઘોડી ભેડવવા આવ્યા છે. જુઓને, મારા જેવા ખેડુ માણસની મશ્કરી કરે છે. કયાં એની મોરડી ને કયાં મારી આ માણકી. પણ સુવા ઇથે આંય સુધી નીકળી આવ્યા તે થયું કે બાપુને મળતા જાયેં"

પીઠાત તો મનમાં સમસમી રહ્યો છે કે: "આ પીસતાલીસ ગાઉનો પંથ કાપ્યો તોય આનું મન માનતું નથી, હવે કયાંક જવાનું હશે. ઠીક, પણ હવે શું થાય!"

રાણીંગવાળાને ત્યાં રાત રોકાણા. પ્રાગડ વાસતાં ગોલણે તૈયારી કરીને કહ્યું કે: "હાલો પીઠાતભાઈ!" કહી બેય જણ રવાના થયા. ગામ બહાર નીકળીને ગોલણે જામનગરની દિશા સાધી.

પીઠાતે કહ્યું: "ગોલણ, તારો મારગ સૂજતો નથી. તેં શું ધાર્યું છે? કાંઇ ખબર પડે!"

"ભાઈ, ભેળાભેળ એક કામ બાકી છે તો પતાવતા જઈએ તો પાછો આંટો નહિ." એમ કહી માણકીને વ્હેતી કરી. જોડાજોડ મોરડી પડી આવે છે. બપોર ઢળતાં જેતપુરના નીકળ્યા જામનગર આવ્યા કાળાવડ દરવાજાની બહાર ફકીરના તકીઆમાં ઘોડીઓને બાંધીને ગોલણે કહ્યું: "પીઠાત! તમે ઘડીક વિસામો ખાવો ત્યાં હું હમણાં જ આવું છું. વાર નહિ લાગે, ખરચી ખૂટી ગઇ છે એટલે લેતો આવું અને કામ પૂરું કરતો આવું. ખરચી લેતાં કેટલી વાર! ગયો એવો આવ્યો સમજજો."

ખીસા ખરચીનું નામ પડતાં પીઠાત ચમકયો ને કહ્યું: "ગોલણ તેં શું ધાર્યું છે? હું ભેળો હોઉં અને તું લૂંટ કરવા જા! મારી આબરૂનો તો વિચાર કર્યો? તેં તો મને દગો દીધો. હું કાંઈ લૂંટારો બેઠો છું?"

"અરે ભલા માણસ! મરદ થઈને આવી વાતો શું કરો છો? તમારે કયાં કાંઈ કરવાનું છે? હું આ આવ્યો, વાંસા લગી રમઝટ બોલતી આવે તો ઘોડાને ભેડવવાની મઝા પડે ને!" એમ કહીને ગોલણ ગામમાં ગયો.

ગોલણે જામનગરમાં બે વખતે લૂંટ કરીને જામને પડકાર કરેલ કે હજી એક વખત આવવું છે. જેટલી તકેદારી રાખવી હોય એટલી રાખવી.

ત્યારથી જામસાહેબે હમેશને માટે પૂરતી તૈયારી રાખી છે. પચાસ ઘોડેસ્વાર જામનગરની બજારનું ખડે પગે રક્ષણ કરે છે. એને ખબર પડે એટલી જ વાર છે.

પીઠાત વિચાર કરે છે કે 'ગોલણ લૂંટ કરીને વાંસા લગી વાર ચડશે, માટે મારું આ કામ નહીં' એમ વિચારી પોતાની મોરડી લઇને તરત વ્હેતો થઇ ગયો.

સાતમ આઠમનો તહેવાર નજીક આવે છે. ઝવેરિયું દુકાનમાં સોના ચાંદીના દાગીનાનાં તોરણ લટકાવી પગ ઉપર પગ ચડાવી તકીઆનો ઓધાર લઇ આડે પડખે પડયા છે. એમાં ગોલણે આવીને ધાડ પાડી. ઝવેરીઓની પીંખડી પકડીને દુકાનથી હેઠા ઉતારી મૂકયા ને માંડયો ખડીઓ ભરવા.

વેપારીઓ ભાગી છૂટયા. આખી બજારમાં બોકાસો બોલ્યો. "લુંટારો! લુંટારો! બાપુને ખબર આપો." આમ આડા અવળા દોટું દિયે છે ત્યાં ગોલણ હાથ ફેરો કરીને સડેડાટ દરવાજા બહાર આવ્યો. જુએ છે તો પીઠાત ન મળે.

ગોલણને જોતા માણકીએ હાવળ દીધી ને પૂંછડાનો ઝંડો કર્યો, જાણે કહેતી હોય નહીં કે "આવી

એ પીઠ ઉપર ! પછી હું છું ને વાર છે."

ગોલણે માણકી માથે ખડીઓ નાખ્યો ને હકેક કરતો સ્વાર થયો ને પવાની એડીની ચીપ દીધી એવી માણકીના પડખામાં પાંખો આવી. ખરરર કરતી ઊપડી પણ પૃથ્વી ને આડવાં ફરવા લાગ્યાં.

જામ બાપુને ખબર પડી એવા પાંચસો ઘોડાની વાર તૈયાર કરીને વાંસે ચડવા. આગળ ગોલણ અને પછવાડે વાર. આખી વાટે રોગો રણપટીઓ બોલતો આવે. "પકડો ! પકડો ! જાય નહીં જીવતો !" આમ દેકારો બોલતો આવે, પણ કોનો ભાર છે કે માણકીનું પગેરું દબાવે !

ગોલણની માણકી પવન વેગે ખડી જાય છે, એવામાં ઊંડીથી નદ્ય આવી. બેય બાજુ દોઢ દોઢ માથોડું હાથલાની વાડયું અને સાંકડી ગાળી. સામેથી એક જુવાન પટેલીઓ ગાડું લઈને આવે છે. ધોળા ઈંડા જેવા પેલધરા ગોધા, પણ પાણીનું પૂર. પટેલ કાંડામાં રાશની આંટી દઈ ઊંધમાં પગ ભરાવીને ખેંચી રહ્યો છે પણ ગાંઠતા નથી. નાખોડાના ફૂંગરોટા બોલાવતા ગાડીને દડાની જેમ રગેળતા આવે છે.

ગોલણે જોયું તો એકેય બાજુ તરાય એવી જગ્યા ન મળે, એટલે પડકારો કર્યો: "પટેલીઆ, ગાડું રોકજે !"

"બાપુ ! હાથમાં વરઢ પડી ગયા એટલા ખેંચું છું પણ સારતા નથી."

"ઠીક તો આવવા દે." ગાડું અઠોઠાવા છેટું રહ્યું એટલે ગોલણે માણકીને પેનીની ચીપ દીધી ને લગામ ઊંચી એવી ચારેય પગે ઊડીને ગોદીઓ જાય એમ બડીંગ કરતી ગાડુંને બળદ ટપીને વાજોવાજ ગઈ.

એ જ ગાડું બળદ જામની વારને સામું મળ્યું. ક્યાંય તરાય એમ છે નહી, બળદ રોકાય એમ નથી. એટલે વારને પાછી વાળીને જ્યાં પગતાણ આવી ત્યાંથી થોડા તારવ્યા. ત્યાં તો ગોલણ લાવોલા નીકળી ગયો. એ ટાણે રસ્તામાં પીઠાત ભેળો થયો. એટલે કહ્યું કે: "ભાઈ, હવે મોરડીને ભેડવવાની ખરેખર મઝા આવશે. અત્યારે મોકો સંધાણો. વાંસા લગી જામની પાંચસો ઘોડાંની ફોજ પડી આવે છે, અને જો હવે મોળપ રાખી તો અંતરિયાળ રહ્યા એમ સમજજે, માટે જેટલી હાંકવી હોય એટલી હાંકજે."

પીઠાત કહેઃ "અરે ગોલણ ! તેં તો મારું મોત કર્યું. મોરડીને પગ જ ક્યાં છે ! સાવ ઝલાઈ ગઈ છે. માથે આ વરસાદનાં ઝાપટાં, રસ્તામાં ગારો ને લપટાણ, એમાં ઘોડી કરે શું ને મારે ભાગવું કેમ ?"

"પીઠાતભાઈ ! તો દયો મોરડીને ધારાતીરથ, અને આવતા રહો માણકી ઉપર. વાર આવી પહોંચી ને પકડાશો તો ગામ ને ગરાસ બધુંય ખોવાઈ જાશે !"

પીઠાતને વાત સાચી લાગી. મોરડીથી હવે આગળ જઈ શકાય એમ હતું નહીં, એટલે તલવારને ઝાટકે ડોકું હેઠું પાડીને માણકી ઉપર બેય જણ સ્વાર થયા. માણકી માંડી ભાગવા. ચાર છ ગાઉ ઉપર ગઈ ત્યાં બે રસ્તા ફૂટયા, એક ધોરી મારગ અને એક આડ કેડી.

ગોલણે ધોરી મારગ છોડીને આડકેડીએ ચડયો. વારની નજર પડી કે ભારે કામ થયું, એ રસ્તે પાણીનું વાયું આવે છે, એમાં ઊતરાય એમ નથી. ફરવા આવશે ત્યારે થાય, એટલે વારને બે ભાગમાં વહેંચી બેય બાજુથી વાયાનો કાંઠો લઈને ભીંસ કરીને આંતરી લઈએ.'

વાર બે ભાગે વેહેંચાઈ ગઈ. પીઠાતે કહ્યું: "ગોલણ ! વાર વહેંચાણી."

ગોલણ કહેઃ "કાંઈ વાંધો નહી." માણકી પાણીના પૂરે પડી આવે છે, ત્યાં સામે પાણીના ઉછાળા મારની ઝરમ દેખાણી ને રસ્તો બંધ થયો. હવે કઈ બાજુ જવુ ! નેરડાની બેય બાજુથી વાર ભીંસ દેતી પડી આવે છે, એટલે એકેય બાજુ ભાગી છૂટાય એમ ન મળે, ચારે બાજુ જોખમ.

ગોલણ નેરડાને કાંઠે અટકયો એટલે વારને થયું કે 'ભારે કામ થયું, હવે ભાગીને કયાં જવાનો ! હમણાં જ હાથ કરી લઈએ.'

વારને આવતી જોઈ પીઠાતે કહ્યું: "ગોલણ ! ભારે મહેમાની કરી, રાખ્યા અંતરિયાળ."

"પીઠાત ! વાતો કરવાની વેળા નથી, સાવધ રે'જો." કહેતાં માણકીને ઝરમને કાંઠેથી પાછી લઈને ઘોડો પટ આપ્યો ત્યાં તો વાર લગભગ પૂગી આવી,ને એક સ્વારે કહ્યું કે: "હવે કમોતે મર્ય મા ! ભૂંડા લાગ છ !"

ગોલણે આ અવાજ સાંભળ્યો એવું માણકીને કાવું ખવરાવી સન્મુખ કરી પગની એડી દઈને માથે ટુમચીનો ઘા કર્યો, પણ માણકી માથે જાણે આભ ત્રુટયો હોય એટલું વસમું લાગ્યું ને લા નાખી તે જમમમ કરતી સામે કાંઠે. માણકી નેરડું ઠેકી તો ગઈ પણ પગમાં જરબ લાગી ગઈ.

વારના ઘોડાં સામે કાંઠે હમચી ખૂંદે છે. પણ કોની તાકાત છે કે આ નેરૂં ઠેકીને આવી શકે !

ગોલણે વારની સામે જોઈને કહ્યું: "આવોને ! ખબર પડે." વારે ગોલણ સામે જોતાં તાડ જેવડો લાગ્યો, ને થયું કે આ માણસ છે કે કાળભૈરવ !

વારે નેરડું ફરવા માટે કાંઠે ઘોડા હાંકયા. ગોલણ ને પીઠાત માણકીને ખૂબ પંપાળવા લાગ્યા, પગ ચોળવા માંડયા, સારી ઘડી વિસામો આપ્યો ને પગ મોકળાણો એટલે બેય જણ સ્વાર થઈને હાંકી મૂકી.

વાર બે ત્રણ ગાઉને ગાળે ફરવા જાય ત્યારે મારગ પકડાય એમ છે, ત્યાં તો માણકી લાવો લા નીકળી ગઈ.

પ્રાગડવાસી એ ટાણે ગોલણ જેતપુર આવ્યો ને દરબાર રાણીંગવાળાની ઘોડારમાં માણકીને બાંધી દીધી. ચાલીચ કરી, ચંદીનો પાવરો ચડાવ્યોને બે ત્રણ કલાક આરામ લીધો ત્યાં માણકી તાજી માજી થઇ ગઈ ને હાવળ્ય દીધી. જાણે કયાંય ગઈ જ નથી.

શીરામણ વેળાએ જામબાપુ વગેરે દબાવતા જેતપુરને પાદર આવી પહોંચ્યા દરબાર રાણીંગવા-ળાને બોલાવ્યો. રાણીગવાળો ગામ બહાર આવ્યો ને બાપુને તાણ્ય કરી: "બાપુ, ગામમાં પધારો."

"ના, રાણીંગવાળા ! ગામમાં નહીં આવું, મારો ચોર અહીં છે, તું સોંપી દે ત્યારે થાય."

રાણીંગવાળા કહે: "અરે બાપુ ! કોણ ચોર ? કોને સોંપવા ! આ બધી શી વાત છે ? આપને વિના કારણે મારા ઉપર રોષ કરવો હોય તો ભલે."

જામે કહ્યું: "હવે કાઠીવેડા મૂકી દે, વગેરૂં તારા ગઢ સુધી આવે છે ને તારી પાસે જ છે."

"હોય નહીં બાપુ, જામનો અપરાધ કરીને કયાં જાઉં ! કોઈ દી ન બને. આપ હાકેમ છો, વિના કારણ દંડવો હોય તો આપની મરજી જોઈ લ્યો ગઢને, પધારો ડેલીએ. !"

જામ જાણે છે કે રાણીંગવાળાનો ગઢ એટલે અભિમન્યુનો ચકરાવો. અજાણ્યો માણસ એમાંથી હાથ કરી શકે જ નહિ, એટલે કહ્યું: "દરબાર ! ચોર તો તારી પાસે જ છે પણ મારે એને પકડવો ય નથી અને શિક્ષા પણ કરવાની નથી, એની મરદાનગી અને એની ઘોડીનું પાણ જોઈ હું ખુશ થઈ ગયો છું. પાંચસો ઘોડાને પાણી પાઈ દીધું ને છેવટ સુધી હાથ ન આવ્યો. અમને હાથતાળી દઈને ગયો. અમારે એ ઘોડી અને એ જણને જોવા છે"

રાણીંગવાળાને જામબાપુની વાતમાં વિશ્વાસ બેઠો ને કહ્યું: "બાપુ, પધારો ડેલીએ, હમણાં બધું હાજર."

જામબાપુ રાણીગવાળાની ડેલીએ આવ્યા, આખી વારને છાશુ પીવરાવીને પછી ગોલણ ભૂકણ અને માણકીને હાજર કરતાં કહ્યુ ! "બાપુ ! આ માણકી ઘોડી ને આ ધાડપાડુ ગોલણ"

જામબાપુએ ગોલણનો વાંસો થાબડીને શાબાશી આપતાં કહ્યું. "જુવાન ! આ માણકીનાં મોઢે માગ એટલું દામ આપુ !"

"બાપુ ! એકેક ડાબલે એકેક ગામ આપો તો પણ માણકી ના આપું, માણકીનાં મૂલ ન હોય."

"કાંઈ વાંધો નહીં જુવાન ! ભલે તું રાખ્ય." જામબાપુ બેયને જોઈને ખૂબ રાજી થયા. ગોલણને સોનાની મૂઠવાળી તલવાર અને શિરપાવ આપ્યો. ગોલણે હવે કયારેય જામનગર રાજમાં લૂંટ ન કરવાનું વચન આપ્યું. જામબાપુ જામનગર આવ્યા. દરબાર રાણીંગવાળે એક ઘોડી પીઠાતને આપી એટલે પીઠાત જેતપુરથી સીધો માળીએ ગયો અને ગોલણ ભાણવડ, ગયો.

તા. ક આ માણકી ઘોડીની સરક મોવળ અને કોટિયું ગોલણના વંશજોએ વરસો સુધી સાચવી રાખેલ એમ મોલડી ગામના જીવા બારોટે વાત કરેલી,

# અશ્વો દુહા સાહિત્યમાં

આ અશ્વાંકમાં જુદા જુદા લેખો અને પ્રસંગકથાઓમાં ઘણા દુહા અપાયેલા છે. ક્યાંક એની પુનરૂક્તિ પણ થયેલ હશે. પણ એના એ દુહાથી લેખ કે પ્રસંગનો ઉઠાવ એકથી વધુ લેખકોએ કર્યો હોય ત્યાં એ પુનરૂક્તિ રહેવા દીધેલ છે. દુહો એકનો એક રહે પણ વિષય કે પ્રસંગ એમાં બદલતા રહે છે. તે ઉપરાંત કેટલાક દુહા અહીં આપ્યા છે. અને એ દુહાઓના ઝૂમખાં નીચે સંગ્રાહકનાં નામ આપેલ છે.

ધણ્ય ચંગી ચંગો ધણી, ચંગો માગણહાર;
ચંગા તોરીંગનો ચાડીકો, તું ગૂઠયે કિરતાર.

o

ધણ્ય ભૂરી ભૂરો ધણી, મૂંગો માગણહાર;
માઠા તોરીંગનો ચાડીકો, તું રૂઠે કિરતાર.

o

જાણપણું જગ દોહ્યલું, ધન તો કાલાને હોય;
કાલર કમળ ન નીપજે, ખરે કેકાણુ ન હોય.

o

મેયું માંદણ ન મેલિયે, ઘોડાં રેઢાં ન હોય;
પરણ્યા પિયર ન વળાવીએ, એને જોખા હોય.

o

મેયું કુંજર સૂલિયું, ઘોડાં પાંખુ હોય;
કુંજ કોટા સજ્જણા, એને જોખા હોય.

o

ઘર ઘોડી પિયુ અપચળો, વેરી ભેળો વાસ;
નત્યના વાગે ઢોલડા, ક્યાં ચૂડલારી આસ!

o

રણ શરણાયું વાગિયું, પાખરિયા કેકાણ;
શૂરાને મુખ પાણી ચડે, કાયરમાં પડે ભંગાણ.

o

રૂડો રણમલ રાજવી, રૂડો રણ તોખાર;
રૂડી ટોળી રાવતાં, સરજી સરજણહાર.

હલે પણ હાલે નહીં, એઠકે પાડે ફોડા;
પગે ઉતારૂં પાઘડી, મને ઘર ભેગો કર્ય ઘોડા.

o

હલે પણ હાલે નહીં, રૂંધે વગડે રાત;
મર્ય ઘોડા માબાપ! કર્ય ચારણનો છૂટકો.

સં. કાનજીભાઈ બારોટ (ચલાળા)

o

ચંચળ અપચળ ચમકવો, ઘણુ આહાર ઘણુ રોષ;
એ તુરિયારા પાંચ ગુણ, એ તરિયારા દોષ.

o

પાતળ પેટાં ગજ ગતાં, કમ આહાર કમ રોષ;
એ તરિયારા પાંચ ગુણ, એ તુરિયારા દોષ.

o

લોમ પરખ્ખો ઠક્કરૂં બીજ પરખ્ખો અન્ન;
લોં વિણ ભલા ન નીપજે, નર તુરી ને અન્ન.

o

સાંયાં તારા શેર'માં ચીજાં અમૃત ચાર;
મેરી કેરી ને મેખડી, તુરંગ રૂપ અપાર.

o

કૂંકડકંધા મૃગફૂદણા, લીલા પીળા લાલ;
એવા વછેરા ઉપને, પડ જોવો પાંચાળ.

o

લોં ભીની ઘોડા ભલા; ડાબ્બા ઊપડિયા;
કાં મરલાનેણી માણવા, કાં ખગ વાવાખડિયા,

વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા (ભાવનગર)

o

રાજા વંકો રાવતે, ધણ્ય વંકી નેણાં;
ડુંગર વંકો ગાળીએ, નદી વંકી વહેણાં.

તોરી જોબન તેર, ઘોરી આઠ વરા;
ત્રિયા જોબન ત્રીસ, ઘીએ પેટ ભરાં.

o

પાંચ કોસે પાળિયો, દસ કોસે અસવાર;
કાં તો નાર કુભારજા, કાં નાવલિયો ગમાર.

o

ઘણાં ઘોડાં હાંકિયાં, સાંઝે સાંજ સધીર;
તેરે મેરે મિલનકી, હો ચૂકી હમીર.

o

વહુવર મારો બેટડો, તોં સગુણીરો કંથ;
કાં ઘોડારે ઘુમરે, કાં ગેમર ગજદંત.

o

ભલું રે ભલું ભાટનું ઘોડું,
ખાય ઝાઝું ને હાલે થોડું;
એમાં આવે જો કાંઇ સરોડું,
હેઠ ભાટ ને ઉપર ઘોડું.

o

હાથ થાકયા પગ થાકયા, જીભનો વળ્યો ભૂકરો;
હવે મર્ય ઘોડા માબાપ, ચારણનો કર છૂટકો.

હરસુરભાઇ ગઢવી (ભેસાણ)

સામેરી ચડી ઘોડલે, હાથમાં લાલ કબાન;
જે દિશ નાખે ભલ્લકો તે દશમાં ભંગાણ.

o

બાપો મત કહ બખતસિંહ, કાંપત હે કેકાણ;
એકવાર બાપો કહે, પવંગ તજસી પ્રાણ.

o

તેં કાઢયો અરિયાં તણો, ઘોડાં હાંકીને ઘાણ;
ઘોઘામાં ઘમસાણ, મારૂ મેપત મોખડો.

o

વંકા ડુંગર વિકટ ભડ, વંકા થીયેતા વચ્છ;
વંકા વછેરા ત થીયે, પાણી પીએ જો કચ્છ.

o

કૂકડકંધા મૃગકૂદણા, શત્રુને હૈયે સાલ;
નવરંગ તોરી નીપજે, પડ જેવો પાંચાળ.

o

કધણીએ કામન રોવે, કઅસવારે કેકાણ;
બેયનો બાટી રાણ, ભવ બગડયો ભુંડાઈનો.

બાપલભાઈ ગઢવી (બાબરીધાર)

●

## ઘોડી 'બીબી' ને વાઘણિયા

દ. સ્વ. અમરાવાળા

આ. સફેદ ઘોડી વાઘણિયાના સ્વ. દ. અમરાવાળા પાસે હતી. એનુ નામ 'બીબી' હતું. વીસ વરસ પહેલાં આ ઘોડીની હાક વાગતી. ચાલમાં અને દોડમાં એકકો હતી. ઘોડી ઘણી જલદ ને પાણીદાર હતી એટલે દ શ્રી. અમરાવાળા ને તેના ખાસ માણસો જ આ ઘોડી પર સ્વારી કરતા.



# ચારણી સાહિત્યમાં અશ્વદાન

રતુદાન રોહડિયા (ધુનાતું ગામ)

(૧)

'ભો ભો' નો આજનો જમાનો ન હતો, ત્યારે ભૂતકાળમાં કોઈ લોકકવિએ ગાયેલું:

"કોઇ પુરૂષ કોઈ ઘોડલો, કોઇ કુળવંતી નાર;
ત્રણ રતન સંજિયાં, સંસારે સરજણહાર."

આવાં ધરાનાં રતનરૂપ ઘોડાંનાં દાન આદિકાળથી ક્ષત્રિયો દેતા આવ્યા છે. અને ચારણો લેતા આવ્યા છે. જેને લાખના મૂલે પણ નથી આપ્યાં એવાં ઘોડાં ક્ષત્રિયોએ ચારણોને ઉમળકાથી દાનમાં આપ્યાં છે.

ચારણી સાહિત્યમાં અશ્વદાનના 'વધાવા'નાં વિપુલ પ્રસંગ ગીતો–પ્રશસ્તિ કાવ્યો મળે છે. જેનો કોઈ પાર નથી. અત્યારલગીમાં લાખો ઘોડાં ચારણોએ દાનમાં મેળવ્યાં, અને લાખો અશ્વદાનના 'વધાવા' ગીતો રચ્યાં.

સોઢાઓને માંડવે પરણતી વખતે રાવળ જામે એક સાથે ત્રણ હજાર ઘોડાં કવીશ્વરોને બક્ષેલાં:

પારીનગર સુમાંડવો, સોઢા ઘરે સુજાન;
રાવળ પરણતાં ત્રવિયા, સહસ તીન તરંગાણુ

એ ત્રણ હજાર ઘોડાંનાં દાનનાં ત્રણ હજાર ગીતો તો એકી સાથે જ રચાયાં હશે ને ?

આમ ક્ષત્રિયોએ દાનપ્રવાહ ચલાવ્યો, તો કવીશ્વરોએ ગંગાના નીર જેવો કાવ્યપ્રવાહ અશ્વદાનની સ્તુતિમાં વહેવરાવ્યો.

કોઈકે આ વિષય લઈને પી. એચ. ડી. થવા જેવું છે, રંગ રહી જશે:

અત્યારે તો અશ્વદાન વિષેનાં થોડાં કાવ્યો આપું છું, બાકી ભગવાન ૨૦૦ વર્ષની આવરદા આપે તો જ હું અશ્વદાન વિષેનાં બધાં કાવ્યો શોધીને પ્રકાશિત કરવાની થોડી હિંમત કરી શકું.

'ઓખાહરણ'ના કર્તા પ્રસિદ્ધ કવિ લાંગીદાસ મહેડુને સંગ્રામજી નામે કચ્છના ભાયાતે મહામૂલ્યવાન અશ્વ દાનમાં આપેલો.

'ઓખાહરણ' ઉપરાંત લાંગીદાસ મહેડુએ બીજા ત્રણ ગ્રંથો (૧) એકાદશી મહાત્મ (૨) સતસમરણ (૩) રાજ સગણ રચેલા છે. જે બધા અપ્રગટ છે. એની હસ્તપ્રતો આજે સૌ. યુનિ.ના ભંડારમાં છે.

કવીશ્વરે એ અશ્વદાન વેળા 'વધાવા'નું આ ગીત કહેલ. આજે સંગ્રામજી જાડેજા નથી, કવીશ્વર નથી, દાનમાં આપેલો અશ્વ પણ નથી. પણ વધાવાનું આ ગીત છે અને રહેશે. એક કાવ્ય પંક્તિ છે:

'ગીતડાં રહેશી ભીતડાં જાશી ભાજ.'

એક નાશવંત ઘોડાને બદલે કવીશ્વરે શાશ્વત યશનું કેવું ભારે મૂલ્ય સંગ્રામજીને ચૂકવ્યું !'

ગીત

ત્રાપે તાણીઆ ગિરંદા, કાપે ઐચીઆ કુરંદા તકે;
ના'પે ભાઈ ના'પેબાછ, બાપે લેવા નામ,
ઉતાં મળા વાપિવાજ, છાંહ હુ ડરાપે આપે,
સમાપે એરસા આપે, સવાઇ સંગ્રામ. — ૧

વાઘ તાણવાથી પહાડને કૂદી જાય, વેચવાથી દ્રારિદ્રય કપાઈ જાય, અને સગાભાઈ બાપ પણ જેને અડવા તો શું પણ નામ લેવા પણ ન દે એવા પવન સાથે ગતિ કરનાર અને પોતાની છાયાથી પણ ભડકનારા ઉત્તમ ઘોડાં સંગ્રામજી જાડેજો દાનમાં આપે છે.

લાગાં જોર ચીર ભરે, તીર તીર વા કા લાહ;
હે ચંમિર ચીર મે ગડત ડોર હીર,
એચિઆ શરીર તણી પીર લિર મેટે બહે;
હે હમીર દિએ અસા હેલ મે હમીર. —૨

પગોના જોરને તોડીને ચીરીને તીર તીરવા એટલે ધનુષમાંથી છૂટેલું તીર જેટલે પડે એટલાં લાંબા કૂદકા મારનારા ~ ~ તો કાયાની પીડા

અને ભીડા, (દારિદ્ર) ફીટાડનારા એવા આ ઘોડામાં બાદશાહરૂપ ઘોડાનું દાન દાનેશ્વરીઓના શાહરૂપ સંગ્રામ જાડેજો કરે છે.

ભાગાં ડાળાં બંદરાં જ્યું, આગે આગે ફાળ ભરે;
હેક્મા ગે આગે રહે, કાચે ત્રાગે હદ;
બાગે હાથ બાગે તો તો ધાગે ધાગે ગોન બાગે,
જાગે કંમ અસાદિયે, પ્રાગહરો જદ.

ભાંગેલી ડાળો પરથી વાંદરાઓ કૂદે તેમ ઝડપથી લગાતાર કૂદી જનારા, હાંકયા હાથી સામે કાચા સૂતરના ત્રાગડે મર્યાદા કાબુમાં રહેનારા, અને ભૂલે ચૂકે ય વાઘ–લગામને હાથ લાગી જાય તો તો ક્ષિતિજોને આંબી જનાર! ઘોડાઓ જે કવીશ્વરોનાં નસીબ જાગ્યાં હોય તેમને જ રાવ પ્રાગમલજીનોપૌત્ર સંગ્રામજી જાડેજો આપે છે.

ખેડી ખેડી જો એ તોય, નેડી નેડી કરે ખોત,
બાગે જોડીયે મેડી, મેડી મેડી બાજ;
બેડી જો હોય તો કેવ્હી સપતસ સકે બેડી,
ઉબેડી જે બેડી તો ન બેડી સકે આજ–૪

વારંવાર જેને ચલાવી (ખેડી) ને જેનું પાણી (તોય) જોવામાં આવે તો પણ એની એક ચાલ જોતાં બીજીનો સ્નેહ (નેડો) ભૂલાઈ જાય છે. એવા અને જેની જોડ જો જણવી હોય તો કેવળ સૂર્યનો સપતાશ્વ જ જોડનો છે, એવા આ ઘોડાનો બરોબરીઓ આ પૃથ્વી પર તો બીજો કોઈ નથી.

બખાંણે બખાંણે થારાં, કેતરાં કરાં બખાણ,
પાકડે કબાણે અધાં આંણી કરે પેસ;
જાંણે તાંણે જોયેં તો તો ડાંણે ડાંણે ડાંણે જાયે,
નાણે ન દે અસા બખાણે દે નરેશ. –૫

અરે ઓ ઘોડા, વખાણી વખાણીને તને કેટલો વખાણું? આ ઘોડો ધનુષમાંથી છૂટેલા તીરને અને દોડતા હરણોને પકડી લ્યે છે. જ્યારે જોઈએ છીએ ત્યારે આ અશ્વ છલાંગો મારતો જ જતો હોય છે, આવા અશ્વો વિપુલ નાણાં આપવા છતાંય રાજાઓ કોઈને આપતા નથી, પણ કવીશ્વરોની બિરદાવળી સાંભળીને તેમને દાનમાં આપી દે છે.

પીઠે થોકા ઊરેચોડા, લંબાડોડી ઘોરા પાયે,
સંકડો મૂઠીઆં કનોડા સચંગ,
ભલોડા ભલોડા ભૂપ, થોડા થોડા ચિયે ભાળે,
અહોહો ઘોડા ઘોડા, ઘોડા થારૂં અંગ.....૬

આ ઘોડાની પીઠ સાંકડી છે, છાતી પહોળી છે, વળી મૂઠીઓ સાંકડી અને કાનસરા સુંદર છે. ભલભલા રાજાઓ આ અશ્વને જોઈને ઓછા ઓછા થઈ જાય. અહોહો ઘોડા! આવું તો ઉત્તમ તારું શરીર છે.

ચંચળાં એ વહાં પેખે, પાતાશારૂં મન ચળે,
ચડીવારૂ શારું મન, થીએ ઘડી ચોર;
માલશા રો સીસોદા રો, દીએ તો ન થારૂં મૂલ,
સગરો દુસરો ભારો, દીએ અસા સાર....૭

આવા આ ચંચળ તુરંગને જોઈને બાદશાહોનાં મન પણ લોભાઈ જાય, આને માથે ચડવા માટે ઘડીભર માટે પણ એનું (શાહનું) મન રંક અને ચોર થઈ જાય, જોધપુર (માલશારો)ના અને ઉદેપુર (સીસોદારો)ના ધણીઓથી પણ જેનું મૂલ ન આપી શકાય, એવો આ અશ્વોમાં આભુષણરૂપ અશ્વ બીજા દાનેશ્વરી શ, ભારા સરખા આ સંગ્રામજી જાડેજા કવિને દાનમાં આપે છે.

(૨)

હળવદના પીંપળી ગામના ચારણ કવિ રતનજી મોડ બહુ ઉમદા કવિતા કરતા. વઢવાણ ઠાકોર પથુભાએ તેમને બોદલિયો ઘોડો દાનમાં આપ્યો. ઘોડાની બહુ ઉમદા પાણીદાર જાત એટલે બોદલિયો. બોદલિયાના ઘણા સરસ પ્રસંગો લોકકથાઓમાં છે. આવો એક પ્રસંગ આ અંકમાં શ્રી દાદુભાઈ ખિસણે પણ વર્ણવ્યો છેઃ

આવા અમુલખ ઘોડાના દાનના 'વધાવા'નું ગીત પણ કવિએ અણમોલ જ રચ્યું :

ગીત

દેખે સાંકડે ફેરીઆં ફાળ, રાજી રાજી ચિયેદણી,
થાળમેં નટાં જું બાજી મંડતો અથાહ ;
હાકિઓ દળિંદ્ર સાજે, નવાજી સપાત્રાં હાથે,
સાજી લાટપાટાં તાજી દિયો ગાજી શાહ–૧

સાંકડો (વિઘ્ન દોડમાં) હાંકયો હોય તો જેની કૂદવાની ચતુરાઈ જોઈને દુનિયા ખુશખુશાલ થઈ જાય. ત્રાંબાના થાળમાં પગો મૂકીને નટો માફક અદ્‌ભૂત નૃત્ય કરનારો, જેની ચાલ બતાવવાથી પણ દ્રારિદ્રય કાપનારૂં ઈનામ મેળવી શકાય છે. એવો આ ઘોડો સાજ સજાવી લાટપાટાં કરી સુપાત્ર એવા મને દિલ્હીના બાદશાહ સરખા પથુભાએ આપ્યો.

અગાડી પછાડી ન કે સોહાંગરાં ચાડી ઊર,
રધિકી અખૂટવાડી, કરંદા મરોડ;
ઘાટાં સુંમાં વાટાં પાડી, અંબાડી ત્રાપતો ગજાં,
તાકું આ તે રામ હરા દીધો નાડી તોડ–૨

જેના મૂલ્યનું આદિ અંત સોદાગરોના મનમાં કળાયું જ નથી. એવો ધનના અખૂટ ભંડાર રૂપ, અને દ્રારિદ્રને મરડી તોડી નાખનારો, અને ઘાટા સૈન્યમાં પોતાના વેગવડે રસ્તો પાડીને હાથીઓની અંબાડીએ કૂદનારો, તથા માલિક માટે નાડીઓ (પ્રાણ) તોડી નાખનારો આ અશ્વ રામસિંહ (વઢવાણના મૂળ પુરૂષ રાજાજીનું બીજું નામ)ના વંશ જે મને દાનમાં આપ્યો.

છેડીઆં નમાતો જમીં, કૂંભાં થળાં ખાતો છરા,
ફાળમેં જાંગલાં ઝાતો, ખરાતો ધૂફાંણ;
પટાઝેરાં ઢાતો ડોરે મદમાતો હિયો પાત્રા,
સરાંણી બજાતો ફીમાં ખાતો તાતો સાંણ.–૩

જેને છંછેડવાથી જે પોતાના વેગવડે ધરતીનું પડ નમાવી દે છે. હાથીઓનાં કુંભસ્થળો પર છરા માફક વેગથી વહે છે ! છલાંગો ભરતાં હરણોને પણ પકડી લ્યે છે, અને યુદ્ધમાં જોરાવર છે, ઉત્તમ છે. પોતાની વેગવંત દોડવડે જે સિંહોને પણ ઢાળી દે છે. એવો આ નસ્કોરાંની શરણાઈઓ બજાવતો અને ફરડકા મારતો તેજવાળો મદોન્મત અશ્વ કવિને દાનમાં આપ્યો.

નાંણે તો ન લાભે રોમ સપંતાસ એહેનાણે,
પાકડે કબાંણે અઘ જાંણે થંભા પાઉ;
પાતશાહાં છાતિ ત્રુટે, ન છૂટે જાંમ રે થાંણે,
રીણુંઆં ઉલટ આણે દીધો રાણા રાઉ.....૪

નાણાં વડે તો જેનું એક રૂંવાડું પણ મળે નહીં, અને રૂપમાં જે સૂર્યના રથે જુતેલા સપતાશ્વ સરખો છે. છૂટેલાં બાણને અને દોડતા મૃગોને જે પોતાના વેગ વડે, થંભેલાં જ હોય એ રીતે પકડી લ્યે છે. જેને દેવાની વાત આવતા બાદશાહોની પણ છાતી ફાટી જાય, અને જામને હાથેથી પણ ન છૂટે એવો આ અશ્વ વઢવાણના ઝાલારાણાએ ઉમળકાથી આપ્યો.

ખણી ત્રિઆ ઘૂંઘટાળો, વોજાળો અથાહ બાહ,
છછેકાળો ગઢાં ઢાળો ઉતરે છડીંગ;
તરકાં હીંદુઆં ભાળે, સૂમાં થિએ જીવટાળાં,
વાહ વાહ સવટાળો લટાળો વડિંગ....૫

કાનસૂરીના ડાબા જમણા ઘૂમટા તાણતાં જે ઘૂંઘટવાળી સુંદરી રૂપ બને છે. અતૂલ બળ અને તેજવાળો છે. છંછેડવાથી જે કોટ–કિલ્લા કૂદી જાય છે. હિન્દુ અને મુસલમાન કંજૂસોના જીવ જેને જોઈ પરલોક પ્રયાણ કરે છે, એવા ઉત્તમ વટવાળા અને કેશવાળીવાળા આ ઘોડાને વાહ વાહ છે.

સંકોડા મૂઠીઆ ગાળા, કનોડા સધોસ જસા,
પીઠે થોડા ઊરચોડા ભલોડા પ્રમાણ;
જંગા બ્રહ્મ જાતી મોડા, સપતાસ તણાં જોડા,
વાહ ઘોડા વાહ ઘોડા નખોડા વખાંણ....૬

જેનો મૂઠીઆનો ગાળો સાંકડો છે. કાન દીપજ્યોતિ સરખા છે. છાતી પહોળી અને પીઠ સાંકડી છે. જાતવાન છે. યુદ્ધમાં વીર પુરૂષોનાં જતાં ગિરદને પાછા વાળવાવાળો છે. સૂર્યના સપ્તાશ્વનો જોડીદાર છે. એવા એબ રહીત હે ઘોડા ! તને વાહ વાહ છે.

ગણી કા દાળિદ્ર ગિઆ, રધિ હુંકા થિઆ ગંજ,
પ્રસધિ કા ડંકા થિઆ, અગિઆ પ્રમાણ;
દેતે ખેંગ બોદલિયા, કિયા ન કે હીઆ ડીઆ,
બોદલિયા ચાંદાઉત હિયા કા બખાંણ....૭

ગુણીજન (કવિ)નું, દારિદ્ર ગયું, ધનનો ઢગલો થયો. અને પૂર્વજો પ્રમાણે પથુભાની દાતારીના જગતમાં જશ ડંકા વાગ્યા. બોદલિયા જેવા અણમોલ અશ્વ દેતા ચંદ્રસિંહના પુત્રે જરાય આનાકાની કરી નહીં. એના આ બોદલિયો આપવાનાં હું વખાણ કરૂં છું.

હિંદુ રંગ ઝોકાં દાન, ઉપડે જણિકા હાથે,
પાત્રાં રંગ ઝોકાં જડે નીકા એ પસાઉ;
ઝંપતો હરંગા ડાંણે રંગ રા તરંગ ઝોકા,
રંગ ઝોકાં રંગ ઝોકા થાંને રાણા રાઉ...૮

આવું અણમોલ દાન દેનારા હાથોને રંગ છે. દાન મેળવનાર કવિજન પણ આથી ધન્ય છે. દાનમાં દેવાયેલા છલાંગમાં ગઢ-કિલ્લા કૂદી જનારા આ ઘોડાને પણ ઝાઝા રંગ છે. હે વઢવાણના ઝાલા રાણા! તને તો વારંવાર ઘણા રંગ છે.

૩

ગુજરાતમાં રેવાકાંઠા ઈલાકા નામે ભૂતકાળમાં ઓળખાતા ભાગમાં સોલંકીઓનું લુણાવાડા રાજ્ય આવેલું હતું ઈ. સ. ૧૭૫૭ પહેલાં ત્યાં વખતસિંહજી રાજ્ય કરતા હતા. તેમણે ઘણાં ઘોડાંઓ કવિઓને દાનમાં આપેલાં. એવા એક અશ્વદાન પ્રસંગે કોઈ અનામી કવિએ કહેલ 'વધાવા'નું આ ગીત છે.

મેટે રાઠોડા કનોજાં રિત, જેસલપરાં કે મેટે,
ન દે બૂંદીકોટે માંન, હુઆ દાંન નાશ;
મેવાડા આંબેરાં તણાં તખતશી કરે મિઠે,
વતખશી હાથે પાવે, ઉડણા વેહાસ...૧

રાઠોડોમાંથી કનોજની જયચંદની દાતારીની પરંપરા મટી ગઈ, જેસલમેરના ભાટીઓમાંથી પણ દાનવીરતા ગઈ, બૂંદીકોટાના રાજ્યોમાંથી કવિઓને માન મળતાં બંધ થયાં. દાનનો લોપ થઈ ગયો. મેવાડ અને જયપુરના ધણીઓ કેવળ દાતારીનો દંભ કરવાનું જ સમજ્યા આવે સમયે કવીશ્વરો વખતસિંહ સોલંકીને હાથે આકાશમાં ઊડે એવા પાણીદાર અશ્વો પામવા લાગ્યા.

ઘટે દાને શિરોહીઆં, ડુંગરપરાં કે ઘટે,
વાંસ વાલે સૂં તે ઘટે ગણાંકા વસાહ;
જોધપરે પારકરે, છાંડીઆ પ્રવાહ જદે,
પવંગે જેત રે તદે માંડિઆ પ્રવાહ.....૨

શિરોહી અને ડુંગરપરનાં રાજ્યોમાંથી દાન ઓછાં થયાં, વાંસવાડામાંથી કવીશ્વરોને વસાવનારા ઘટયા, જોધપુરના રાઠોડોએ અને પારકરના સોઢાઓએ દાનનો પ્રવાહ બંધ કર્યો ત્યારે આના સમયે લુણાવાડા નાથ વખતસિંહે અશ્વદાનનો પ્રવાહ વહેવરાવવા માંડયો

આંમઝરે દેવળીએ, ઝાબુએ મેટે આચાર,
વિઝાચળે દાતિ મરે આજ રે વખત;
છાત્ર પાંત્રીશાં કે, પાણી જેણી વેળે છૂટા,
તાજી છૂટા તેણી વેળે ચાલકાં તખત -૩

આમોદ, દેવળી અને ઝાબુઆનાં રાજ્યોમાં જૂનો દાનનો આચાર પરવારી ગયો, વિંધ્યાચળે (માળવામાં) આ સમયે દાતારી નાશ પામી ગઈ. આમ આ વેળામાં પાંત્રીસેય કૂળના ક્ષત્રિયોના હાથેથી દાનવીરતા છૂટી ગઈ છે તેવે સમયે સોલંકીઓના તખતેથી (લુણાવાડેથી) અશ્વદાનનો પ્રવાહ છૂટયો.

જેઠુએ ગોહેલે હાથ ખેંચીઆ જદંન જાડે,
હાલાં ઝાલાં ચૂડાસમા ખેંચી ઊભા હાથ;
હીંદુઆણે ઉરરાણે સાખી કે નરંદ હુઆ,
નાંખિઆ લાખિકે હાથ લુણપરા નાથ. ....૪

જેઠવાઓ, ગોહેલો, ઝાલાઓ, ચૂડાસમાઓ વગેરે જે સમયે પોતાના હાથ મ કોઈને દાનથી નિવૃત્ત થયા એ વેળા લુણાવાડાના ધણીએ લાખ રૂપિયાનો હાથ નાખ્યો, જેના સાક્ષી અનેક હિન્દુ તુર્ક નરેશો છે.

વાઘેલે વિહારે ચાઉ, વહે ચાઉ વીકાંનેરે,
પાંણે ચહુ આંણે રાંણે છોડી આપ રત;
ખાંનજાદા જામજાદા રાયેજાદા વ્રત ખૂટા,
વખતશી રાંણા તણાં ન ખૂટા વખત — ૫

વાઘેલાઓએ અને બીકાનેરે દાનેશ્વરી થવાના કોડ છોડી દીધા, રાહુઆણ રાજાને હાથેથી પોતાની કૂળરીત દાનવીરતા છૂટીગઈ; ખાનજાદા (રાધનપુર – પાલણપુર ) જામજાદા (જામનગર–જાડેજા) રાયજાદા વગેરેની પ્રતિજ્ઞાઓ તૂટી ગઈ. પણ લુણાવાડા ધણી વખતસિંહનો યશ ગૌરવનો સમય તો ખૂટયો જ નહીં.

(૪)

કવીશ્વરો ચાહે તો દાતારને ઈંદ્ર અને સૂર્યથી પણ મોટા કરી જાણે છે.

જગતસિંહ કે જગતાજી નામે કોઈ દાતારે

કોઈ કવિને પ્રથમ મિલન વખતે જ તાજણ ઘોડી પસાવ કરી, એના 'વધાવા'માં કવિએ જગતાજીને શું આપ્યું તે જુઓ:

ગીત

જગચખે સપતાસ ન દીધો જંગમ
કૂંજર સુરપતિ ગરઢો કિધ...
પીરાંણી તાજણ જગતાપી,
દોઈ વધિ જાંણ મલણ મઝિ દીધ...૧

સૂર્યે સપ્તાશ્વનું કોઈને દાન કર્યું નહીં, ઈંદ્રે સ્વારીમાં જ ઐરાવત ગજરાજને વૃદ્ધ કરી દીધો. આ બન્ને વાત જાણીને હે જગતાજી! તેં મને પ્રથમ મિલનમાં જ પીરાણી તાજણ દાનમાં આપી.

અરકે નહ દીધો ઉંચાસો
હાથી ઇંદ્ર ન છૂટો હાથે
એ બે મીઢ જસી રોઝી અળિ
સત દેદલ દીધી સમરાથ...૨

સૂર્યથી (ઉચ્ચૈઃશ્રવા) અશ્વ કોઈને દાનમાં અપાયો નહીં, કંજૂસ એવા દેવરાજને હાથેથી ગજરાજ પણ છૂટયો નહીં, પણ દેદલજીના સમર્થ પુત્રે ગજરાજ અને ઉચ્ચૈઃશ્રવાની બરોબરી કરતી રોઝા રંગની આ ઘોડી મને દાનમાં આપી.

રવિ રથે રિયો જનમલગ રાખે
ગજ રાખ્યો ગળ રંક ગણી
મનોહર હરા છઆં હું મોટો.
તાજણી દીધી લાખ તણી...૩

સૂર્યે સપ્તાશ્વને તેનો આખો જન્મારો રથે જોડી જ રાખ્યો, અને ઈંદ્રે પણ ઐરાવતને રંકના રતન માફક ગળે જ રાખ્યો પણ દાન કર્યું નહીં, એથી મનોહરસિંહનો પૌત્ર જગતોજી એ બેથી મહાન છે, કેમકે એણે લાખોની કિંમતની તાજણ દાનમાં આપી દીધી.

૫

ચારણો જેમ ઘોડાં દાનમાં લેના તેમ રાવળ, મોતીસર અને બારોટોને દાનમાં પણ આપી દેતા.

ઢોકળીયાના મૂળ પુરૂષ કેશવદાસ રતનું (મુળુ ખાચરના પવાડાના રચનાર)ના ત્રીજા પુત્ર કાનદાસ થયા. એ કાનદાસના કાકા દેવકરણ રતનું અવસાન પામતાં એમના કારજ પ્રસંગે કાનદાસ રતનુએ મોતીસર રણમલજીને જાતવંત ઘોડો દાનમાં આપ્યો ત્યારે મોતીસર કવિએ 'વધાવો' ગાયો:

ભજાં ભાંમણે કાંનડા વાજ દીધો ભલો
વરણ અજવાળવા આય વતનું
તાંણીઆ ઉતરે ભાખરાં તાકડો
રાંણીઆં માંકડો જુવે રતનું...૧

અરે કાનદાસ! આવો જાતવંત અશ્વ દેનારી તારી ભૂજાઓ પર હું ઓળઘોળ થાઉં છું. જેની પ્રશંસા માટે મારે વાણીને (ભાખરાં) તાણીને વિપુલ કાવ્યો રચવાં પડે એવા આ 'માંકડા ઘોડાને રાણીઓ પણ જોઇ રહે છે.

સતણ કેશવ વૃવો આખરાં સાંભળી
વેંચીઆ લાખરા કરજ વાઢે
પદંગ હાથી ઘડે છત્રાળા પેખવા
કંઈ શાહ જાદીયાં ગળાં કાઢે—૨

કેશવદાસના સપૂત! તેં મારી કવિતા સાંભળી આ ઘોડો મને દાનમાં આપ્યો, જેને વેચવાથી લાખોનું ઋણ ફીટે એમ છે.* છત્રપતિની પદવીવાળા રતનું! તારા આ હાથી સરખી કદાવર કાયાવાળા ઘોડાને નીરખવા તો અનેક શાહજાદીઓ ઝરૂખેથી ડોકાય તેમ છે.

દુથીયાં રામહર સા કરો તેં દીયો
છત્રપતિ ઘડી નહ પરો છાંડે
અલંગે વંદર જું ડાંળિયાં ઉપરાં
માળિયા થકી ત્રિ નજર માંડે...૩

બીજાથી ન દેવાય અને રાજાઓ જેને પોતાથી ઘડીએક દૂર ન રાખે, જે ડાળીઓ પર કૂદતી વાંદરા જેમ ફલાંગો મારે છે, એને રામદાન રતનુંના પૌત્ર! તેં સવળે હાથે દીધો. એને જોવા માટે તો અનેક સુંદરીઓ મેડીએથી નજરો માંડે છે.

કાટ નવ પોરસે કવિ ઉરણ કિયા
રાજવી ઢીંકલી સાવ રહિઆ
અવરનર માકડો રખે કરે આતલા
કાકલા ભેળા અસ દાંન કરિયા....૪

ઘણો પોરસ દાખવીને તેં કવિને (રણમલ મોતીસરને) ઉઋણ કર્યા. તારી પાસે રાજાઓ પણ છોટા રહ્યા રખેને બીજાઓ માંકડાની ઈચ્છા કરે, એવું મનમાં ધારીને તેં કાકાના કારજ વેળા અશ્વનું પણ દાન કરી દીધું.

---

* જેસલમેરના રાવળ દેવરાજે ર... ણોને છત્રપતિ છત્રાળાનું બિરૂદ આ...

# એનું નામ ઘોડાં

અમરદાસજી ખારાવાળા (ખારા)

રાજસ્થાનના કુળુમંઢના પરદુઃખભંજણ જુવાન ઠાકોર પાબુજીએ આઈ દેવલ કાછેલીને પૂછયું કે: "હે બાઈ! થળ પારકરના અમરકોટના સોઢાઓને ત્યાં મારે પરણવા જવું છે. સોઢાઓના ઘોડા ઘણા જોરદાર છે. એમાંથી આગળ નીકળી જઈને ગઢમાથે બાંધેલા ઊંચા તોરણોને આપની કાળમી ઘોડી આંબી શકશે?"

જંગી સોઢા જેત, અમરગઢ ઊંચો અલંગ;
તોરણ બંધસી તેત, કિણ બિધ પૂગે કાળમી?

ત્યારે આઈ દેવલ કહે છે કે હે ધાંધલકુળના છત્ર!

છત્રધર ધાંધલ છાત્ર, ક્રમધજ શોચ ન કીજિયે;
તોરણ કીતિયેક બાત, તારા અંબર તોડસી.

તોરણ તો શું પણ આભના તારા તોડી આવે, એમ છે આ કાળમી, તું ચિંતા ન કર.

આ કાળમી ઘોડી એટલે કાઠિયાવાડી ઓલાદની કાળી કેસર. કહે છે કે રાણા પ્રતાપનો ચેતક પણ ખોડ ગામના ચારણે આપેલ અસલ કાઠિયાવાડી ઓલાદનો હતો.

એવાં ઘોડાંનો ઉછેર કાઠિયાવાડના ચારણો કરતા અને સારાયે દેશમાં ઊંચી ઓલાદનાં ઘોડાં પૂરા પાડતા. પાંચાળને અડીને ઊભેલું બાબરા તાલુકાનું રાયપર ગામ આવા જ ચારણ સોદાગર લખા દાંતીનું ગરાસનું.

લખા દાંતી જ્યારે ઘોડાં વેચવા નીકળે ત્યારે કોઈ ઠાકોરની બરાત જેવો દોરદમામ જામતો. રસ્તે જતાં જે કોઈ વણઝાર સામી મળે એનાં પશુને ઘાસ અને માણસને મિષ્ટાન્ન જમાડતા જાય. આમ માળવાથી માંડીને જેસલમેર સુધીની વણઝારોમાં લખા દાંતીનું નામ દાનેશ્વરી તરીકે લેવાતું.

દોઢસોક વરસ પહેલાંની વાત. લખા દાંતી પોતાના કુળગોર મણિશંકર કંડોળિયા પાસે મુહૂર્ત જોવરાવી ઉમદા ઓલાદનાં ઘોડાં લઈ મારવાડને પંથે ...ા. રસ્તામાં રાજસ્થાનના સુકવળા ગામે આઈ ...ં થાનક, લાપસીનાં નિવેદ કરી સુકવળા, ...દિયાળા ને રાયપર એવાં ચાર ગામને ...જોધપુર પહોંચ્યા.

એ કાળે જોધપુર મહારાણા ફતેસિંહજીનાં રાજ. જોધપુરમાં પંજાબનો એક ઘોડાંનો સોદાગર પણ કીનખાબના તંબુ તાણીને દોમ દોમ સાયબી સાથે પડેલો.

ઘોડાંની પરખ શરૂ થઈ. મહારાણા ફતેસિંહજી ગણેશદોઢીએ બેઠા બેઠા પોતાના અમીરો તરફથી થઈ રહેલી ઘોડાંની પરીક્ષા જોઈ રહ્યા છે. પંજાબના સોદાગર અને લખા દાંતી એક પછી એક પોતાના ઘોડાંની કરામત અને તાકાતનો પરિચય આપી રહ્યા છે. ઘોડાંની આ રમત ને કળા જોવા હકડેઠઠ મેદની જામી છે.

એમાં લખા દાંતી કહે "ઘોડાંની ખરી ચાલ જોવી હોય તો આ માધાવાવ ઉપર બેક વેંત પહોળું એવું મજબુત પાટિયું નાખી ઘોડાંને સોંપટ ચલાવવાં જોઈએ. પંજાબનો સોદાગર કહે "ઈસમેં ક્યા બડી બાત હૈ?"

હજી ગઈકાલ સુધી ઘોડાંને આવી કેળવણી અપાતી માધાવાવ ઉપર બેક વેંત એવું મજબુત પાટિયું નખાણું. બેય છેડે પાટિયાંને ભીડી લેવામાં આવ્યું પંજાબના સોદાગરે પહેલ કરી ને પોતાના એક ઉમદા ઘોડાને પાટિયા ઉપર લીધો. ઘોડાની પાટિયા ઉપરની ચાલથી મેદની મુગ્ધ બની.

અરધેક પાટિયે માધાવાવની અધવચ્ચે પંજાબી અસવાર પહોંચ્યો ત્યાં લખા દાંતીએ સામે છેડેથી પોતાના ઘોડાને હજી બીજા વિચાર કરે તે પહેલાં પાટિયા ઉપર લઈ લીધો. પંજાબી સોદાગર "હાં હાં હાં!" કરે ત્યાં તો લખા દાંતીનો ઘોડો પંજાબી ઘોડાની સામે આવી ઊભો. બેય ઘોડાં એક બીજાનાં મોઢાં સુંઘીને ફરકડા દેવા માંડ્યા. સૌના શ્વાસ અદ્ધર ચડી ગયા.

લખા દાંતી પંજાબી સોદાગરને કહે "હવે તમારો ઘોડો પાછો કઈ રીતે લેશો?"

પંજાબી સોદાગર કહે "વો કૈસે બન સકતા?" ત્યાં લખા દાંતીએ પોતાના ઘોડાને ઈસારો કરતાં પાછલા બેય પગે ઊભો થઈ, ગયો, બીજા ઈશારે દોર પર નટાવો ફરે એમ ડાબા ઉપર પાછો ફરી ગયો ને પાટિયા ઉપરથી ઊતરી ગયો. મેદનીએ વધાવી લીધો ને મહારાણાએ મોજમાં આવી હીઢોળિયા ગામ લખા દાંતીને ત્રાંબાને પતરે વંશપરંપરાગત લખી આપ્યું.

# ચમરબંધ ચાંગી

વેરીસાલ અયાચી (નવા અંજાર)

કોઈ મોરૂકા જમાનાની વાત નથી. હજી તો પચીસ વરસ પહેલાંની જ આ વાત છે. ૧૯૪૭ ની ૧૫ મી ઓગસ્ટની દેશમાં ઊજવણી થતી હતી તે પહેલાંના પોષ મહિનાની આંગળીવઢ ઠંડીના સુસવાટા કચ્છના રણને કાંઠે ઝાપટ દઈ રહ્યા હતા. બાર ગામ ચોરાડના અને બાર ગામ વાગડના એમ ચોવીસ ગામની આડેસર ગામની ઠકરાત આ રણને કાંઠે ઝપાટા લઈ રહી હતી. ઠાકોર પ્રવીણસિંહનાં તેદી રાજ. પોતાની રંગીલી ને ખુમારીભરી યુવાનીના દિવસો આજેય ઠાકોર પ્રવીણસિંહજી યાદ કરતા એ જ આડેસરના દરબારગઢમાં વાર્ધક્ય વીતાવી રહ્યા છે.

ઠાકોર પ્રવીણસિંહજી મોટર પણ રાખતા. પણ શોખ એમનો ઘોડાંનો. પોતાની ઘોડાહારમાં વીસ વીસ જાતવંત ઘોડાં બાંધ્યાં રહેતાં. રણનો કાંઠો, ખડબૂબડ કાંટય અને ક્યાંક જારના ઢૂવા, પછી તો રણનો સપાટ પ્રદેશ. હરણકાં, રોઝડાં અને સૂવરડાંનો ભારે ત્રાસ. રણનો કાંઠો, માઠી મોસમના ઊભા પાકને પણ રોળી નાખે. એમાંય સૂવરડાંમાં વકરીને એકલ બની ગયેલા સૂવરને દોડતે ઘોડે ભાલે પરોવવામાં ઠાકોર પ્રવીણસિંહજી ભારે પ્રવીણ. ફ્લાંસું મારતાં હરણાંને ઘોડાં ભેટાડીને ઘોડાંના ડાબા નીચે લઈ લેતા. હવે ઠાકોર પ્રવીણસિંહજીના મુખે જ એમની ચાંગીના બિરદની વાત સાંભળીએ :

મારી પાસે જે ચાંગી ઘોડી હતી એનું મૂળ માવતર તો ચોટીલા નાજા ખાચર લેખાય. અમારા વડવાઓએ કાલાવાલા કરી ચાંગીનો વેલો આડેસર ઉતારેલો.

વાત એમ બની કે સને ૧૯૪૬ ના પોષ મહિનાના દિવસ. એક સાંજે ખેડૂતોએ સમાચાર આપ્યા કે "રણકાંઠા પરની સીમમાં સૂવરનો ભારે રંજાડ છે. જુવારના ઊભા મોલનો સોથ વાળે છે." વધુમાં જાણવા મળ્યું કે આ સૂવરડાંનો રખેવાળ એક વકરેલો એકલિયો સૂવર છે. પણ કાંધ નાખી ગયો છે. લાંબી લાંબી દાતરડી ને પાડા જેવું ડીલ કાઢી ગયો છે. ઝનૂની પણ અનહદનો છે.

બીજે દિવસે રણની કડકડતી ઠંડીમાં અમે ઘોડે પલાણ નાખ્યાં. તે દિવસે મેં ચાંગી ઘોડીને રાંગમાં લીધી. પછી ઊભા જુવારના પાકમાં અમે સૂવરડાંને હડફેટમાં લીધાં. કૈંકને ભાલે વીંધી નાખ્યાં ને દસ દસ ગાઉના પલ્લા ઝાટકી સાફ કર્યા પણ એકલિયો સૂવર હાથ ન પડયો. મારા બે શિકારી પગીને એ એકલના સગડ કાઢવા પાછળ રાખી અમે અંધારે અંધારે ગામમાં આવ્યા.

શિકારી જીવ અને શિયાળાની રાત જેવી ચમકવાળી જુવાની એટલે આખી રાત જીવને તલપાપડ રહ્યો. સવારમાં ઊઠતાં જ શિકારીએ આવી વાવડ દીધા કે: "એકલના સગડ મળ્યા છે, પણ કોઈકથી ઘાયલ થયેલો લાગે છે, એમ એનાં પગલાં કહે છે."

સૂવર જનાવરને ચરબી એવી હોય છે કે કોઈ ઘા થાય તો બહુ લોહી નથી નીકળતું કે તેની શકિત પણ બહુ ક્ષીણ નથી થતી. પણ ઘાયલ થયેલો એકલિયો સૂવર ભારે ઝનૂની બને છે.

સમાચાર મળતાં ચાંગીને સાબદી કરી. એક એકલનો જ શિકાર કરવો હતો, એટલે બે શિકારી કૂતરા ને બે પગપાળા સીદી શિકારીને જ સાથે લીધેલા. સગડ પર ચાલતાં ચાલતાં અમે નિશાન પર પહોંચ્યા. શિકારીઓ ખરા હતા. સૂવર સામે આવેલા જારના ઢૂવામાં આરામ કરતો પડયો હતો.

આ ઢૂવાની પાછળ જ રણ લાગતું હતું. સૂરજ મહારાજ રાશવા ચડયા હશે. શિયાળુ ઓતરાદા ઠંડા પવન રણની છાતી ઉપર ખેલી રહ્યા હતા. એમાં કૂતરાઓને સૂવરની ગંધ આવી ને ઢૂવા તરફ

જોઈને ભસવા લાગ્યા પાછળના પગથી ધૂળ ઉડાડી હુમલો કરવાની રજા માગવા માડયા તરત જ શિકારીઓએ કૂતરાને સીસકારીને ટૂવા ઉપર છોડયા

ઝનૂની બનીને કૂતરા ટૂવા માથે ત્રાટકયા પણ ત્યાં તો વળતો કડાકો સભળાયો એકલિયા સૂવરે દાતરડીના એક જ ઝપાટે એક કૂતરાના બે કટકા કરી નાખ્યા ને બીજો કૂતરો હાઉ હાઉ કરતો અમારા તરફ પાછો ભાગ્યો અને એ જ ઘડીએ સૂવર સ્ફૂતિથી રણની સપાટ ધરતી પર ભાગવા માડયો ટૂવાથી અડધો ખેતરવા સૂવર નીકળી ગયો ત્યારે શિકારીની નજર પડી

'બાપુ ! એકલ ભાગ્યો જાળવજો !'

અને મે જમણે હાથે ભાલુ પકડી ડાબેહાથે લગામ ખેચી ચાગીને સૂવર પાછળ વહેતી કરી સૂવર એકાદ માઇલ આગળ નીકળી ગયેલો પણ ત્રણજ મિનિટમા ચાગી સૂવરથી પચાસેક ફૂટને અતરે પહોચી ગઈ આ ત્રણેક વરસનો પાડા જેવો માતેલો સૂવર જીવ ઉપર આવીને દોડયે જતો હતો પચાસેક ફૂટ આગળ સૂવર અને પાછળ ચાગી રણમા ધડબડાટી સિવાય બીજુ કાઇ સભળાતુ ન હતુ

ચાગી શિકારી ઘોડી હતી પોતે શિકાર ન બની જાય અને સ્વારથી શિકાર થાય એવી તાલીમ-વાળી ચપળ ઘોડી હતી એટલે સાવચેતીથી તેણે સૂવરને પોતાને એક પડખે લીધો જેથી સૂવરને હુ ભાલુ મારી શકુ સૂવર લડાઇનુ પડ બાધતો હતો, તે દોડમા ધીમો પડયો અને ચાગીને દાતરડી મારવા હુક મારી મે ભાલો ઝીકયો પણ સૂવર ધીમો પડી જવાથી ભાલાનુ ફણુ તેને છરકતુ લાગ્યુ ને પાછો સૂવર ભાગ્યો

રણમા નાના લાણાના અને ટૂકા ટૂકા કાટય ના ઝાડવા હોય છે એટલે વેગમા છટકી જઈ શકે નહિ એથી સૂવર બીડાણો અને કાટયના ઝાડવા ઓથે ચકાવો મારવા લાગ્યો આવા ઓરસ ચોરસ હજારેક ફૂટના વિસ્તારમા મારા ને સૂવર વચ્ચે ધીગાણું મડાણુ ઘડીકમા સૂવર ભાગે અચાનક હુક મારી ચાગી ઉપર હુમલો કરે શિકારની સાથેની ચાંગી સૂવરની ઝપટમાં ન આવતાં સૂવર બીડાવવા ચપળ તાથી કુડાળે પડવા લાગી મે ત્રણ મિનિટમા તો કઇકે ખેલ ખેલાઈ ગયા

એમા મને થયુ કે હવે સૂવર બરાબર બીડાણો છે, ચાગીએ સૂવરને એના ડાબા નીચે લીધો અને મે ભાલો ઝીકયો, ત્યા તો સૂવર મોટુ ગડથોલુ ખાઇને ચપળતાથી ઊભો થઈ ઊભો રહ્યો પવનના વેગથી ભાગવા માડયો મે ચાગીને મરોડીને ફરી મેદાને લીધી ફરી રણમા ધડબડાટી બોલવા માંડી

મે મારી આખી જિદગીમાં આવો દોડનારો સૂવર જોયો નહતો પણ ચાગી આગળ ભાગીને કયાં જાય ? હવે અમે રણ વચ્ચે હતા ઓથ લેવા એકાદેય ઝાડવુ ન હતુ સૂવર હાથ વેતમા લાગતાં બરાબર લાગ આવ્યો જોઇને મે ભાલુ ઝીકયુ

પણ ભાગતો સૂવર એકાએક દોડ સકેલી ખીલાની જેમ ખોડાઈ ગયો અને પાછલા બે પગ પર બેઠા સૂવર ઉપર ધસ્યે આવતી ચાગીની પોતાની કકરાવેલી દાતરડી જેવી દાતરડી છાતી ચીરી નાખે એવો સૂવરે ગજબનો દાવ ખેલતા મારો શ્વાસ અદર ચડી ગયો કે ભારે થઇ મે બળમા ભાલાનો ઘા ઝીકેલો તે ભાલો અચાનક સૂવર થભી જતાં સૂવરથી આગળ નીકળી ગયો. ઘા નિશાન ન લઈ શકયો ને ભાલો હાથમાથી છટકી ગયો, પણ મને ભય ચાગીનો હતો

ત્યાં તો વીજળીનો ચમકારો થાય એમ ધસ્યે જતી ઘોડીએ બાઘોડી છલાં I મારી, સૂવરને ટપીને બાર હાથ છેટે જઇને થભી જાતવત ઘોડા કટોકટીમા ભારે નિર્ણય કરી શકે છે ઊટની જેમ એ દુશ્મનના મોઢામા નથી જતુ

ઘોડીના અચાનક વેગથી અને એકાએક થભીને છલાંગ મારતા મારી સમતુલા હુ ખોઈ બેઠા અને હુ ઘોડી ઉપરથી નીચે ફેકાઇ ગયો પછી સૂવર જેવુ હરીફ અને વિકરાળ જાનવર તક ભૂલે ખરૂ ?

સૂવર મને ચૂથવા મારા પર ધસ્યો અણીની પળો હુ ઊભો થવા ગયો ત્યા તો સૂવરે દોડીને

માથું મારીને મને પછાડી દીધો. સૂવર દાતરડીથી મને વેતરી નાખવા માગતો હતો. સામાન્ય રીતે આવો સૂવર આડધડે માથું મારે છે ને શિકારને ચગદે છે. કારણ કે દાતરડી મારવા માટે એને લાગ લેવો પડે છે.

અણીની પળે હિંમત જ કામ આવે. સૂવરનો સામનો કરવા એ ગૂડા ખોડી હું ઊભો થયો અને હાથનાં કાંડાં આડા દઈ તેને રોકતો હતો. હું લડાઇ લંબાવવા માગતો હતો. જેથી મારા શિકારીઓ આવી પહોંચે પણ હવે સૂવર મને એ પદ કેમ આપે ?

લડતા પાછા પાછળ હઠીને જે રીતે ટક્કર મારે એ રીતે સૂવરે મને એવું વજનદાર માથું માર્યું. વળખાઇને હું પડી ગયો. ત્યાં તો સૂવરે બીજી ટક્કર મારી. સને તમ્મર આવી ગયાં. દાતરડીનો પણ એકાદ છરકો થયો. આંખોમાં આંબલી પીપળી રમવા લાગ્યાં. હવે તો માતાજી માતાજી !

પછી જ્યારે હું પૂરાં ભાનમાં આવ્યો ત્યારે મારા શિકારીના ખોળામાં હતો. ચાંગી નસકોરાં બોલાવતી મારી બાજુમાં છૂટ ઊભી હતી અને એકલિયો સુવર રહેંસાઇને ઢગલો થઇને પડયો હતો. હું ભાનમાં આવ્યો ત્યારે શિકારીએ મને આ પ્રમાણે વાત કરી :

"બાપુ ! અમે તો થોડી પાછળ દોડતા જ આવતા હતા. પણ અમે બેક ખેતરવા છેટા રહ્યા ત્યાં આપને ઘોડી ઉપરથી પડતા જોયા અમે ફ્રાસકો ખાઇ ગયા કે આજે નક્કી અમારા ઉપર કાળી ટીલી ચડી. ચાંગી વગર અસવારે દોડ્યે જતી હતી, અને આપ તથા સૂવર ચકલાગોટો હતા. આતો મિનિટનો મામલો હતો. પણ ચાંગીને આપનો ભાર ન વરતાતાં હાવળ દઇને પાછી વળી. આપના ઉપર સૂવરની દીંકુ પડતાં જોઇને પૂંછનો ઝંડો માથે લઇ તીરવેગે દોડીને સૂવર માથે ત્રાટકી. આપને ચૂંથતા એકલને ચાંગીએ દાઢમાં લીધો, બરાબર પીઠથી પકડયો અને જબ્બર આછટ મારીને એક બાજુ ઘા કર્યો.

પણ એકલ ભારે વકરેલો. અમે છેટેથી દોડતાં દોડતાં આવતાં ઘણા હાકોટા કર્યા પણ એ તો પૂરા ઝનૂનથી આપ ઉપર મંડાણો. પણ ચાંગી એના ખરા રૂપમાં આવી. જેમ સન ચડે ને રૂંવાડાં બેઠાં થઇ જાય એમ ચાંગીની કેશવાળી ઊભી થઈ ગઇ. કેઠ આડેશર સંભળાય એવી જોરથી હાવળ નાખીને ફરીથી સૂવરને પીઠથી પકડયોને જોરથી આછટ મારી આપ ઉપરથી દૂર લઇ જઇ જડબામાં બરાબર જકડી સૂવરના માથા માથે પોતાના આગલા પગના ડાબાની ટાપ ઉપર ટાપ માંડી મારવા. અમારો સાદ ફાટી ગયો. "પહોંચી આવ્યા છીંઇ બાપ ચાંગી ! માતાજી! તેં અમારી લાજ રાખી છે."

અમે પહોંચ્યા ત્યાં સુધીમાં તો ચાંગીએ આ વિકરાળ સુવરને અધમૂવો કરી નાખેલો. અમને ભારે લાગ મળ્યો. એકલ ચાંગીના બટકામાં પકડમાં જ હતો અને અમે બેય જણાએ સૂવરને વાઢી નાખ્યો. પણ બાપુ ! ચાંગીનું શું ઝનૂન ! સૂવરના લોહીનું ખાબોચિયું ભરાણું હતું. તે લોહી ચાંગી ચહકાવવા લાગી. અમે મુસલમાન એટલે સૂવરનું લોહી પીતી ચાંગીને ફોસલાવીને માંડ રોકી."

આવું બન્યું. એ પછી ચાંગી અમારો ઘરે ત્રણ વરસ જીવી. ચાંગી અમારી જીવનદાતા હતી. એટલે એ॥ ઉપર ચડવાનું છોડી દીધું હતું. સવાર સાંજ એની આગળ લોબાનનો ધૂપ કરી અમે એને પૂજતા.

ચાંગીની યાદે વલોવાઇ જતા હોય તેમ નિસાસો નાખીને બોલ્યા: "હવે તો એ ઘોડાં ગયાં અને અસવાર પણ ગયા. સરપ ગયા ને લીસોટા રહ્યા. કયારેક પેટે પડેલી વાતોને આ રીતે તમારા સરખા માણસ આગળ વાગોળી લઇએ છીએ.

એમ કહેતાં એ વીતેલા જમાના અને ચાંગીની યાદમાં આંખે આવેલાં જળજળીઆં હાકોરે લૂછ્યાં.



**વીરા મારા ! લીલુડે ઘોડે સાયબો આવશે, ઉપર સોનેરી પલાણ;**
**વીરા મારા ! ધ્રૂજે ધરતી ને ખળકે સાયરાં, ડુંગરે ને દેવળે મેલાણ.**

# બીજમાં પણ ખબરદાર ઘોડો

હરસુરભાઈ ગઢવી (ભેસાણ)

સને ૧૯૪૮ની સાલમાં હું જૂનાગઢ રાજ્યના ઘોડેસ્વાર પોલીસ ખાતામાં હીસાબનીશ તરીકે કામ કરતો હતો ભારત આઝાદ થયું હતું આરઝી હકુમતે જૂનાગઢનો કબજો લીધો હતો શ્રી શામળદાસ ગાંધીની સરકાર હતી નવાબી રાજ્યની લેન્સર્સ તથા ઇન્ફન્ટ્રીની પલટનોને બરખાસ્ત કરવામાં આવેલી ઘોડેસ્વાર પલટનનો કબજો માઉન્ટેડ પોલીસને સોંપાયેલ ઘોડાઓ વધી પડેલા, એટલે નવી ભરતી શરૂ કરવામાં આવેલી દાદેખા જમાદાર ટ્રેનીંગ આપતા હતા મને પણ 'રાઇડીંગ શીખવતા હતા ધીમે ધીમે મને ઘોડેસ્વારીનો શોખ લાગી ગયો હતો લગભગ દરરોજ ઘોડેસ્વારી કરતો હતો

ઘોડેસ્વારો હસ્તકના ઘોડાઓમા 'નેપોલિયન' નામનો એક ઘોડો તોફાની હતો વેલર હોવા છતાંય કદમા નાનો હતો કયાડારગનો ખુમારીવાળો હતો તેજ તબિયતનો હતો બીજા ઘોડાઓની સરખામણીમા એના પગના ડાબલા પ્રમાણમા મોટા હતા એ કયારે બગડી બેસે તેનું કોઈ ઠેકાણું નહિ હોવાથી મોટા ભાગે સ્વાર એના ઉપર બેસવાની ઇચ્છા કરતા નહોતા

એક દિવસે એની ઉપર સ્વારી કરવાની મને ઇચ્છા થઇ કોઇનેય પૂછવાપણું તો હતું જ નહિ એટલે સ્વાર થઇને મેદાનમાં લઇ ગયો નેપોલિયન શરૂ શરૂમા તો બરાબર કહ્યાગરો રહ્યો પરેડ બરાબર કરી. પરંતુ દાદેખા જમાદારે જ્યારે બધા ઘોડેસ્વારોને ગોળ કુંડાળામાં રાખીને 'ગેલપ' નામની દોડ શરૂ કરી ત્યારે એકાદ ચક્કર દોડયા પછી એને કોણ જાણે શું સૂઝયું ને એનો પિત્તો ફાટયો ! લગામ ખોટી રીતે ખેંચાઇ ગયેલી કે પગની એડી લાગી ગયેલી અત્યારે તો કાંઈ યાદ નથી આવતું, પણ મારા ફરકડો બોલાવતો નેપોલિયન કુંડાળું છોડીને ચારેય પગે ઉપડયો સીધો તબેલા તરફ દાદેખા જમાદાર અને ચારપાંચ સ્વારો પાછળ પડયા પરંતુ રોષે ભરાયેલા નેપોલિયનને આંબવાનું કોઇનું ગજું હોતું ત્યાં એને રોકવો કેમ ?

તબેલાનું મકાન પતરાના છાપરાવાળું લાંબું હતું વચમા નાની દીવાલ હતી એની બેય બાજુ ઘોડાઓ હાર બંધ બંધાતા હતા તબેલામાં ઉપરના પતરાંનાં છાપરાનાં નેવાં બહુ નીચાં હતાં જતા આવતાં માથું ઝુકાવવું પડે એટલા નીચા હતા

નેપોલિયન તો ધનુષ્યમાથી છૂટેલા તીરની જેમ વાઝેવાઝ તબેલા તરફ જ ભાગતો હતો લગામ સહીત બે ય હાથે જીનને પકડી રાખીને હું મારી જાતને માંડ-માંડ સંભાળતો હતો સ્વારીના નિયમ બધાય ભૂલાઈ ગયા હતા તબેલાનું મકાન નજીક આવી ગયું નેવાની નીચાઇનો મને ખ્યાલ હતો નેપોલિયન જે ગતિએ ભાગી રહ્યો હતો તે જોતા નેવાંનું પતરૂં ગરદનને વ્હેરી નાખે, તેમાં લેશ પણ શંકા નહતી શ્વાચ્છોશ્વાસ અદ્ધર થઇ ગયેલા આંખો નેવા ઉપર જ ચોંટી રહી હતી ત્યા તો નેપોલિયન તબેલા લગોલગ આવી ગયો એક ક્ષણની જ વાર હતી, પરંતુ એ સમજદાર પ્રાણી બરાબર નેવાંની લગોલગ પહોંચીને ઊભું રહી ગયું તબેલામાં સફાઇ કરતા કામદારો ફાટી આંખે જોઇ રહ્યા હતા તેઓ દોડી આવ્યા નેપોલિયનને પકડી લીધો ઠેકડો મારીને હું હેઠે ઊતર્યો ત્યારે જ શ્વાસ હેઠો બેઠો દાદેખા જમાદાર વગેરે પણ પહોંચી ગયા નેપોલિયનને માંડ શાંત કર્યો બાંધ્યો સહુના જીવ હેઠા બેઠા

'હરસુરભાઇ માટે 'નેપોલિયન' રાખજો ' એમ બોલીને દાદેખાં જમાદાર ત્યાર પછી પણ અવાર નવાર મને ચીડવતા રહેતા હતા પરંતુ મેં નેપોલિયનનું નામ લીધું જ નહોતું.



# જામ રાવળની પ્રતિમા અને જામ રણજીતનો અશ્વિનીકુમાર

જયમલ્લ પરમાર

જામનગરથી શ્રી. પિંગળશીભાઈ ગઢવી અને કવિ શ્રી. નારણદાન બાલિયાએ જામરણજીતના દેવાંગી અશ્વ અશ્વિનીકુમારની ટૂંકી નોંધ મોકલેલી. મને એમાં રસ પડયો. ત્યાં શ્રી મૂળુભાઈ પાલિયા (માજી ડી. વાઈ. એસ. પી)એ જામ રાવળની પ્રતિમા અને અશ્વિની-કુમાર વિષે વધુ રસિક વાત કરી. એ અંગે શ્રી. મુળુભાઈને વધુ વિગત મોકલવા વિ. કરી ત્યાં અમદાવાદથી અશ્વાંક માટે લાગણી વ્યક્ત કરતો શ્રી. રવિભાઈ રાવળનો પત્ર મળ્યો. એમણે પણ અશ્વિની-કુમાર ઘોડાની યાદ દેવરાવી, અને પોતે 'કુમાર' માસિકના કોઈ અંકમાં નોંધ કરી હોવાનું જણાવ્યું. મેં શ્રી. રવિભાઈને જણાવ્યું તે પ્રમાણે વધુ વિગત કે જામ રાવળની અશ્વિનીકુમાર સહિતની પ્રતિમાની તસ્વીર મારા પ્રયાસો છતાં હું મેળવી શકેલ નથી. એમ દુઃખપૂર્વક મારે જણાવવું જોઈએ. પણ જે કાંઈ મળ્યું તેની ટૂંક નોંધ અહીં આપી છે. તસ્વીર કદાચ મળી આવે.

મરહૂમ જામ રણજીતસિંહજી પાસે નવાનગર રાજ્યના સ્થાપક એમના પૂર્વજ જામ રાવળની આછી પાતળી રેખા દોરેલું એકાદ ચિત્ર હતું. જામ રણજીતની ઇચ્છા થઈ કે એના ઉપરથી જામરાવળની એક સુંદર પ્રતિમા બનાવવી. જામ રણજીત ચિત્ર અને શિલ્પના ઘણા શોખીન હતા. જામસાહેબના મહાલયો, પ્રતિમાઓ અને પશ્ચિમના ખ્યાતનામ ચિત્રકારો પાસે લાખોના ખર્ચે તૈયાર કરાવેલાં બહુમૂલ્ય ચિત્રો જે આજે પ્રતાપવિલાસમાં પડયાં છે તે એની ગવાહી પૂરે છે. એ ચિત્રો સહિત સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન એક આર્ટ ગેલેરી કરવાની યોજના વિચારાયેલી, અને મરહુમ જામ સાહેબ શ્રી. દિગ્વિજયસિંહજીએ એ માટે એક મહાલય કાઢી આપવા પણ લાગણી બતાવેલી.

આ જામરાવળનું આછું પાતળું ચિત્ર જામ રણજીતે ઇંગ્લાન્ડના પ્રસિદ્ધ પ્રાણી શિલ્પી હર્બર્ટ હૈટઝલાઈનને બતાવીને એના ઉપરથી એક પ્રતિમા બનાવી આપવા જણાવ્યું. શિલ્પી હર્બર્ટ હૈટઝલાઈને ચિત્ર જોઈને કહ્યું કે આ ચિત્રમાંથી તમે કહો છો તેવો ચહેરો મહોરો ઊઠતો નથી. આખી મુખાકૃતિવાળો માણસ બતાવો તો એના ઉપરથી પ્રતિમા બનાવી આપું.

એથી એવા માણસની શોધખોળ રાજ તરફથી આદરવામાં આવી. શોધતાં શોધતાં બારાડીમાંથી મૂળ ચિત્રને અનુકૂળ એવો એક આદમી મળી આવ્યો. ઘણે ભાગે તે આયર હતો. એના ફોટા–રેખાનો નકશો શિલ્પીએ દોર્યા અને ઈંગ્લાન્ડમાં જામરાવળનું શિલ્પ બનાવવાની તૈયારી કરી.

ત્યારે જામ રણજીતે શિલ્પીને જણાવ્યું કે મારે તો ઘોડેસ્વાર થયેલા જામરાવળની પ્રતિમા જોઈએ છે. ત્યારે શિલ્પીએ જણાવ્યું કે તો, પછી તમારે અસલ કાઠિયાવાડી ઓલાદનો અશ્વ ઈંગ્લાન્ડ મોકલવો પડશે. એને માટે યુરોપી અશ્વ ન ચાલે.

જામ રણજીત પાસે ભારે ઉમદા ઓલાદનો અશ્વિનીકુમાર નામનો ઘોડો હતો. અથોક રૂપાળો અને ઉમદા ઘોડાનાં તમામ લક્ષણવાળો આ ઘોડો હતો. એ અશ્વિનીકુમારને કોઈએ બેસતાં કે નિદ્રા કરતાં નહિ જોયેલ. જીવનભર એના શરીરે લાદ કે પેશાબનો દાધ નહિ પડેલ.

જામ રણજીતે આ ઘોડો આગબોટમાં ઈંગ્લાન્ડ મોકલ્યો. પણ ઘોડાનાં રૂપ જોઈને અંગ્રેજો મોઢામાં આંગળાં નાખી ગયેલ. ઘોડાને જોવા માટે કહે છે કે એક પાઉંડની ટિકિટ રાખવામાં આવેલી.

શ્રી. રવિભાઈ એમના પત્રમાં જણાવે છે કે શિલ્પી હર્બર્ટ હેટઝલાઈન જેનું શિલ્પ બનાવતો હતો ત્યારે અશ્વિનીકુમાર સાથે કામ કરતા શિલ્પીના ફોટા લંડન ન્યૂસમાં છપાયેલા. શ્રી. રવિભાઈએ એનાં

ચિત્રો ને નોંધ 'કુમાર' માસિકમાં તે વખતે આપેલા.

આ અશ્વિનીકુમાર સાથેની જામરાવળની પ્રતિમા જામનગરના લાખોટા તળાવમાં સ્મારકરૂપે મૂકેલ છે. આ અશ્વિનીકુમાર જામરણજીતને ખૂબ પ્રિય હતો. અગાઉ તો મનાતું કે ઉમદા લક્ષણવાળા ઘોડાંથી રિદ્ધિસિદ્ધિ મળે છે. જામ રણજીતે અશ્વિનીકુમારની ઘોડાહારમાં એક વીલ કરીને ચોડી રાખેલ કે અશ્વિની-કુમારના મૃત્યુ પછી પૂરી અદબથી એના શરીરની દફન વિધિ કરવાની છે.

આ અશ્વિનીકુમારના મૃત્યુ બાદ પ્રતાપવિલાસની બાજુમાં એની દફનવિધિ કરેલ અને સ્મારક રૂપે નાની એવી દેરી પણ ચણવામાં આવેલ. લોકોને આ અશ્વ ઉપર એટલી બધી શ્રદ્ધા હતી કે તાવ વગેરે બિમારી થતાં એ અશ્વને દેવાંશી માની એને પગે નાળિયેર વધેરતા. આ અશ્વિનીકુમારની પ્રતિમા પણ જામરાવળની પ્રતિમા સાથે લખોટા તળાવમાં છે.



## અશ્વની ઉત્ક્રાંતિ

અશ્વની ઉત્ક્રાંતિનો ઈતિહાસ ઘણો રસિક છે. પ્રાણીશાસ્ત્રમાં કોઈપણ પ્રાણીનો ક્રમબદ્ધ વિકાસ થયો હોય તો તે ઘોડાનો. ઘોડાના અવશેષો ભૂસ્તરના યુગેયુગના ખડકોમાંથી મળતા રહ્યા છે. ઘોડો, ગધેડો, ગેંડો અને ઝીબ્રા એક જ કૂળનાં પ્રાણી છે. તેમાં ગધેડો અને ઘોડો એ લગભગ પિત્રાઈ છે. બન્ને વચ્ચે જો કે લાખ ગાઉનું અંતર છે. શાસ્ત્રીય ભાષામાં આ પ્રાણીઓ 'ઈકયુઅસ' જાતિના પેટા વર્ગ 'ઈકવડી'-માં મૂકવામાં આવેલ છે. આ પ્રાણીઓ વચ્ચેની સગાઈ એમના પગનાં હાડકાં અને ખરીઓ ઉપરથી નક્કી કરવામાં આવે છે. એમ નક્કી કરવામાં આવ્યું છે કે પૂર્વના કાળે આ ઘોડાનું કદ ઘેટા જેવડું હતું. ખરીની જગ્યાએ ચાર આંગળાં હતાં. લાખો વર્ષ બાદ ઘોડો ખરીવાળો થયો. એમ કહેવાય છે કે એશિયામાંથી આ ઘોડો યુરોપ ગયેલ છે. અમેરિકાના અસલી વતનીઓએ તો ૧૮ મી સદીમાં ઘોડાનાં દર્શન કર્યાં.

વજુભાઈ વ્યાસ

## 'તુરંગ બાણ'

પૂર્વે મહાન બળ કે તેજ દાખવનારાઓને ગૌતમ, પુરુષર્ષભ, વૃષભ, ઋષભ વગેરે બળદ નામની ઉપમા અપાઈ છે તેમ કવિ બાણને એના હર્ષચરિત-ના ત્રીજા ઉચ્છવાસમાં અશ્વવર્ણનની ઉત્કૃષ્ટતાથી 'તુરંગ–બાણ' નું બિરૂદ અપાયેલ છે. કોઈ એમ પણ કહે છે કે બાણ રચિત કાદમ્બરીમાં એમણે આપેલા ઈન્દ્રાયુધ અશ્વના ઉત્તમવર્ણનથી પણ કદાચ આ બિરદ આપવામાં આવ્યું હોય. જો કે અશ્વના નામ ઉપરથી શાસ્ત્રોને પુરાણોમાં ઘણા ઋષિઓ અને રાજાઓનાં તથા નદી નગરો ને તીર્થનાં નામ પડયાં છે. જેમકે અશ્વ, અશ્વકેતુ, અશ્વત્થામા અશ્વનગર, અશ્વનદી, અશ્વિ-નીકુમાર, અશ્વસેન, હયગ્રીવ, હયશિરા વગેરે. એમ કહેવાય છે કે બાણભટ્ટને તેમનો વાણીનો પ્રવાહ 'અશ્વધાટિ' એટલે કે ઘોડાની ચાલની પેઠે વેગવાળો હોવાથી પણ તેમને 'તુરંગ બાણ'નું બિરદ અપાયું હોય. આ અંગેની વિશેષ વિગત શ્રી છ. હ. પંડયાના કાદમ્બરીના ગુજ-રાતી અનુવાદની પ્રસ્તાવનામાં આપેલ છે.

કાનજીભાઈ બારોટ

# હાદા ખુમાણનો બાવળો

સુરગભાઈ વરૂ (નાગેશ્રી)

**ઢોલ ત્રંબાળુ ત્રહ ત્રહે; હાણુ પર કરે હાણુ;**
**ઘોઘા ગઢ લગ ઘૂમતા, હાદલના હમસાણ.**

એંસી વર્ષની ઉંમરે ભાવનગરના મહારાજા વજેસંગે આંચકી લીધેલ પોતાનો ગરાસ મેળવવા હાદા ખુમાણે પોતાના જોધારમલ બેટડા ગેલા ખુમાણ, જોગીદાસ ખુમાણ ને ભાણ ખુમાણ સાથે બહારવટું આદર્યું છે, અને ગોહિલવાડની ધરતી ધમરોળી નાખી છે.

એક વાર ઉમરાળાથી રાજની તિજોરી ભાવનગર જાય, હાદા ખુમાણે તિજોરીના રખેવાળોને મારીને તિજોરી લૂંટી.

બહારવટિયા વાંહે ભાવનગરની વાર ચડી. બહારવટિયા અને વારને ૫–૭ ગાઉનું અંતર પડી ગયેલું. બહારવટિયાએ ગિર તરફ ઘોડાં વહેતા કર્યાં.

બપોરના ૧૨ થયા છે. ખરેખરો તડકો જામ્યો છે ત્યારે બહારવટિયા ક્રાંકચ પાસે શેત્રુંજીમાં ઊતર્યા. ઘોડાં થાક અને તરસથી રઘવાયાં થઈ ગયેલાં. હાદા ખુમાણની ઘોડીએ આંધળી થઈ પાણી પીવા દોટ મૂકી. હાદા ખુમાણે ઘોડી પાણી ન પીએ એ માટે લગામ ખૂબ ખેંચી, પણ ઘોડી તરસે વ્યાકુળ થઈ ગયેલી. એ તો પરાણે પાણી પીવા માંડી વધારે પાણી પીતાં ઘોડી ફાટી પડી.

હાદા ખુમાણ ઊભા રહ્યા. પોતાની પ્રાણથી પ્યારી ઘોડીને તરફડતાં અને ઘડીકમાં ઘોડીનું પ્રાણ પંખેરું ઊડી જતાં જોઇ ઘોડી માથે પોતાની પછેડી ઓઢાડી પોકે પોકે રોવા લાગ્યા.

"બાપુ ઘોડી વાંહે આમ રોવાય ?" જોગીદાસ ખુમાણે આશ્વાસન દેતાં કહ્યું.

"બાપ જોગીદાસ ! આ ઘોડી માથે મેં કેટલાં ધીંગાણાં ખેલ્યાં છે ! એનો કયાં વાંક હતો ? આપણે બુઢી ઘોડીની જરાય સંભાળ ન રાખી. એની ભૂખ સામેય ન જોયું. એની તરસ સામે ય જોયું." હાદા ખુમાણે આંસુ લૂછી કહ્યું.

"બાપુ ! બહારવટિયાનાં ઘોડાંની આવી જ દશા રહેવાની." જોગીદાસે કહ્યું.

"ઇ તો હું ય જાણું છું. પણ આજ આ ઘોડી જતાં મને કેટલું વસમું લાગ્યું છે એ તને કેમ સમજાવું ! કાઠિયાણીએ ગામતરું કર્યું તે દી પણ મને આટલું વસમું લાગ્યું ન હતું." હાદા ખુમાણે ગળગળા થઈ કહ્યું.

"હવે બાપુ, મોઢું ધોઇ લ્યો. અહીં ઘોડીનો ખરખરો કરશું ત્યાં વાર આવી પહોંચશે." ભાણ-ખુમાણે હાદાખુમાણને વારની યાદ આવતાં કહ્યું.

પાછળ વાર આવે છે એની યાદ આવતાં હાદા ખુમાણે મોઢું ધોઇ પોતાની ઘોડી તરફ છેલ્લી નજર કરી, ઘોડી તરફથી બીજે નજર ફેરવતાં શેત્રુંજીને કાંઠે ચરતાં ૫૦૦ બકરાં વચ્ચે એક ઊંટ જેટલો ગજાળો ઘોડો જોયો.

"ભાઇ જોગીદાસ ! ઓલ્યો ઘોડો સારો લાગે છે." હાદાખુમાણે ઘોડો જોઇ કહ્યું.

"બાપુ ! આપણાં આટલાં ઘોડાં અહીં છે, છતાંય ઘોડો ખાંભાની જેમ ઊભો છે. એટલે ટાઢો લાગે છે." જોગીદાસે કહ્યું.

"ના ભાઇ ના ! ઘોડાનો રંગ, એની પૂંછડી, એની પશમ વગેરે બતાવે છે કે ઘોડામાં ઘણું પાણી છે. હાલો એને જોઇએ."

"એલા આયર (ગોકળી) ! આ ઘોડો ક્યાંથી કાં ગયો ?" હાદા ખુમાણે ગોવાળને પૂછ્યું.

"બાપુ ! એને દૂધનો મીણો ચડગો છે. નાનો હતો ત્યારથી એ આ બકરાં ભેગો રહે છે. જેટલી દૂઝણી બકરી હોય એને ધાવે છે. બકરી ધાવવા ન દે તો પાડીને પીવે છે." ગોવાળે જવાબ આપ્યો.

'તયે તો એની નળિયુ સાજી. ચડાવ કર્યો છે ?" હાદા ખુમાણે કહ્યું.

"ના બાપુ ! ક્યારેક ચોકડુ ચડાવીએ છીએ.' ગોવાળે કહ્યું

"તયે તો કામ થયુ સુરજદાદાએ સામેથી જ ઘોડો મોકલ્યો એના જાવ, આપણી ઘોડીનો સામાન લઇ આવો." પોતાની સાથેના બહારવટિયાને પહેલી ઘોડીનો સામાન લઇ આવવાનું કહ્યું,

"એલા ગોકળી ! ઘોડો કોનો છે ?" હાદા ખુમાણે પૂછ્યુ

"બાપુ ! મેરામ ખુમાણનો"

"તયે તો આપણો જ ગોકળી ! મેરામભાઇને કહે જે કે હાદા ખુમાણની ઘોડી મરી જતા આ બાવળો લઈ ગયા છે મેરામભાઇ કહેશે એ કિંમત મોકલી દેશુ "

"પણ બાપુ ! મને મેરામભાઇ ખીજાશે તો ?" ગોકળીએ મૂઝાતા મૂઝાતા પૂછ્યુ

"આ લે ૫૦ રૂપિયા, મારૂ નામ દેજે છતાં મેરામભાઇ કહેશે તો ઘોડો પાછો મોકલી દેશુ "

આમ વાત કરતા હતા ત્યા માણસ ઘોડીનો સામાન અને લગામ લઇ આવ્યો બાવળા માથે સામાન માંડી લગામ ચડાવી તો ય ઘોડાએ આખ ન ખોલી

ખગાક જય કરતા હાદા ખુમાણ બાવળા માથે ચડયા અને એડી મારી એટલે બાવળો ઊંધમા ને ઊધમા ઊપડયો

"બાપુ ! આ બાવળો હજી આખ ઉઘાડતો નથી ધ્યાન રાખજો" જોગીદાસે હાદા ખુમાણને કહ્યુ

"બાવળો આંખ ઉઘાડે નહી, એ તો ઊંધમા ને ઊંધમા ૧૦ ગાઉ જાય એવો છે" એમ કહીને જોરથી એડી મારતા બાવળાએ આખ ઉઘાડી

પોતાની માથે કાઇક બેઠુ છે, તેનું એને ભાન થયુ બાવળો દોડયો દોડતાં દોડતાં પાછો આંખો મીંચીને દોડવા લાગ્યો થોડીવારમા સેંજળ અને મેરાણાના ડુંગરા આવ્યા ડુંગરમા બહારવટિયા અલોપ થઇ ગયા

હાદા ખુમાણે દોઢ–બે મહિનામાં તો બાવળાને ફેરવીને સારી તાલીમ આપી દીધી પણ તેની આંખ મીંચીને ચાલવાની ટેવ ન ગઇ ત્યારથી જે માણસ ઊંધુ ઘાલીને હાલે એને લોકો કહેતા "કા ભાઇ હાદા ખુમાણના બાવળાની જેમ આંખો મીંચીને ચાલે છે?"

બહારવટામાં બાવળો બહુ સારો નીવડયો હાદા ખુમાણ બાવળાના પાણી ઉપર વારી જાય છે રાજુલાથી ઠેઠ ઘોઘા સુધી ભાવનગરના ગામડા રોજ ભાંગે છે હાદા ખુમાણનું નામ સાભળતાં ગામડા ધ્રૂજે છે

એક વાર ખાપરાના ડુંગરામાં હાદા ખુમાણ પોતાના ૫૦ સાથીદાર સાથે પડયો છે

જોગીદાસ ખુમાણ સૂરજ સામે માળા ફેરવતા સૂરજના જાપ જપે છે જાપ પૂરા કરી હાદા ખુમાણ પાસે આવ્યા

હાદા ખુમાણને કહે "બાપુ ! આમ ગામડા ભાગવાથી થોડો ત્રાસે છે એમા ભાવનગર રાજનું રૂંવાડુ યે ફરકતું નથી અને આપણે પાપના પોટલા બાંધીએ છીએ '

"ગરાસના મૂળમા જ પાપના પોટલાં છે પાપના પોટલાનો વિચાર કરીએ તો ગરાસ ઘરે ન આવે.' હાદા ખુમાણે કહ્યુ

"પણ બાપુ ! આપણે આટલા ગામ ભાગ્યા તો ય મહારાજા વજેસંગના દિલમા જરાય થડકો લાગ્યો હોય એવુ લાગતુ નથી હવે તો મને ગામ ભાગતા ત્રાસ થાય છે જોગીદાસે કહ્યુ

"રૈયતના ત્રાસની રાજને પડી હોતી નથી રાજની તિજોરી લૂટીએ, રાજની પોલીસને ધમેડીએ તો જ રાજની આખ ઊઘડે" હાદા ખુમાણે કહ્યુ.

"મહારાજ વજેસંગની આંખ ઉઘાડવા હવે કાઇક કરવુ જોઇએ " ભાણ ખુમાણે કહ્યુ "નકર મહારાજ કાંઇ ગરાસ પાછો આપશે નહી નાનવીમાં

નાવાનું તો એક કોર રહ્યું પણ નાવલી કાંઠે મરીએ તો સારું." ભાણુ ખુમાણે કહ્યું.

કુંડલા અને નાવલીની વાત આવતાં હાદા ખુમાણના મોઢાનો રંગ બદલાઇ ગયો. પોતાના કલેજાના ટૂકડા જેવા કુંડલાને મહારાજે વગર વાંકે આંચકી લીધું છે.

વાત યાદ આવતાં તેમના ડીલમાં વેર, વેર એમ પોકાર ઊઠ્યો. વેરની આગ સળગી ઊઠી.

"મહારાજા વજેસંગ આજ ક્યાં છે ?" જોગીદાસને હાદા ખુમાણે પૂછ્યું.

"બાપુ ! આજે મહારાજા શિહોર છે એવા વાવડ મળ્યા છે." જોગીદાસે જવાબ આપ્યો.

હાદા ખુમાણની દાઢી અને મૂછ ફરક ફરક થવા લાગ્યા. ક્રોધમાં સમ સમ કરતાં રૂંવાડાં ઠરડાઇને બેઠાં થઈ ગયાં. ક્રોધે આંખમાં લોહીની ટશરો ફૂટી. આંખ્યું ધગેલ ત્રાંબા જેવી લાલઘુમ થઈ ગઇ.

હાદા ખુમાણે બહારવટિયાને ઘોડાં તૈયાર કરવા કહ્યું. બાવળા માથે સામાન મંડાઇ ગયો. હાદા-ખુમાણે બાવળા માથે સવાર થઇ શિહોર તરફ ઘોડો વહેતો કર્યો. પાછળ જોગીદાસ અને ભાણુ ખુમાણે ઘોડાં સપેટાવ્યાં. જોતજોતામાં શિહોર આવ્યું.

"બાપુ ! આ શિહોર છે." સાથીદારે કહ્યું.

"કેમ બા ! શિહોર ભાળી પગ પાછા પડવા માંડ્યા ?" હાદા ખુમાણે મહર કર્યો.

"આ પગ પાછા પડવાની વાત નથી, મહા-રાજા વજેસંગ આજ શિહોરમાં છે." સાથીદારે જવાબ આપ્યો.

"મને ખબર છે, તેથી જ મહારાજા શિહોરમાં હોય અને શિહોર ભાંગીએ તો જ કોઠાને ટાઢક થાય." હાદા ખુમાણે કહ્યું.

સાથીદારો આજ હાદા ખુમાણને આવું ઉતા-વળિયું પગલું ન ભરવા સમજાવે તે પહેલાં હાદા ખુમાણે બાવળાને એડી મારી ફેંટાવ્યો. - પાછળ જોગીદાસ અને ભાણુ ખુમાણ.

"બહારવટિયા આવ્યા ! બહારવટિયા આવ્યા !" એમ શિહોરમાં બૂમ પડી. દરવાણી દરવાજો બંધ કરે એ પહેલાં દરવાણી અને ચોકીદારોને ભાલે પરોવી દીધા. દરવાજાનો કબજો ૧૦ જણાએ લઇ લીધો અને બહારવટિયાઓએ શિહોરની બજારમાં લૂંટ ચલાવી.

ભયંકર વાવાઝોડું પળવારમાં ત્રાહીમામ પોક-રાવે એમ શિહોરને ત્રાહીમામ પોકરાવી, શિહોરમાં લૂંટ ચલાવી વંટોળિયાની જેમ હાદા ખુમાણ પાછો ફર્યો.

મહારાજ વજેસંગ હજી પોઢ્યા હતા ત્યાં મહાજને પોક મૂકી : "મહારાજ ! ગજબ કર્યો. આપની હાજરીમાં હાદા ખુમાણે શિહોર ભાંગ્યું."

"હેં !" કહેતાં મહારાજે પોતાની સમશેર સંભાળી ફોજ સાબદી કરવાનો હુકમ કર્યો. હુકમ થતાં અમલ થયો.

રણીબંબ ટટાં ટટી ટં, રણીબંબ ટટી ટટાં ટં અને ઘોડાં ઘોડાં થતાં ફોજ તૈયાર થઈ. પલવારમાં ૩૦૦ માણસોની ફોજ લઇ મહારાજા વજેસંગે હાથી માથે સવારી કરી. વાર હાદા ખુમાણની વાંહે ધૂઘવતા પૂરની જેમ વહેતી થઈ.

"જો જો હો ! આજ હાદો ખુમાણ જાવો ન જોઇએ !" મહારાજે હુકમ કર્યો. વારે ઘોડાં મારી મૂક્યાં. ભાગતા બહારવટિયાએ વાગડદા થાગડદા બાગ ડદા વાગડદા થાગડદા બાગડદા ડાબલાની બઘબઘાટી અને બબડાટી સાંભળી.

જોગીદાસ ખુમાણે પાછું વાળીને જોયું. મહારાજ વજેસંગને હાથી માથે બેઠેલા જોયા. વાર ચડીચોટ બહારવટીઆની વાંહે માર માર કરતી ધૂઘવતા પૂરની જેમ દોડી આવે છે.

"બાપુ ! ભાગો, આજ મહારાજ વજેસંગ આપણી વાંહે ચડયા છે. કાળે કટકેય સૂઝે નહીં" જોગીદાસે હાદા ખુમાણને ચેતવવા કહ્યું.

"સૂરજ લાજ રાખશે." હાદા ખુમાણે અધર્યા થયા વગર ટાઢે કોઠે જવાબ આપ્યો.

"બાપુ ! વારમાં ઝાઝા મ[illegible] આપણે થોડાં છીએ." ભાણુ ખુમાણે અધર્યા

"હોય, સૂરજ લાજ રાખશે." હાદા ખુમાણે ફરીને એ જ જવાબ અ પ્યો.

"બાપુ ! આજનો રંગ જુદો છે પછે જેવી તમારી ઇચ્છા." જોગીદાસ ખુમાણે કહ્યું.

"તારે મહારાજ વજેસંગની ઊધ હરામ કરવી હતી ને !" હાદા ખુમાણે દાઢમાંથી કહેતાં બાવળાને એડી મારી જોરથી એડી મારતાં બાવળાએ આંખ ઉઘાડી

વાહે હાવલાની બઘડાટી સાંભળી ભાથામાંથી તીર છૂટે એમ છૂટયો. વાહે જોગીદાસ અને ભાણ-ખુમાણ તથા ૫૦ સવાર. પાછળ સગડ દબાવતી મહારાજા વજેસંગની વાર આમ પાંચેક ગાઉ ગયા, પણ બહારવટીઆ વારને કેમેય આંબવા દેતા નથી.

બહારવટિયા ભેગા એક રૂખડ અરડુ નામના ગઢવા પણ હતા એની ઘોડી આમ તો પાણીદાર પણ વછેરી ઘોડી એણે આવી રમત જોઈ ન હતી એ ધીરી પડવા મ ડી. હરેરવા મંડી બહારવટિયાની પાછળ રહેવા લાગી રૂખડ અરડુને થયુ આજ મારી ઘોડી બહારવટીઆ સાથે પૂરું નહીં કરે અને આપણે તળમાં રોકાઈ જાશુ, એણે પોતાની ઘોડીના ત્રીગમા ભાલાની અણી ગુસ્સામાં દબાવી અને ઘોડી દબાવી હાદા ખુમાણ પાસે ઘોડી લઇ હાદા ખુમાણને મેણુ મારતો દુહો લલકાર્યો.

"સો વાર શિહોર તણી, લીધી લોમે લાજ;
પારોઠના પગ આજ, (કા) હાથી ભરે હાદીઓ!"

(હે હાદા ખુમાણ ! લોમા ખુમાણે ૧૦૦ વાર શિહોરના રાજાની લાજ લીધી છે. આજ તું મરદ જેવો મરદ થઇને અને હાથી જેવો હોવા છતા કા પારોઠનાં પગલાં ભર ?)

"ભણે આપા રૂખડ ! હવે ઝાઝા વેણુ ભણતો નહીં. હુ આ સામું મેદાન આવે એની વાટ જોતો હતો" એમ કહી હાદા ખુમાણે બાવળાને મેદાન તરફ ખરડયો મેદાનમા ઘોડાને કુંડાળે નાખ્યો, વાહે બહારવટીઆનાં ઘોડાં પણ કુડાળે પડયાં. એક કુંડાળુ લીધું, બીજા કુંડાળામાં બહારવટિયાએ અર્ધચંદ્રાકાર વ્યૂહ કર્યો અને વારની સામે ઊભા રહ્યા.

હાદા ખુમાણની એક બાજુ જોગીદાસ ખુમાણ અને બીજી બાજુ ભાણ ખુમાણ ગોઠવાઇ ગયા હાદા ખુમાણે ભાલાને સીધો વાર સામે કરીને બગલમાં દબાવ્યો. પોતાની તલવારને ગાળાચંડી કરી જમણા હાથમાં લીધી. બધા બહારવટિયાએ હાદા ખુમાણનું અનુકરણ કર્યું અને સૂરજ સામે જોઇ પ્રાર્થના કરી કે "હે સુરજ ! હે દાદા ! આજ તારા પોતરાની લાજ રાખજે."

મહારાજની ફોજ બહારવટિયા સાથે ભેટો કરવાની ઉતાવળમાં અવ્યવસ્થિત થઇને વારના સવારો દાણો દાણો થઇને છૂટા પડી ગયેલા. ફોજ બહાર-વટિયાનો વ્યૂહ સમજે અને વ્યવસ્થિત થાય તે પહેલાં પોતાના સાથીદારોને વ્યવસ્થિત કરીને દરેક બહાર-વટિયે જુદા જુદા સવારોને લક્ષમાં લીધા

"શાબાશ બાવળા !" કહીને હાદા ખુમાણે બાવળાને એડી મારી એડી પડતાં બાવળો જાગી ગયો તોપના ગોળાની જેમ બાવળો છૂટયો. હાદા-ખુમાણે ફોજના સરદારને ભાલે પરોવી દીધો બીજા હાથે એની બાજુના સવારને ધૂળ ચાટતો કર્યો

દરેક બહારવટીએ પલવારમાં ૨-૩ સવારોને લહાણમા લઇ લીધા પલવારમા ઝાકાઝીક કરતી બટાઝટી બોલી ગઈ અને મહારાજાની ફોજનો બહારવટીઆએ સોથ વાળી દીધો

માર માર કરતા હાથી ઉપર બેસીને આવતા મહારાજા વજેસગ આગળ પોતાનો બાવળો લાવી હાદા ખુમાણે મહારાજાને કહ્યુ "એ વજા મહારાજ ! આજ આ લુંટીઆનો ખેલ જોવો હોય તો હાથીને એક બાજુ ઊભો રાખી જોઇ લ્યો !"

પોતાની હાજરીમાં શિહોર બાગેલું અને પોતાની નજર સામે પોતાની સેનાનો સોથ વળતો જોઇને મહારાજાને રોમરોમ અગનઝાળ લાગી ગયેલી.

"હવે જોયા જોયા !" કહીને મહારાજાએ રીસમાં સોઈ ઝટકીને હાદા ખુમાણને દબવા સાગ

[અનુ૦ પૃ. ૫૯૨

# ગીગાશાનો બડકમદાર બાવળો

આપલભાઈ ગઢવી (બાબરીઆધાર)

ઊંટ ઘોડાં ને આબરૂ, નગારાં ને નિશાણ;
ઘૂઘવતાં ઘમસાણ, નત્ય વેંડારે નાગડો.

રાજુલા અને ખાંભા વચ્ચે રાયડી ગામમાં નાગાશા ફકીર. જેની જમાતમાં સો સવાસો માણસો ફરતાં. પાંચ મણ વજનમાં લોખંડના થાંભલા જેવી લાકડીમાં લીલો નેજો ફડાકા મારે. પંજો ઝળાં ઝળાં થાય. નિશાન ડંકા સાથે નીકળે. ફકીરો હૂલ લેતા આવે. નગારા જેવડા ધૂપીઆમાં અંગારા ભરી ખોબે ખોબે લોબાન નાખે, ધુમાડાનાં મહેકતાં વાદળાં બંધાય.

શ્રદ્ધાળુ માણસો આવી આવીને પગે પડે. શ્રીફળના ઢગલા થાય. કોઈ ઓલિયો નીકળ્યો માની ગામધણી સેંકડો રૂપિયા, બશેર ખશેર અફીણ ને ગાંજો સૂકો હાજર કરે. આ ગામથી ઓલ્યે ગામ આ નાગાશાના ફકીરોની જમાત ફરતી. નાગાશા પૂરા દમામથી ભૂતડી ઘોડીએ ચડીને નીકળે.

આ ભૂતડી ઘોડીને એક વછેરો થયો. વાને બાવળો. વાંભ એક સાંકળ, ઢાલવા છાતી ને ઊંટ જેટલું ગજું. નાગાશાના દીકરા ગીગાશાએ આ બાવળાને એવી તાલીમ આપી કે ઘોડાની આગળ જે વસ્તુ હોય તે મોઢામાં પકડી અસવારને અંબાવી દે. ગાડર બકરાંના ઘેરામાં ઘોડાને નાખે. હડફેટમાં ગાડર કે બકરૂં જે આવે તે મોઢામાં પકડી અસવાર તરફ મોઢું કરે એટલે માથે બેઠાં બેઠાં અસવાર એના ખોળામાં લઈ લે. દોડતાં હરણને પકડી લે આવો કરાફાત બાવળો પાકયો.

એક વખત ગીગાશા ગિરમાં ધૂડજુંજવાના નેસમાં આવ્યા. માલધારી ચારણોએ માખણ ઉઘરાવી મણ સવામણ જેટલું હાજર કર્યું. ગીગાશા કહે: "મારે માખણ નથી જોઈતું, મારે સાવઝ જોઈએ છે."

ચારણો મુંઝાણા. ગિરમાં સાવજ તો ઘણા પણ પકડવો કેમ ! પકડે તો જૂનાગઢ રાજનો ગુનો ગણાય. નવાબ જીવતાં નખ કાઢી નાખે. ફકીર હઠે ભરાણો:

"લઉં તો સાવજ લઉં."

ગોવાળોએ વાત કરી કે ગુપતીના નેસમાં એક સિંહણને બે બચ્ચાં આવ્યાં છે. ચારણો હિંમતમાં આવ્યા. એકાદ બચ્ચું પકડી લેવાય તો ફકીરની હઠ પૂરી થાય. ગીગાશા પણ બાવળે ઘોડે ચડીને ભેગા આવ્યા.

ગુપતીના નેસમાં જોતાં જોતાં સિંહણને ભાળી. પંદર પંદર વાસા (દિવસ)ના બે બચ્ચાં ચહચહ ધાવી રહ્યાં છે. સિંહણ આડે પડખે પડી પડી બચ્ચાંને ચાટે છે. માણસોનો ઘેહ (ભારે) અવાજ સાંભળી સિંહણ ઊભી થઈ ને હાલી નીકળી. બચલાં પગમાં અટવાતાં જાય છે. જઈને એક કરમદીના ઢૂવામાં બેઠી.

વિયાણેલી સિંહણનું તો ઓઠું દેવાય. એની પાસે કેમ જાવું ? અને બચ્ચાંને કેમ પકડવાં ? ચારણોએ યુકિત કરી. ભેંસોનું ખાડુ વાળીને નાખ્યું સિંહણ ઉપર. ભેંસુ સિંહણની પાછળ પડી. ધરાહાર સિંહણને ભગાડી. સિંહણ ભાગી આથમણી ને બચ્ચાં ભાગ્યાં ઊગમણાં. એમ વખત જોઈને ગીગાશાએ બાવળાને હાંકયો. બચ્ચાંને ઉરમાં લીધાં. દોડતાં બચ્ચાંમાંથી એકને બાવળાએ પોતાના જડબા પકડી લીધું અને પોતાના અસવાર ગીગાશા ઉપર અંબાવ્યું. ગીગાશાએ બાવળાના મોઢામાંથી બચ્ચું લઈ લીધું ને ઘોડાને હાંકી મેલ્યો નેસ તરફ. નેસમાં આવ્યા ત્યાં સુધીમાં તો બચ્ચાએ ગીગાશાને લોહીઝાણ કરી નાખ્યા.

ભૂરાંટી થયેલી સિંહણે ચારણોની બે ચાર ભેંસુંને ઘાયલ કરી પણ ચારણોની આબરૂ રહી ગઈ.

ગીગાશાને પાટા પીંડી કર્યા ને સિંહણના બચ્ચાની પીઠે બાવળે ઘોડે દાંત બેસાડી દીધેલા એનેય પાટા બાંધ્યા. બીજે દિવસે ગીગાશા સાવજનું બચ્ચું લઈ રાયડી ઊપડી ગયા.

આ વાતની ખબર ટીંબરવાના મકરાણી નાકે-

દારોને પડી ચારણોને બોલાવી ધમકાવ્યા પછી એની જાણ જૂનાગઢ કરી જૂનાગઢે ભાવનગરને લખ્યુ. એની તપાસ થઈ ત્યાં છ મહિના વીતી ગયા છ મહિને સાવજનુ બચ્ચુ તો પઠ્ઠો કહેવાય આ પઠ્ઠાને ગીગાશા બે સાંકળે બાંધી રાખે ભૂહરી લટાળો ભારે વેશમાં આવ્યો છે વીસ વીસ ગાઉથી માણસો ગાડાં જોડી જોવા આવે છે રાયડી ગામ ભાવનગર તાબે હતુ.

જૂનાગઢના અમલદારો ભાવનગ ના અમલ દારોને લઈને રાયડી આવ્યા સિહની માગણી કરી ગીગાશાએ ના પાડી જબરદસ્તીથી લઈ જવાશે તો પોતે ત્રાગુ કરવાની ધમકી આપી કાતર કોટડા ને ડેડાણના દરબારો આવ્યા ગીગાશાને સમજાવીને સિહ પાછો અપાવ્યો

એક વખત રાવળ નદીમાં બેય કાંઠે પાણી આવેલુ, એમાં ગીગાશાએ બાવળાને ચડતા પૂરમાં નાખ્યો ઊંધે માથે નદીમાં તાણ વધારે બાવળો તણાણો એક ખેતરવા ત્રાંસો ત્રાંસો નીખ્યો આરો મૂકી ગયો સામે ભેખડ આવી બાવળો કૂદીને કાંઠે આવ્યો ને ગીગાશા જઈ પડ્યા નદીમાં માંડયા તણાવા ને ડબકાં ખાવા બાવળે પાછુ વળીને જોયુ પોતાના માલિકને તણાતો જોયો બાવળો ખાબ કયો પાછો નદીમાં એક ખેતરવા આગળ જઈને આડા પડયો ગીગાશા ઘોડાની કોટે બાઝી પડયા

બાવળો ગીગાશાને કાંઠીને બહાર કાઢયા

પછી તો ગીગાશાને અવસ્થા આવી બાવળો પણ આધેડ થયો એમાં એક દિવસ ગીગાશાને અફીણ ખૂટયુ. બાવળા ઉપર ચડીને અફીણ લેવા જાફરાબાદ ઊપડયા જમીન રસ્તે જાફરાબાદ જાય તો પહોંચતા ઘણીવાર લાગે ને અફીણ વગર નાડયુ તૂટે, એટલે બેવા બ દરથી બાવળાને નાખ્યો દરિયાની ખાડીમાં એક ગાઉ પાણી કાપીને જાફરાબાદ પહોંચવુ

ઘોડો મોડયો પાણીમાં શેલારા દેવા અરધે રસ્તે જતાં ઘોડાના પગે ઝૂડની જેમ પાણીમાં કોઈ જાનવર વળગી પડયુ જાનવર ઘોડાને પાણીમાં તાણે અને ઘોડો ઉપર બળ કરે ગીગાશાને થયુ કે હવે ઘોડોય ડૂબશે ને પોતાના ય સો વરસ પૂરાં એટલે ગીગાશાએ ઘોડાની સરકના બે બેવડા ઘા ઝીંકયા બાવળાને જિંદગીમાં આજ પહેલો વહેલો માર પડયો ઝ ઝેડા દઈને કાંઠ પહોંચ્યો પણ ઘોડાના પ્રાણ નીકળી ગયા

બુઢો ફકીર ખાડીના કાંઠ ધ્રુસકે ધ્રુસકે રાયો ગામ લોકોએ સમજાવીને છાનો રાખ્યો ઘોડાને માથે અચળો ઓઢાડી જાફરાબાદની ખાડીમાં દફન કર્યા ગીગાશા જીવ્યો ત્યાં સુધી ઘોડે ન ચડયો આ બાવળાની મા ભૂતડીએ ૮૦ વર્ષ જીવીને ગીગાશાના બાપ નાગાશાની પાછળ ઝૂરી ઝૂરીને પ્રાણ છોડેલા

પૃ ૫૮૦ થી ચાલુ ]

ઝીકી સાવધ હાદા ખુમાણે ભાલાની બૂડીથી બાવળાના આગલા પગે ઇશારો કરતા બાવળો ગોઠણભર થઈ ગયો મહારાજનું નિશાન ખાલી ગયુ સાંગ જમીનમા ખૂપી ગઈ

"તમે તમારેય રંગ જેવા લાગે છે, જોઈ લ્યો!" કહી બાવળાની કનોટી પાસે પડેલી રાખ વાઘને ખેંચતા બાવળો કૂદ્યો ડાબા હાથીના કૂંભ સ્થળે પહોંચ્યા હાદા ખુમાણે હાથીના મહાવતને ભાલે પરોવી હેઠો પછાડયો હાથીના પડખામાં ભાલાનો ગોદો માર્યો

હાથી મહારાજા સોતો ભાગ્યો મહારાજાએ હાથીને વાળવા ઘણી મહેનત કરી, પણ હાથી હાદા ખુમાણના ભાલાનો સ્વાદ ચાખી ગયેલો, એટલે એ કેમેય પાછો ફર્યો નહી મહારાજના હાથી વાંહે મહારાજની ફોજ પણ ભાગી

આગળ લાદોડો વેરતો હાથી, પાછળ બૂડી

લાગતી વાર હાદા ખુમાણે ભાગતા મહારાજને સ ભળાવ્યુ કે મહારાજ ! આ હાદાનો હાથ વાયડો છે એની વાંહે ચ વાની ભૂલ નહી કરતા નહીતર ઘ ફરીને સખણો નહી રહે'

રૂખડ અરજએ મહારાજના ભાગતા હાથીને ભાળ્યો ભાગીને ભૂંડી લાગતી વારને ભાળી, વાંહે ડાબામથ્થા સાવજની જેમ ડણકતા હાદા ખુમાણને જોયો હાદા ખુમાણને પાછા વાળવા પહેલા મેણુ મારતો દુહો કહેતો, તેમા હાથી જેવી ઉપમા આપેલી તે બદલીને દુહો લલકાર્યો

કુંડળ ગઢના કેસરી, તું ડણકે જયા ડાઢાળ,
(ત્યાં) છાંડે ગઢ સોઢાળ, હું ગૂડીને હાકલા !

હે કુંડલાના હાદા ખુમાણ ! તું ડાઢાળા કેસરીની જેમ જ્યારે ડણક નાખે છે, ત્યારે સૂંઢવાળા હાથી જેવા સરદારો ગઢ છોડીને તારી હાક સાંભળતા ભાગવા લાગે છે

